ભાગ્ય વિધાન અર્થે બાપુજીનું દાંડી તરફ પ્રયાણ ને ભાષણો.



સંપાદક

અને

પ્રકાશક



રમણલાલ

ચુનીલાલ





# ભારતનું ઘડતર

ભાગ પહેલો

આના. ૬

# ભારતનું ઘડતર

(લવણ નિ:શસ્ત્ર સત્યાગ્રહ મુક્તિસંગ્રામ)

## ભાગ પહેલો

(સૌ. બ્હેન હંસા મહેતાની પ્રસ્તાવના સાથે)

પ્રથમાવૃત્તિ

વિક્રમ સંવત ૧૯૮૬, ગાંધી વર્ષ ૧

ઇસુનું વર્ષ
૧૯૩૦



આના
૬

સંગ્રાહક અને પ્રકાશક:
રમણલાલ ચુનીલાલ
દાદીશેઠ અગીયારી લેન, મુંબઈ.

# ભારતનું ઘડતર

## બીજો ભાગ સત્વર પ્રકટ થશે

### આ પુસ્તક મળવાનાં ઠેકાણાં

મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું. કાલબાદેવી–મુંબઈ.

પંડિત નારાયણ મૂળજી પુસ્તકાલય–કાલબાદેવી, નરનારાયણના મંદિરની બાજુમાં–મુંબઈ.

રતિલાલ બી. ભાયાણી–મુલેશ્વર મંદિર, મુંબઈ.

મેઘરાજ પુસ્તક ભંડાર–પાયધુની મુંબઈ

મેસર્સ સી. જમનાદાસ એન્ડ કંપની–પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

આર. આર. શેઠ–પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

ધી જનરલ બુક ડીપો, ૧૧૬, પ્રીન્સેસ સ્ટ્રીટ. મુંબઈ.

ઊર્મિ ઓફીસ, શ્રી હરિ–હર પ્રેસ, ૧૮૧. બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

આર. એમ. મહેતા બુકસેલર્સ, એન્ડ પબ્લીશર્સ–નડિઆદ.

તેમજ તમામ બુકસેલરને ત્યાંથી મળશે.

મુદ્રક હરિલાલ વલ્લભદાસ :: શ્રી હરિ–હર પ્રીન્ટીંગ પ્રેસ
૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ મુંબઈ ૧.

# પ્રસ્તાવના.





ભારતના મુકિતસંગ્રામનું મંડાણ જે મુહુર્તે મહાત્મા ગાંધી, સાબરમતી આશ્રમ છોડી દાંડી જવા નીકળ્યા ત્યારથી લેખાશે. આ મહાભિનિષ્ક્રમણની અસર સારા દેશ પર પડી. સુષુપ્ત લોકો જાગ્યા. જોતજોતામાં દેશ રણગીતોથી ગુંજી રહ્યો. દેશપ્રેમી યોધ્ધાઓ રણમાં કૂદી પડયા. આ સંગ્રામ તો હજી ચાલુ છે. તેની પૂર્ણાહુતિ હજી થઇ નથી. એનું પરિણામ તો લોકનિશ્ચયને તેમજ ઇશ્વરને આધિન છે. આ નાનકડા પુસ્તકમાં ગાંધીજીની સબરસ યાત્રાનું વૃત્તાન્ત આલેખ્યું છે. **ભવિષ્યમાં જ્યારે ભારતનો સત્ય ઇતિહાસ લખાશે, ત્યારે આ મહાયાત્રાને મહત્વનું સ્થાન આપવું પડશે. તે વખતે આ પુસ્તક અત્યંત ઉપયોગી થઇ પડશે.**

**હંસા મહેતા**

તા૦ ૧૮-૭-૩૦.

# અર્પણ

---

નૂતન ભારતના ભાગ્ય વિધાતા
જે ભારત ઘડતરના ચણતરમાં
હસતાં હસતાં અર્પાઇ રહ્યા છે,
જેમની હાકલે દેશના અનેક
શહીદો જાન કુર્બાન
કરી રહ્યા છે, અને
જે આ ઘડતરમાં
સાચા સૂત્રધાર છે
એજ

**પૂજ્ય ગાંધીજીને ચરણે**

અત્યંત ભક્તિભાવ પૂર્વક

અ ર્પ ણ

હો !

# જુઓ સોનેરી પૉલીસી



સ્વાર્થ

સાથે

દેશ સેવા.



સત્યાગ્રહી કેદીઓની

પૉલીસી

હજી ચાલુ રાખવામાં

આવી છે.



ધી એશીઅન એશ્યુરન્સ કું. લી.

મુંબઇ.

વાયુ અથવા શરદીથી થઇ આવતી દુઃખદર્દોની વેદના ભોગવવા
કરતાં, તેનો ઇલાજ કરવા ઢીલ ન કરો. દુનિ-
આમાં મહાન અજબ જેવો ઇલાજ ઓડમેન્સનો



# સાઇપ્રસ-સાલ્વ
(રજીસ્ટર્ડ) (બામ)

તમારા દુઃખદર્દોનો જલદી અંત લાવશે. પછી ગમે તો તમને પીઠમાં અગર વાંસામાં દુઃખ થતું હોય, અગર સાંધામાં કળતર થતું હોય અગર કંમરમાં દરદ થઇ આવ્યું હોય, અથવા તો કમર રહી ગઇ હોય. આ સઘળા દુઃખ-દર્દોમાંથી તમો જલદી સારા થઇ શકશો.

## ઓડમેન્સ સાઇપ્રસ સાલ્વ (બામ)

કુદરતી અમુલ્ય ઔષધિઓનો મલમ છે. દુઃખ ઉપર આ મલમ મસળવાની સાથે ઝણઝણાટી સાથે, દરદના છિદ્રો વાટે દરદવાળી જગ્યા ઉપર આબાદ પહોંચી જઇ, દરદના પરમાણુઓને નિર્મૂળ કરવાની લડત ચલાવે છે. તેથી તાત્કાલિક થએલા દરદોમાંથી, જલદી આરામ આપનારી અસર ઉપજાવે છે અને લાંબા વખતના હઠીલા દરદનો થોડા દિવસમાં નીકાલ આણે છે.

## સાઇપ્રસ સાલ્વ.

માથાનો દુઃખાવો, શરદી, સલેખમ, કમરનું ઝલાઇ જવું, હાથ પગનું રહી જવું, હવાના ફેરફારથી શરીરમાં થઇ આવતો દુઃખાવો, ઝેરી જંતુના કરડવાથી થઇ આવતો સોજો, ચામડીના ચેપી દરદો વગેરે ઉપર તાત્કાલિક અસર કરનાર મલમ છે. ખાત્રી માટે સેમ્પલ ડબી એ આનામાં મંગાવી તેનો અનુભવ તમો કરી શકો છો.

મોટા ટીનના પોટની કિંમત રૂ. ૧–૦–૦ વી.પી. ખર્ચ રૂ. ૦–૬–૦ જુદા
૩ પાટના........ રૂ. ૨–૧૦–૦ ,, ,, રૂ. ૦–૧૦–૦ ,,

સોલ એજન્ટઃ—ધી એંગ્લો ઇન્ડીયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની.
૨૮૫ જુમા મસજીદ, પોસ્ટ બોક્સ નં. ૨૦૮૨, મુંબઇ, ૨.

# પૂ. ગાંધીજીની અગિયાર માંગણીઓ

૧ સંપૂર્ણ દારૂનિષેધ.

૨ હૂંડિયામણનો દર રૂપિયાની ૧૬ પેન્સ થાય.

૩ જમીનમહેસૂલ ઓછામાં ઓછું અર્ધું કરી નાખવામાં આવે અને પછી ધારાસભાના અંકુશ તળે તે મૂકવામાં આવે.

૪ મીઠાનો કર તદ્દન નાબૂદ થાય.

૫ લશ્કરી ખર્ચ હાલ છે તેના કરતાં અર્ધો કરી નાંખી તેમાં ઘટાડો કરવાની શરૂઆત થાય.

૬ આ પ્રમાણે કરવાથી મહેસૂલમાં થતા ઘટાડાને અંગે મોટા મોટા પગારદારોના પગાર અર્ધા અથવા તેથી જેટલા ઓછા કરવાનું ઘટે તેટલા ઓછા કરવામાં આવે.

૭ પરદેશી કાપડ ઉપર સ્વદેશની પૂરેપૂરી રક્ષા થાય એટલી જકાત નાંખવામાં આવે.

૮ શ્રી. હાજીનો હિંદી દરિઓકાંઠાના વેપાર સંબંધી કાયદાનો ખરડો પસાર કરવામાં આવે.

૯ સામાન્ય ન્યાયની અદાલતોએ ખુનના અથવા ખુનમાં મદદ કરવાના ગુહના માટે જેમને તકસીરવાર ઠરાવ્યા હોય, તેવા સિવાયના બધા રાજકીય કેદીઓને છોડી દેવામાં આવે, બીજા રાજકીય ગુહનાઓ માટે કામ ચાલતાં હોય તે બધાં બંધ થાય, રાજદ્રોહ વિષેની ૧૨૪ અ કલમ, ૧૮૧૮ નું રેગ્યુલેશન અને એવા બીજા કાયદા રદ થાય, અને આજે દેશવટો ભોગવી રહેલા દરેક હિંદીને પાછાં આવવાની પરવાનગી મળે.

૧૦ સી. આઇ. ડી. (ગુપ્તચર ખાતું) નાબૂદ કરવામાં આવે અથવા ધારાસભાના અંકુશ નીચે મૂકવામાં આવે.

૧૧ ધારાસભાના અંકુશ તળે રહીને આત્મરક્ષણને માટે બંદૂક જેને જેવાં હથિયાર જોઇએ, તેને તેવાં હથિયાર મેળવવાનો પરવાનો આપવામાં આવે.

# વંદેમાતરમ્

૨૫૪૪૧

( રાગ-શુદ્ધ સુંદર અતિ મનોહર )

વંદન ! સુકોમળ ! શાંત ! રસભર ! મંત્ર વંદેમાતરમ્ !
નંદનવને સુર ગુંજતો-અદ્‌ભૂત ! વંદેમાતરમ્ ! વંદન
ગુજરાત બંગ મરૂભૂમિ, સૌરાષ્ટ્ર ને મહારાષ્ટ્રમાં-
મદ્રાસ કર્ણાટક પુકારે, કચ્છ વંદેમાતરમ્ ! વંદન
મોંઘામુલો એ મંત્ર જગવે, જ્યોત નવલખ અંતરે
મા ભારતી ! ભકિત ભભક બસ, એજ વંદેમાતરમ્ ! વંદન
ઇતિહાસ ભારતના વીરોનો, પુણ્યગાથા ત્યાગની-
બલિદાનની ! કીર્તિકથા, ગાનાર વંદેમાતરમ્ ! વંદન
સુંદર લીલુડી વાડી સ્વર્ગીય, સૌરિભે બ્હેકી રહી
જ્યાં દેવ પણ રમતા ફરે, ગીત ગાય વંદેમાતરમ્ ! વંદન
સ્વાતંત્ર્ય કાજે શિષ અર્પ્યાં, વીર હસતા હોંશથી
એ કેશરી પડકારતા, રણમુકિત વંદેમાતરમ્ ! વંદન
આજે ઘરોઘર ને રગેરગ, બાલવૃધ્ધ યુવાન સૌ !
નરનારી બાળક પળપળે, પોકારે વંદેમાતરમ્ ! વંદન
કાયર બને ભડવીર વારો, થેકતા મુકિત રણે !
અર્પે વિજયની માળા એકજ, મંત્ર વદેમાતરમ્ ! વંદન
દેવે દીધેલો-ને ઝીલેલો, દેશ આખાયે ખરો
મણિમય અમારો પ્રાણ ને, સર્વસ્વ વંદેમાતરમ્ ! વંદન

પાદરાકર

# ભારતનું ઘડતર

## (લવણ નિઃશસ્ત્ર સત્યાગ્રહ મુકિતસંગ્રામ)

## અનુક્રમણિકા



'પૂર્ણ' સ્વરાજ પ્રાપ્ત કર્યા વિના, પાછા ન ફરવાની ભીષણ પ્રતિજ્ઞા લઇને તા૦ ૧૨-૩-૩૦ ને રોજ નીકળેલા, મહાત્મા ગાંધીજી અને ૮૧ આશ્રમવાસીઓનો પવિત્ર સંઘ, દાંડીના દરિઆ કિનારા તરફ પગપાળા કુચ કરી, નીચેના ગામોએ, જણાવેલા સમયે પડાવ કર્યો હતો. તેનીઃ-

## સત્યાગ્રહીઓની રોજનિશીની અનુક્રમણિકા

| વાર | તા. | સ્થળ | માઇલ. | પૃષ્ઠ. |
|---|---|---|---|---|
| મંગળ | ૧૮ | નાપા, બોરસદ | ૧૧ | ૯૪—૯૯ |
| બુધ | ૧૯ | રાસ, કંકાપુરી | ૧૨ | ૧૦૩-૧૦૭ |
| ગુરુ | ૨૦ | મહીસાગર અને કારેલી (૬ માઇલ નદી) | ૧૧ | ૧૦૯- |
| શુક્ર | ૨૧ | ગજેરા, અણખી | ૧૧ | ૧૧૯-૧૨૪ |
| શનિ | ૨૨ | જંબુસર, આમોદ | ૧૨ | ૧૨૮-૧૩૨ |
| રવિ | ૨૩ | બુવા, સમની | ૧૨ | ૧૩૪-૧૩૮ |
| સોમ | ૨૪ | મૌનવાર | | |
| મંગળ | ૨૫ | ત્રાલસા, દેરોલ | ૧૦ | ૧૪૦-૧૪૫ |
| બુધ | ૨૬ | ભરૂચ અંકલેશ્વર, (નર્મદા નદી મછવામાં બેસી ઓળંગી) | ૧૩ | ૧૪૯-૧૫૮ |
| ગુરુ | ૨૭ | સજોદ. માંગરોળ | ૧૨ | ૧૬૬-૧૬૭ |
| શુક્ર | ૨૮ | રાયમા, ઉમરાછી (કીમ નદી ઓળંગી) | ૧૦ | ૧૬૯-૧૭૫ |
| શનિ | ૨૯ | એરથાણ, ભટગામ | ૧૦ | ૧૮૫-૧૮૯ |
| રવિ | ૩૦ | સાંધીયેલ, દેલાડ | ૧૦ | ૧૯૪-૨૦૩ |
| સોમ | ૩૧ | મૌનવાર,—આરામ | | |
| મંગળ | ૧ લી એપ્રિલ, | છાપરાભાઠા, (સુરત, તાપી ઓળંગી) | ૧૧ | ૨૦૮- |
| ,, | સાંજે | સુરત (અશ્વનીકુમાર રોડ કેમ્પ) | | ૨૧૭- |
| બુધ | ૨ | ડીંડોળી, વાંઝ | ૧૨ | ૨૩૨-૨૩૬ |
| ગુરુ | ૩ | ધામણ, નવસારી | ૧૩ | ૨૪૧-૨૪૩ |
| શુક્ર | ૪ | વેજલપુર, કરાડી મટવાડ | ૯ | ૨૪૮-૨૫૪ |
| શનિ | ૫ | મી બપોરે ... ... દાંડી | ૪ | ૨૫૯- |

કુલ માઇલ ૨૪૧

श्री हरि ॐ!

# પ્રજાકિય મહાસભાનું (નેશનલ કોંગ્રેસનું) સિંહાવલોકન.

"जननी जन्म भूमिश्च स्वार्गादपि गरीयसी."

જન્મ આપનાર માતા અને જન્મભૂમિ, એ સ્વર્ગ કરતા પણ ચઢીયાતી છે.

મહાસભા (કોંગ્રેસ) એટલે પ્રજાકિય મંડળ, અથવા કહો કે આપણી પાર્લામેન્ટ.

પ્રાચીન કાળમાં દુનિઆ પરના અનેક દેશો, જ્યારે અજ્ઞાન અને અવિદ્યાના અંધકારમાં પડયા હતા, ઈંગ્લાંડના લોકો નગ્નાવસ્થામાં જંગલી જિંદગી ગાળતા હતા, તે સમયથી તે ઇ. સ. ૧૬૦૦ ની સાલ સુધી આપણો આર્યાવર્ત વિદ્યાકળાની ટોચે હતો! ધનધાન્ય અને અઢારેભાર વનસ્પતિથી આબાદ હતો! જમીન કાચા સોનાથી ભરેલી હતી! ગાયો દૂધની નદીઓ વહેવડાવતી હતી! ગંગા ગોદાવરી જમના, સરસ્વતી, બ્રહ્મપુત્રા, નર્મદા, કાવેરી, જેવી સાગર સમી નદીઓ એના ચરણ પખાળતી અને પખાળે છે! લોકો સુખી સમૃદ્ધિવાન સાહસિક અને અધ્યાત્મિક જ્ઞાનમાં પૂરા પારંગત હતા! દેશમાં તમામ રાજાઓ હિંદુઓજ હતા. પણ જેમ કોઇ સૌંદર્યવાન સ્ત્રીને તેનું સૌંદર્યજ કેટલીક વાર નાશ કરનાર નીવડશે, તેવીજ રીતે આપણા સમૃદ્ધિવાન દેશનો તેની સમૃદ્ધિ, એજ નાશ કરનાર બની! તેની વિપુલ સમૃદ્ધિથી આકર્ષાઇને અનેક પરદેશી પ્રજાઓ આપણા દેશ પર

ચઢી આવી! તેમાં મુસલમાનો પૈકી પ્રથમ અફગાનો અને પછી મોગલો આવ્યા! આ લોકોએ તલવારને બળે રાજ્યો જીત્યાં અને તે તે સ્થળે રહ્યાં. અનેક મંદિરો તોડયાં, લુટફાટ કરી, પણ તેને બદલે અનેક મહેલો, મસ્જીદો, મિનારા વગેરે આપણા હિંદમાંજ બંધાવ્યાં-આથી દેશનું દ્રવ્ય દેશમાંજ રહ્યું. અને દેશી કારીગરોને જ રોજી મળી. આમ પરદેશી રાજાથી લુટફાટ વગેરેનું દુઃખ પડયું, પણ તેઓ હિંદમાંજ રહેવાથી છેવટે ધનધાન્યનું તો સુખ મળતુંજ! આવી રીતે મોગલ રાજ્યના અંત સુધી હિન્દની દશા હતી.

પરંતુ હિંદમાતાના લલાટે અવનવા બનાવ લખાયા હશે તે કેમ મિથ્યા થાય? ઇ. સ. ની સોળમી સદીમાં વ્યાપાર અર્થે દૂર દૂરના યુરોપખંડમાંથી પોર્ટુગીઝો, ડચ, ફ્રેન્ચ અને અંગ્રેજો આવ્યા, તેમાં છેવટે અંગ્રેજી પ્રજા ફાવી અને આજ સુધી એ ટકી રહી છે.

## અંગ્રેજોએ રહેવાની પરવાનગી શી રીતે મેળવી?

મોગલ પાદશાહ જહાંગીર પાસે, અંગ્રેજ પ્રજા તરફથી સર ટામસરોએ ઘણી વિનવણી કરીને હિંદમાં વેપાર કરવાની પરવાનગી માંગી. પાદશાહે મંજુરી આપી અને ત્યારથી સુરતમાં અંગ્રેજોએ વેપારની કોઠી સ્થાપી! આવી રીતે બ્રિટિશ ઇસ્ટ ઇન્ડીયા કંપની હિંદમાં વેપાર કરવા માટે આવી. પણ ધીમે ધીમે નબળા નવાબો અને દેશી રાજાઓના કુસંપો અને નબળાઇઓનો લાભ લઇ કંપનીએ વેપારને બદલે હિંદનો મુલક હાથ કરવા માંડયો! અને તેમાં વધારો કરવા માટે કંપનીના રાજઅમલમાં હિન્દી પ્રજાપર છળકપટ, અન્યાય અત્યાચાર થયા, વેપાર ઉદ્યોગનો નાશ કર્યો, ને હિંદી પ્રજાને ઘણું

ઘણું દુઃખ પડયું! પરિણામે સન ૧૮૫૭ માં દેશી સિપાઇઓનો બળવો જાગ્યો. તેમાં કુસંપ, અવ્યવસ્થા અને છળકપટના ભોગ થવાથી પાછા પડયા! અને ના કલ્પી શકાય તેવી શિક્ષાઓ હિંદી પ્રજાને સોસવી પડી! હથિયારો ઝુંટવી લેવાયાં! ગામોના ગામો કંપનીએ બાળી નાખ્યાં! પુરૂષો સ્ત્રીઓ અને બાળકોને ઘાસ કાપે તેમ વાઢી નાંખ્યાં! અને સિપાઇ નામે તોપને ગોળે ઉડાડી દીધા! પરિણામે કંપનીના હાથમાંથી હિંદનો રાજઅમલ ગયો અને ઇંગ્લાડના રાણીશ્રીના હાથમાં આવ્યો! તે વખતે ત્યાંના રાણી વિકટોરીયા મહારાણી હતાં. તેમણે ઢંઢેરો કાઢી, હિંદની પ્રજાને અભય વચન આપ્યાં.

ત્યાર પછીનાં વરસોમાં પણ દેશની હાલત નહિ સુધરવાથી દેશના સુશિક્ષિત વર્ગે સન ૧૮૮૫ માં સ્વરાજ્યદ્વારી ચળવળની શરૂઆત કરી. તે કાર્યનો આરંભ કરનાર નીચે જણાવેલા સત્તર દેશભકતો હતાઃ—

મુંબઇના—(૧) શ્રી. કી. ટી. તેલંગ (૨) શ્રી. દાદાભાઇ નવરોજજી (૩) શ્રી. વી. એન. મંડલીક.

મદ્રાસના—(૪) શ્રી. એસ. સુબ્રહ્મણ્યં આયર. (૫) શ્રી પી. રંગીયા નાઇડુ. (૬) શ્રી. પી. આનંદ ચાલુ.

કલકત્તાના—(૭) શ્રી. બાબુ રાજેન્દ્રનાથ સેન. (૮) શ્રી. બાબુ. સુરેન્દ્રનાથ બેનરજી. (૯) શ્રી. બાબુ. એમ. ઘોષ.

પુનાના—(૧૦) શ્રી. સી. વિજયરંગ મુડલીઆર. (૧૧) શ્રી. પાંડુરંગ ગોપાળ.

બનારસના—( ૧૨ ) શ્રી. સરદાર દયાલસિંઘ.

અલાહબાદના (૧૩) શ્રી. બાબુ હરિશ્ચંદ્ર

વાવ્યપ્રાંતના-(૧૪) શ્રી. બાબુ કાશીપ્રસાદ (૧૫) શ્રી. પંડિત લક્ષ્મી નારાયણ.

બંગાળાના—(૧૬) શ્રી. બાબુ ચારૂચંદ્ર મિત્ર અને

અયોધ્યાના-(૧૭) શ્રી. બાબુ શ્રી રામ.

હિંદના પ્રાંતવારના આ નેતાઓએ રાષ્ટ્રીય મહાસભાનું જે બીજ વાવ્યું હતું, તે વૃક્ષ આજે ૪૪ વર્ષનું પાકટ અને અનેક વિચારો, ઉપાયો, યોજનાઓની વિવિધતાથી નવપલ્લવિત, વિકસિત અને વિશાળ બન્યું છે. તેના ધ્યેયમાં ફેરફાર થયો નથી, તેતો એક અને અચળજ રહ્યું છે. તે ધ્યેય હિંદને સ્વાધીન કરવાનું છે.

## રાષ્ટ્રીય મહાસભા સ્થાપવાનો ઉદ્દેશ.

મુખ્ય ઉદ્દેશ તો એ હતો કે હિન્દના રાજતંત્રમાં જોઇતા સુધારા કરવા માટે હિન્દી પ્રજાને નામે, બ્રિટિશ પ્રજાને, બ્રિટનના મુત્સદી વર્ગ અને મિત્રમંડળને વિનંતિઓ કરવી

આ કાર્ય માટે નાતાલના દિવસોમાં નિયત કરેલા સ્થળે પ્રતિવર્ષે મળવું. શરૂઆતની આ પ્રવૃત્તિ મોટે ભાગે કેળવાએલો વર્ગજ કરતો અને તેઓ પોતાની બુદ્ધિશકિત અનુસાર દેશના પ્રશ્નોની ચર્ચા અંગ્રેજી ભાષામાં કરતા. પણ ૩૦ વર્ષે એટલે સન ૧૯૧૫ માં તેમાં ફેર પડયો. જે મહાસભા કેળવાએલા મંડળને માટે ચર્ચા કરવા પૂરતી બેઠક હતી, તે બદલાઇને દેશની સમસ્ત પ્રજાના પ્રતિનીધિરૂપ તે બની, છતાં તેનું સુકાન તો કેળવાએલા વર્ગનાજ હાથમાં રહ્યું તેમજ વિનંતિઓ કરવાની રીત પણ ચાલુજ રહી.

## મહાસભાની પ્રવૃત્તિઓમાં થએલો ઉમેરો.

સન ૧૯૧૫ માં મીસીસ એની બીસંટે "હોમરૂલ લીગ" અને થોડા સમય પછી સ્વ. લોકમાન્ય તીલકે "સ્વરાજ્ય સંઘ" સ્થાપી લોકોને વધુ જાગૃત કર્યા. એઉના ઉદ્દેશ એવા હતા કેઃ—

( ૧ ) સ્થળે સ્થળે એ સંસ્થાઓની શાખાઓ સ્થાપી લોકોને જાગૃત કરવા.

( ૨ ) લોકોને દેશના પ્રશ્નોપર વિચાર કરતા કરવા અને રાજકીય સુધારા માટે પોકાર કરતા બનાવવા.

આ પછી મહાસભાના નાવની ગતિમાં અજબ વેગ વધ્યો. સન ૧૯૨૦ થી તેના સુકાની કર્મવીર મહાત્મા ગાંધીજી બન્યા. પાંત્રીસ વર્ષોથી હિંદના નેતાઓએ ભારે પરિશ્રમ અને અવિશ્રાંત વિચાર-મંથનથી કાર્ય કર્યું હતું. છતાં કોઇએ ન સાંભળેલો, ન જોયેલો અને ન અનુભવેલો એવો ન શોધાએલો અમોઘમંત્ર મહાત્માજીએ શોધી કાઢી, દેશ અને જગતભરને અજાયબીમાં ગરકાવ કરી મૂકયો ! એ મંત્ર તે "અહિંસાત્મક અસહકાર."

બિહારમાં ચંપારણ્ય અને ગુજરાતમાં ખેડાએ, ખેતરનો વધારે પડતો કર, ઓછો કરાવવા માટે હિંદી સરકાર સામે અહિંસાત્મક સત્યાગ્રહ આદર્યો. પરિણામે યશ મળ્યો, અને લોકોમાં પુષ્કળ જાગૃતિ અને આત્મવિશ્વાસ ઉત્પન્ન થયો.

## મહાસભાની પદ્ધતિમાં ફેરફાર કર્યો.

મહાસભામાં લાંબા લાંબા ભાષણો કરવાથી અને માત્ર ઠરાવો ઘડવાથી દેશનું કાર્ય કદી બની શકે નહિ. પણ જો કાર્ય કરવું

હોય તો જાતે કરવા માંડવું જોઇએ. "તેને માટે મહેનત કરવી જોઇએ, દુઃખો સહન કરવાં જોઇએ, આપભોગ આપવા જોઇએ, વખત આવે પ્રાણનું બલિદાન પણ આપવું જોઇએ. તોજ ધારેલું કાર્ય પાર પડે." એમ મહાત્માજીએ પોકાર્યું, એટલુંજ નહિ પણ પોતે તપ આદર્યું. ખોરાક પોશાક પર અંકુશ રાખી તે કમી કર્યાં અને તે પ્રમાણે વર્તવાને પ્રજાને હાકલ કરી. દેશમાં ગામડે ગામડે ફરી દેશબાંધવોની હાલત આંખે નિહાળી, તેમણે જોયું કે માત્ર મુંબઇ, કલકત્તા કે દિલ્હી એ કાંઇ હિંદુસ્થાન નથી. પણ ખરૂં હિંદ તો ગામડાઓમાં છે. દેશની વસ્તીના મોટા કહેવાય તેવાં ભાગને ટુકડો રોટલોયે નથી મળતો, તેવાઓને ખાવાનું શું આપવું ? એવું શું કરવું કે તેઓ ઘરે બેઠા આબરૂભેર પોતાના પેટનો ખાડો પૂરી શકે ? મહાત્માજીએ પોતાના આ બધા જાતિ અનુભવથી પ્રજાનો ભૂખમરો ટાળવા રેંટીયાનો પુનરોદ્ધાર કર્યો. આજે તેના વડે ગામડાની ૨૦ લાખ વસ્તી પોતાનો ગુજારો કરે છે. આરંભમાં આ વેગ ગુજરાત, મહારાષ્ટ્ર મદ્રાસ વગેરેએ ઠીક ઠીક ઝીલ્યો. પણ આ યંત્ર યુગમાં એશઆરામી બની ગએલી પ્રજાને મહેનત કરવામાં મઝા લાગી નહિ, તેથી રેંટીયાનો વેગ સુખી લોકોમાંથી ઘટયો અને દુઃખી લોકોએ જાળવી રાખ્યો !

## હિંદુ મુસ્લીમો જાગૃત થયા !

સન ૧૯૧૯ માં જનરલ ડાયરે અમૃતસરનાં જલીયાનવાળા બાગમાં નિઃશસ્ત્ર હિંદીઓનો સંહાર કર્યો. અને વધારામાં હિંદી સરકારે પંજાબમાં 'મારશલ લો' (લશ્કરી કાયદો) શરૂ કર્યો. આથી દેશમાં ત્રાસ ત્રાસ વર્તી રહ્યો !

અને ૧૯૧૪ થી ૧૯૧૮ના યુરોપીય યુદ્ધ પછી જે સુલેહ થઈ, તેમાં તુર્કી સલતનતને નિર્બળ અને સત્તાહીન બનાવી દેવાના અને મુસલમાન ખિલાફતને ભયમાં મૂકવાના પ્રયાસો થયા. તેથી દુનિઆનાં અને હિંદના સમગ્ર મુસલ્માનોમાં તીવ્ર અસંતોષ ફેલાયો. આથી મહાત્માજીએ ખીલાફતને મદદ કરવા અને અસહકારનું અમોઘશસ્ત્ર અજમાવવા તા. ૪–૯–૧૯૨૦ ને રોજ કલકત્તામાં ખાસ મહાસભા બોલાવી અને પરદેશી માલનો બહિષ્કાર કરવાનું જાહેર કર્યું.

લગભગ અર્ધી સદીના પ્રયત્ને રાજકાજમાં ઘણા ફેરફારો થયા. સન ૧૯૧૯થી 'મોન્ટ–ફર્ડ' સુધારા મળ્યા. પણ તેમાં હિંદી પ્રજાને જુજજ હકો આપવામાં આવ્યા, આથી અસહકારની ચળવળ શરૂ થઇ. તેની સામે હિંદી સરકારે દમન ચાલુ કર્યું. પરિણામે દેશના હજારો યુવાનો, અગ્રગણ્ય નેતાઓ, જેવા કે સ્વર્ગસ્થ દેશબંધુ દાસ, પંડિત મોતીલાલજી નહેરૂ, શૌકતઅલી, મહંમદઅલી વગેરે હજારો હિંદુ મુસલ્માન શીખ અને છેવટે હિંદના ગૌરવરૂપ મહાત્મા ગાંધીજીને પણ જેલમાં પૂરી દીધા. ! આથી ઘણા વર્ષોની ઘોર નિદ્રામાંથી હિંદી જનતા જાગૃત થઇ ! કષ્ટ ખમવા પ્રવૃત્ત બની ! અને મહાત્માજીના ઉપદેશે મોતનો ડર અને સરકારની બીક તજી પ્રજા નિર્ભય બની અને તેમનામાં આત્મવિશ્વાસ ઉત્પન્ન થયો.

મહાત્માજીના નેતૃત્વ નીચે મહાસભા આવ્યા પછી ભારેમાં ભારે અને વધારે મહત્વનું પરિવર્તન એ થયું છે કે મહાસભામાં ભાષણો અંગ્રેજીમાંજ થતાં, જેથી અંગ્રેજી ભણેલાઓજ સમજતા, તે રીતિ ફેરવીને સ્વભાષામાં અને ખાસ કરીને હિંદી ભાષામાં, ભાષણો થવા લાગ્યાં. તેથી આજે હિંદના ખુણે ખુણામાં પુરૂષો, સ્રીઓ, બાળકો

અને અભણ વર્ગ પણ મહાસભા એ શું છે તે સમજવા લાગ્યા છે. આ ઉપરાંત દારૂનિષેધ અને અસ્પૃશ્યતા નિવારણની પ્રવૃત્તિ મહાત્માજીએ દાખલ કરી, તેનાથી હજારો વર્ષથી ઉચ્ચ ગણાતી કોમોથી પીડાતો, દેશનો અત્યંજ વર્ગ પણ જાગૃત થયો છે.

૪૩ વર્ષ સુધી થએલા કામના સિંહાવલોકનથી જણાય છે કે આ કાર્ય માત્ર પુરૂષ વર્ગેજ કર્યું છે. પુરૂષોનું અર્ધાંગ જે સ્ત્રીઓ તે તેમાં દેખાતી નહોતી. અપવાદ તરીકે પરદેશી છતાં હિંદનેજ પોતાનો દેશ ગણી રહેલાં, આયર્લાંડવાસી મૈયા એની બીસેંટ અને હિંદનું બુલબુલ, દેવી સરોજીની નાઇડુ સિવાય, હિંદી મહિલાઓએ મહાસભામાં પુરૂષોની બરાબર જાહેર ભાગ લીધેલો જણાયો નથી. પણ સન ૧૯૧૮ની કલકત્તાની મહાસભામાં સ્ત્રીઓને પણ ભાગ લેતી કરવાનું ઠરાવ્યાથી સન ૧૯૨૯ ના વર્ષની લાહોરની મહાસભામાં સેંકડો સ્ત્રીઓએ સ્વયંસેવિકા તરીકે કામ કર્યું હતું.

પણ આ સ્થિતિ આવતાં પહેલાં સન ૧૯૧૯થી સન ૧૯૨૯ સુધીના દશકામાં નીચે દર્શાવેલા કેટલાક બનાવો બન્યા અને પ્રજાના અસંતોષમાં વધારો થતો ગયો.

૧ મોન્ટ-ફર્ડ સુધારાની રૂએ સ્થાપાએલી કાઉન્સાલો ઉઘાડવાને માટે મહારાજા પંચમ જ્યોર્જના કાકા, ડ્યુક ઓફ કોનેટ, હિંદમાં આવ્યા અને મોઢાની સહાનુભૂતિ દર્શાવી ગયા.

૨ ત્યાર પછી સન ૧૯૨૨ માં હિંદી પ્રજાની ઇચ્છા વિરુદ્ધ પ્રીન્સ ઓફ વેલ્સ પણ હિંદમાં ઠેર ઠેર ફર્યા.

૩ હિંદી પ્રજાની જાગૃતિના પરિણામે ત્યાર પછી "હિંદને કેવું સ્વરાજ્ય આપી શકાય તેમ છે, એ બહાના નીચે તપાસ કરવાને સને ૧૯૨૮ માં

સાત અંગ્રેજોનું, સાઇમન કમિશન નીમ્યું. પણ તેમાં એક પણ હિંદીને નીમ્યો નહિ આથી હિંદના ગામે ગામથી તે કમિશનનો ઘણાજ રોષ સાથે બહિષ્કાર થયો.

૪ વળી આ કમિશનની સાથે સાથેજ દેશી રજવાડાના હક્કો વગેરે નક્કી કરવા માટે 'બટલર કમિટિ' નામનું મંડળ નીમાયું તેણે બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યનું હિંદ જુદા પાડવાની ભલામણ કરી.

૫ હિંદના માજી પ્રધાન લોર્ડબર્કનહેડે જણાવ્યું કે હિંદી પ્રજામાં સંપ નથી લાયકાત નથી, તેમનામાં (૧) કોંગ્રેસમેન (૨) મોડરેટ અથવા લીબરલ અને ઇન્ડીપેન્ડન્ટસ વગેરે પક્ષો છે. આ બધા પક્ષો એક થાય નહિ ત્યાં સુધી સ્વરાજ્ય કેમ અપાય? અમે (અંગ્રેજો) તો હિંદના ટ્રસ્ટીઓ છીએ, લાયક થાઓ ત્યારે સ્વરાજ્ય મળશે."

આ કહેણના પડકારનો જવાબ આપવા, શ્રી. પંડિત મોતીલાલ નહેરૂના અધ્યક્ષપણા નીચે બધા પક્ષોની પરિષદ મળી અને હિંદને કેવું સ્વરાજ્ય જોઇએ તેનું બંધારણ નક્કી કર્યું. આ બંધારણ 'નેહરૂ રિપોર્ટ' કહેવાયો.

## હિંદી પ્રજામાં આવેલું અદ્‌ભુત ચેતન.

આવા આવા પરિવર્તનો છતાં, મહાત્માજીના ઉપદેશે જનતામાં અપૂર્વ જાગૃતિ આવી. જેના પરિણામે શ્રી. વલ્લભભાઇ પટેલના નેતૃત્વ નીચે બારડોલી તાલુકામાં અભણ, ભોળી, નિઃશસ્ત્ર ગામડીયણ ખેડુત પ્રજાએ મહાત્માનું 'અહિંસા'નું હથિયાર ધરી સત્યાગ્રહ આદર્યો, અને ફતેહ મેળવી.

## ૪૪ મી લાહોર મહાસભા

આ દરમ્યાન હાલમાં ઇંગ્લાંડમાં મજુર પક્ષની કેબીનેટ બની, તેના પ્રધાન મી. મેકડોનલ્ડ, હિંદ માટેના પ્રધાન મી. બેન અને હિંદના વાઇસરોય લોર્ડ અરવીનના પ્રયત્નથી હિંદી સરકારે હિંદમાં ખુલાસો કર્યો કેઃ—

૧. મોન્ટ—ફર્ડ સુધારામાં જે 'રીસ્પોન્સીબલ ગવર્મેન્ટ' હિંદમાં સ્થાપવાનું ધ્યેય છે, તેનો અર્થ ડુમીનીયન સ્ટેટસ એટલે સંસ્થાનિક સ્વરાજ્ય છે,

૨. બીજી બાબત પણ જાહેર કરી, કે તે બાબત વિચાર કરવા નજદીકના ભવિષ્યમાં લંડન મુકામે ગોળમેજી પરિષદ ભરવામાં આવશે.

આ પછી વાઇસરોય સાહેબ, મહાત્મા ગાંધીજીને બીજા બે નેતાઓ સાથે તા. ૨૩—૧૨—૨૯ ને રોજ દિલ્હીમાં મળ્યા.

આ બાબતમાં મહાત્માજીએ ખાત્રી માગી કેઃ—

૧. હિંદને હવે સંસ્થાનિક સ્વરાજ્ય આપવુંજ છે એમ કબુલાત આપો.

૨. અને તે માટેની પરિષદનો દિવસ નક્કી કરો.

આના જવાબમાં ના. વૉયસરોય સાહેબે પોતાની અશકિત દર્શાવી કે આ બેઉ બાબતોની જાહેરાત આપવા સિવાય હું કશીપણ કબુલાત આપી શકું તેમ નથી!

આ જવાબ પછી ૪૪ મી મહાસભાએ નિશ્ચય કર્યો કેઃ—

(૧) મહાસભાનું ધ્યેય સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવાનું કરવું.

(૨) નહેરૂ રિપોર્ટ રદ કરવો.

(૩) કોંસિલોમાંથી રાજીનામાં આપવાં.

(૪) સવિનય ભંગ અને કર ન ભરવાના તેમજ કોઇ પણ જાતનો અસહકાર કરવા માટે પ્રજાને તૈયાર કરવી.

આ મહાસભાના સુકાની પંડિત જવાહરલાલ નહેરૂ અને સારથિ મહાત્માજી છે. તેમણે લાહોરના ઠરાવ પ્રમાણે ચળવળ શરૂ કરવા આગમચ તા. ૨–૩–૩૦ ને રોજ ના. વાઇસરોયને પત્ર લખ્યો અને અગીયાર માંગણીઓ કરી કે આટલું પણ હિંદને મળે તો સત્યાગ્રહ મોકુફ રાખું. પણ તેનો જવાબ નિરાશામાં આવવાથી મહાત્માજીની સરદારી નીચે ગુજરાતમાં તા. ૧૨–૩–૩૦ થી સત્યાગ્રહ શરૂ થયો. અને પ્રથમ લવણનો કાયદો તા. ૬–૪–૩૦ થી તુટયો. આ સત્યાગ્રહ ચાલુજ છે એટલે અત્યારે મહાસભાનું નાવ ભરદરિએ પ્રયાણ કરી રહ્યું છે!

## ઉપસંહાર

મહાસભા ( કોંગ્રેસ ) એ આખા હિંદનું પ્રજાકિય એકત્ર મહામંડળ છે. એ મંડળ હિંદી પ્રજાના રાજકીય દુઃખો દુર કરવા, હિંદના રાજતંત્રમાં ફેરફાર કરાવવા મહાન પ્રયત્નો વર્ષોથી કરી રહ્યું છે, જ્યાં સુધી દેશ ઉપર, દેશના લોકોનીજ સત્તા ન હોય, સરકારની સહાનુભૂતિ ન હોય, ત્યાં સુધી દેશના હુન્નર ઉદ્યોગો ખીલી શકે નહિ. અને દેશનું દારિદ્રય ફીટી શકે નહિ. એટલા માટે દેશની ગરીબાઇ ટાળવા, દેશનું રાજ્ય ચલાવવાની સત્તા લોકોને જ સોંપવામાં આવે એવી લડત મહાત્માજીએ લાહોરની ( કોંગ્રેસ ) મહાસભા મારફત હાલ ઉપાડી છે, મહાસભાની શાખાંઓ હિંદના બધા પ્રાંતોમાં છે અને

તેથી મહાસભાની કાર્યવાહિ સમિતિ (વર્કીંગ કમિટિ) જે કાંઇ ઠરાવો કરે છે, તેને અમલમાં મૂકવા આ પ્રાંતે પ્રાંતની કોંગ્રેસ કમિટિઓ પ્રયત્ન કરે છે. એ રીતે કોંગ્રેસના ઠરાવનો અમલ સમસ્ત હિંદમાં કરવામાં આવે છે.

છેલ્લી મહાસભાએ (કોંગ્રેસ) કરેલો ઠરાવ, સ્વતંત્રતા મેળવવાનો છે, તે સવિસ્તર આગળ આપવામાં આવ્યો છે. આ સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવા માટે મહાત્માજીએ અસહકાર અને અહિંસાત્મક સત્યાગ્રહનાં શસ્ત્રો બતાવ્યાં છે, તેમાં પ્રથમ મીઠાનો કાયદો તોડવાનો સત્યાગ્રહ શરૂ કર્યો અને મહાત્માજીને સરકારે પકડયા, ત્યાં સુધીમાં તેમણે કરેલી ઐતિહાસિક કુચ અને તે વખતે જુદાં જુદાં ગામોમાં આપેલાં ભાષણો, પ્રજા સમક્ષ રજુ કરવાનો આ રંક પ્રયાસ કર્યો છે.

---

# મહાસભાનો સ્વાતંત્ર્ય ઠરાવ.

"આ મહાસભા વાઇસરોય સાહેબના ૩૧ મી ઓકટોબરના જાહેરનામાના જવાબમાં મહાસભાવાદીઓ અને બીજા નેતાઓએ કાઢેલી ઘોષણા વિષે કાર્યવાહકમંડળે લીધેલા પગલાને બહાલ રાખે છે. અને વાઇસરોયસાહેબે સ્વરાજની રાષ્ટ્રીય હિલચાલને પહોંચી વળવાને માટે કરેલા પ્રયત્નોની કદર કરે છે.

"પણ આ મહાસભા ઉપર કહેલી ઘટનાઓ પછી બનેલી બધી ઘટના ધ્યાનમાં લઇને, અને ગાંધીજી, પંડિત મોતીલાલ નેહરૂ અને બીજા નેતાઓને વાઇસરોયસાહેબ સાથે થયેલી વાતચીતનું

પરિણામ ધ્યાનમાં લઈને, એવા અભિપ્રાય ઉપર આવે છે કે હાલના સંજોગોમાં મહાસભાના પ્રતિનિધિઓ 'રાઉંડ ટેબલ કોન્ફરન્સ'માં જાય છે તેથી કશો લાભ થવાનો નથી.

"એટલે આ મહાસભા, ગયા વર્ષે કલકત્તાની બેઠકમાં થયેલા ઠરાવ મુજબ, જાહેર કરે છે કે મહાસભાના ધ્યેયમાં 'સ્વરાજ' શબ્દનો અર્થ 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય' કરવો, અને વધારેમાં જાહેર કરે છે, કે નેહરુ રિપોર્ટમાં આલેખેલું બંધારણ આખું હવે રદ થયું છે એટલે તે આશા રાખે છે કે હવે પછી બધા મહાસભવાદીઓ હિંદુસ્તાનને માટે સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવામાંજ પોતાની બધી શક્તિ અને સમય અર્પણ કરશે.

"સ્વાતંત્ર્યની લડતનો વ્યુહ રચવાનાં પ્રારંભિક પગલાં તરીકે અને મહાસભાની નીતિ મહાસભાના બદલાયેલા ધ્યેયને બની શકે તેટલી અનુરૂપ બનાવવાના હેતુથી આ મહાસભા ઠરાવે છે કે વડી અને પ્રાંતિક ધારાસભાઓનો અને સરકારે નીમેલી કમિટીઓનો સંપૂર્ણ બહિષ્કાર કરવો, અને આ મહાસભા સભાવાદીઓને અને બીજા જેઓ રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભાગ લેતા, હોય તેમને સીધી અથવા આડકતરી રીતે જાવી ચૂંટણીઓમાં ભાગ લેવાથી અલગ રહેવાનું ફરમાન કરે છે, અને આજે જે મહાસભાવાદીઓ એ ધારાસભા અને કમિટિઓમાં કામ કરે છે તેમને તેમની જગ્યાનું રાજીનામું આપવાનું ફરમાવે છે.

"આ મહાસભા પ્રજાને વિનવે છે કે તેમણે મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ અતિશય વેગથી ચાલુ રાખવો, અને મહાસમિતિને,

જ્યારે તેને યોગ્ય લાગે ત્યારે, અમુક પસંદ કરેલા કે બીજાં ક્ષેત્રોમાં, અને અમુક શરતો રાખીને, સવિનય ભંગ અને કર ન ભરવાની હિલચાલ શરૂ કરવાનો અધિકાર આપે છે.

## હૃદયના ઉદ્દ્ગારો

[સ્વાતંત્ર્ય અથવા 'આઝાદી'નો ઠરાવ રજુ કરતાં ગાંધીજીએ ભાષણ ન આપ્યું. પણ તેની ઉપર અનેક સુધારા રજુ થયા પછી તેમણે જવાબ આપ્યો. હિંદી અને અંગ્રેજી બંને ભાષણમાં નિરનિરાળી ખુબી હતી, બંનેને નીચેના સારાંશમાં સમાવવાનો પ્રયત્ન કર્યો છે;

મ૦ હ૦ દે૦]

## અખંડ ઠરાવ

આ ઠરાવ એક અખંડ ઠરાવ છે. અને જેમ કોઇ ચિત્રનો કે કોઇ મકાનનો કે કોઇ શરીરનો, એનાં અવયવ જુદાં પાડીને આપણે વિચાર નથી કરી શકતા, તેમ આ ઠરાવના જુદાજુદા ભાગો કટકે-કટકે લઇને નથી વિચારી શકતા. જે એક કટકાનો, એક અવયવનો નાશ કરે છે તે આખી વસ્તુનો નાશ કરે છે.

એ ઠરાવ સામાન્ય ઠરાવો જેમ મહાસભામાં આવે તેવી રીતે તમારી આગળ આવીને નથી ઉભો રહ્યો. એ ઠરાવ મૂળ તો તમારા જ પ્રતિનિધિઓએ કાર્યવાહકમંડળની બેઠકમાં સ્વીકાર્યો, પછી વિષય વિચારિણી સમિતિમાં એની ઉપર ઠીકઠીક ચૂંથણાં ચાલ્યાં, ખુબ ચર્ચા થઇ. અને પસાર થયો. ત્યારપછી એ અહિ આવ્યો છે. જે કાર્યવાહકમંડળને તમે જ ચૂટેલું, જે તમારા તરફથી બધો વ્યવહાર

ચલાવે તે કાર્યવાહકમંડળ વિષે તમને વિશ્વાસ હોવો જોઈએ. એ કાર્યવાહકમંડળ અને તમારી વચ્ચે કેવો વ્યવહાર હોવો જોઈએ એનું તમને સંપૂર્ણ ભાન હોવું જોઈએ.

આ ઠરાવમાંથી અમુક શબ્દો કાઢી નાંખવા વિષે તમારી પાસે સુધારા આવ્યા છે. એક ' સુધારો ' એ છે કે એમાં વાઇસરૉયના કામની કદર બતાવનારા શબ્દ ન હોવા જોઈએ. તમારામાં જો ડહાપણ હોય તો તમો સમજો કે વાટાઘાટ અને મોટીમોટી મંત્રણામાં આપણે દુશ્મનની સાથે પણ મસલત કરવાના પ્રસંગો આવશે, અને દુશ્મન પણ અમુક પ્રસંગે સરસ રીતે વર્ત્યો હોય તો તેની તારીફ કરવી એ તમને શોભાભર્યું જ હશે. આપણે આઝાદી લેવાનો ઠરાવ કરવાના છીએ. હું તમને કહું છું કે જે માણસ આઝાદ બનવા માગે છે તે મર્યાદા, વિનય, વીરતા છોડતો નથી. બહાદુર માણસ ગર્વમાં તણાઈને એમ ન કહે કે અમારાથી કોઈની તારીફ ન થાય. દુશ્મનની પણ તારીફ કરી શકે તેજ વીર છે. વાઇસરૉયનું ધ્યેય જરૂર બ્રિટિશ સલ્તનતને ટકાવી રાખવાનું છે. પણ એટલી વસ્તુ ધ્યાનમાં રાખીને એનાથી થાય એટલું એણે સાચા દિલથી કર્યું, એમ કહેવામાં આપણે શુદ્ધ વિનય બતાવવા ઉપરાંત કશું વધારે નથી કરતા.

તમારા પ્રતિનિધિઓ વાઇસરૉયને મળ્યા અને મળી આવીને ત્યાં શું બન્યું, તે તમારી આગળ તેમણે કહી સંભળાવ્યું તેમને લાગ્યું કે વાઇસરૉયની દાનત શુદ્ધ હતી, વાઇસરૉયનો ઇરાદો કાંઈક સારો તોડ લાવવાનો હતો. એ અમારી સાક્ષી તમે માનતા હો તો અમે જે સામાન્ય વિવેક અને વિનય પ્રકટ કર્યો છે તેમાં તમારે ભળવું રહ્યું.

પણ જો તમે એમ માનો કે તમારા પ્રતિનિધિઓ કહે છે એ વાત બરોબર નથી, તો તો બહેતર છે કે તમે અમને કાર્યવાહકમંડળ ઉપર રહેવા દો તેના કરતાં અમને લાત મારીને કાઢી મૂકો. પણ જો અમારી સાક્ષી માનતા હો, તો તમે અહિંસાની નીતિ સ્વીકારનાર સંસ્થાના સભ્ય હોઈને તમારે એટલા વિવેકમાંથી ન ચૂકવું જોઈએ.

આ ઠરાવમાં બીજા કેટલાક શબ્દો સામે વાંધો લેવામાં આવ્યો છે, 'હાલના સંજોગોમાં' શબ્દ કાઢી નાંખવો જોઈએ એવો સુધારો તમારી આગળ આવ્યો છે. એ શબ્દોની આવશ્યકતા ન હોત તો કાર્યવાહકમંડળ શા સારૂ એ શબ્દો પસંદ કરત? આ ઠરાવ કરો છો તેથી તમારા પ્રતિનિધિઓ કોઈ પણ 'રાઉંડ ટેબલ કૉન્ફરન્સ' માં કદી જઈ જ ન શકે એવો અર્થ નથી. એવો પ્રસંગ આવે પણ ખરો કે જ્યારે એ લોકોને પરિષદમાં જવાપણું હોય. એટલી વસ્તુ ઠરાવમાં નાખવામાં હું કશું માઠું નથી જોતો, હા, જ્યાં 'ડુમિનિયન સ્ટેટસ' ની જ ચર્ચા થવાની હોય, ત્યાં તમારા પ્રતિનિધિઓ નથી ભાગ લઈ શકતા, જ્યાં 'આઝાદી' ની ચર્ચા થવાની હોય ત્યાં જ તેઓ જઈ શકે છે.

## ગુલામીમાં ચાલુ રહેવું છે?

આ ઠરાવમાં ધારાસભાઓના બહિષ્કારની વાત આવે છે. ભાઈ જમનાદાસ મહેતાએ ઠીક કહ્યું, કે ગાંધી કહે છે માટે કંઈ ન કરતા પણ તમને પોતાને લાગે તો જ કરજો. એ વાત અક્ષરશઃ સાચી છે. હું તો એક કોમના બંદા તરીકે—દેશના સેવક તરીકે, તમારો કારકૂન બનીને અમુક ઠરાવો ઘડી લાવ્યો. એ ઠરાવ ઘડી આપું, પણ તે તમે સ્વીકારો એવો આગ્રહ હું કેમ ધરી શકું? એટલે હું તો માત્ર

તમને સમજાવવા માગું છું કે આ બહિષ્કારની વાત ઠરાવમાં કેમ આવે છે. એનું કારણ એ છે કે એમાં ધારાસભાનો અનુભવ લઈ આવેલા સજ્જનોનો અંગત અનુભવ ઉતારવામાં આવેલો છે. મોતીલાલજીને માટે સૌ માને છે કે એમણે પોતાનું કામ ભારે યશસ્વી રીતે કર્યું. છતાં મોતીલાલજી જ કહે છે કે એમાં કશો સ્વાદ નથી રહ્યો, ત્યાં રહેવાથી સ્વરાજને રસ્તે એક કદમ પણ આગળ વધવાના નથી. મારો પોતાનો અનુભવ તો ૧૯૨૧માં હતો તે જ છે, ઉલટો તે વધારે દૃઢ થયો છે. એમ કહેવામાં આવે છે કે ધારાસભામાં ગયાથી ઘણું મળી શકે છે. હા, સુંદર રમકડાં મળી શકે છે ખરાં; ભાઈબ્હેન. સગાંસંબંધીને ઠેકાણે પણ પાડી શકાય છે ખરાં; આ સલ્તનત અને આ રાજ્યના પાયા કાયમ રાખીને તમે ઇચ્છો એમાંથી ઘણુંયે ધારાસભાઓ આપે એમ છે. પણ તમારી પોતાની સ્થિતિનો વિચાર કરશો ? આપણા ઘરમાં ગુલામ હોય, ગાય હોય, બિલાડી હોય, એ બધાંને આપણે સુખમાં રાખતા હોઈએ, ભૂખ્યાં ન મારતા હોઈએ તોપણ તે ગુલામ કે પશુ નથી મટતાં. ગુલામ તે ગુલામ અને પશુ તે પશુ. એક મિત્ર પોતાના ઘોડાને મિઠાઈ ખવડાવે છે; તેથી બિચારો ઘોડો માણસ નથી થઈ જતો, એ ઘોડા ઉપર સવારી કરનાર માણસ સવારી કરે છે, ઘોડાનો માણસ ઉપર સવારી કરવાનો કદી વારો નથી આવતો. તેમ ધારાસભામાં જઈને ગમે તે લઈ આવીએ, પણ આપણે ગુલામ છીએ તે ગુલામ થોડા મટવાના છીએ ?

## એક જ બહિષ્કાર કેમ ?

પૂછવામાં આવે છે કે એક જ બહિષ્કાર કેમ, અને બીજા બહિષ્કાર કેમ નહિ ? વકીલોને શા માટે છોડી દેવામાં આવ્યા છે ?

સાચી વાત, ભાઇ, સાચી. પણ માણસોની જિંદગી તર્કશાસ્ત્રને આધારે નથી ચાલતી, ઘણીવાર માણસો તર્કશાસ્ત્રથી વિરુદ્ધ વર્તીને પોતાનું ડહાપણ અને બળ બતાવે છે. કરોને બહિષ્કાર જેટલી વસ્તુનો થઇ શકે એટલીનો. પણ હું તો તમારી નાડ જોનાર વૈદ્ય રહ્યો. હું જાણું છું, કે તમને કેટલી માત્રામાં ઔષધ આપી શકાય અને કેટલું તમારાથી પચાવી શકાય. આજકાલના વાયુમંડળમાં જે જોઉં છું તે જોઇને હું મારા ઠરાવ ઘડું છું. બીજા બહિષ્કારનો અમલ ન કરી શકો એમ હો, તો મફત એનો ઠરાવ કરીને શું કરશો? નવજવાનો કહીએ ત્યારે ફાંસીએ ચડશે એમ સાંભળીએ છીએ, પણ જ્યારે શાળા તો છોડો એમ કહીએ, ત્યારે તો તેમ કરવા કોઇ માનતું નથી. અદાલતો છોડીને ખેતી કરે કે પથ્થર ફોડે કે હજામત કરે કે બીજી મજૂરી કરે એવા વકીલો આજે જાણ્યામાં નથી. એટલે તેવાને અદાલત છોડવાનું કહીને શો ફાયદો? આજે તો જેટલી હદ સુધી દેશ જઇ શકે છે તે જોઇને ઠરાવ ઘડયો છે.

એક દલીલ હંમેશાં કરવામાં આવે છે કે ધારાસભામાં આપણે ન જઇશું તો બીજા જશે, જગ્યા ખાલી ન રહે. આ તે કાંઇ દલીલ છે? દારૂ કે અફીણના પીઠામાં આપણે જતા અટકીશું તો બીજા જશે, માટે આપણે જવું જોઇએ એમ કોણ દલીલ કરશે? એ વાત જ બેહૂદી છે! એક જ વાતનો તમે વિચાર કરી શકો છો, તે એ કે આ ધારાસભામાં જવાથી 'આઝાદી' મળે એમ છે? જો મળે એમ હોય તો જરૂર જાઓ, અથવા તો ધારાસભામાં ન જવાથી આટલું તો ચોખ્ખું નુકસાન થવાનું જ છે એમ તમે કહી શકતા હો તો જરૂર જાઓ.

## સવિનય ભંગના ઢંગ

સવિનય કાનૂનભંગ એવી વસ્તુ છે કે જેને માટે હું પ્રાણ ટકાવી

રહ્યો છું જેને વિષે મારી શ્રદ્ધા અચલ છે. સ્વતંત્રતા વિનયહીન કાનૂનભંગથી ન મેળવી શકાય. હજારો અને લાખો ગામડાંમાં પથરાયેલા લોકોને માટેનું સ્વરાજ્ય કેવળ શાંતિ અને સત્યથી ભરેલા ઉપાયોથી જ મળી શકે, બીજી રીતે ન મળી શકે એ વિષે મારી ખાતરી છે. અને એ સાચા વિનય ભંગને માટે તમારાં જીવન પલટાવાં જોઇશે. બોંબ પણ ફૂટી શકે અને અહિંસાની નીતિ પણ સાથે ચાલી શકે, એવી શબ્દજાળનો આશ્રય લઇને, તમે સવિનય ભંગનું વાતાવરણ નથી પેદા કરી શકવાના, જે મહાસંસ્થા અહિંસાની નીતિને વરેલી છે ! તે મહાસંસ્થાને સવિનય ભંગ સિવાય બીજું શસ્ત્ર ન જ હોઇ શકે. પણ એ શસ્ત્રને માટે તૈયાર થવાને માટે તો આજે જે ગંદું વાતાવરણ છે તે નાબૂદ થવું જોઇએ. ઝગડા કરતાં તમને ત્રાસ નથી લાગતી, ધુળજેવી બાબતમાં ધમંઠ કરીને તમે હકને માટે લડવાને ઉભા થાઓ છો, ચાલતાં ચાલતાં 'ડિવિઝન' (અલગ અલગ મતગણતરી) માગો છો, એ 'સવિનય ભંગ' કરનારાઓને ન શોભે. આજે તો મને કોઇ પૂછે કે બે મહિનામાં તમે સવિનય ભંગથી સલ્તનતની સાથે મુકાબલો કરી શકશો ? તો હું ના કહું. કેટલાક ભાઇઓ લાલ વાવટા લઇને બેઠા છે. અને એ લાલ વાવટાએ તેમને આઝાદી લેવી છે. ભલે એ લોક એવી વાત કરે. પણ આઝાદી તો ઠંડી તાકાતથી આવવાની છે. છાતી કાઢીને જે તલવાર ઝીલશે તે બહાદુર છે. શિખોને બહાદુરીનું વર્ણન આપવાની જરૂર નથી. ગુરુકાબાગમાં એમણે સાચી બહાદુરીનો પરિચય આપ્યો હતો. જે લોકો એમ કહે છે કે શાંતિથી આઝાદી ન મળે, તેમને કહેવા માગું છું કે લોકોને ઠંડી તાકાત એ શી વસ્તુ છે એની ખબર જ નથી. તમારે સવિનય ભંગ કરવો હોય તો વીરોની જેમ, સત્યનિષ્ઠ વીરોની જેમ,

વર્તતાં શીખવું જોઇશે—જે વીરોના ચોવીસે કલાક સ્વરાજ અતિશય જલદી આણવાને માટે જ અપાતા હશે. જો એ સ્વરાજની તમને ધગશ હોય, તો ઝગડાનો સમય ક્યાં છે? પણ તમે તો આજે 'ડિસિપ્લન' (તાલીમ) જેવી વસ્તુ જાણતા નથી. જે મહાસભાની સરસ સેવા બજાવી રહ્યા છે તેના ઠરાવનો અમલ કરવો જોઇએ, પણ તેને બદલે તમે તો 'ડિવિઝન' 'ડિવિઝન' પોકારો છો. એ સવિનય ભંગના ચાળા ન કહેવાય! એટલે હું કહું છું કે 'આઝાદી'ના ઠરાવ ઉપર 'ડિવિઝન' ન હોય. એ ઠરાવ તો આખી સભાએ એકે અવાજે પસાર કરવો જોઇએ. એ ઠરાવ કરતાં પણ આપણે ઝગડા કર્યા એમ જગત સાંભળે તો શું કહે? એટલે હું તો તમને વિનવું છું કે આ ઠરાવને, તેમાં એકે શબ્દનો ફેરફાર કર્યા વિના, તમે હર્ષનાદથી વધાવી લેશો.

## લાંબી ફાળ ન ભરો

સુભાસ બાબુનો ઠરાવ કોને ન ગમે? એ બહુ ખુબસૂરત ઠરાવ લાગે છે. જેમ સરકાર પોતાનું રાજ્ય ચલાવે છે, તેવું જ સમાનતંત્ર બનાવીને આપણે શા સારુ રાજ્ય ન ચલાવીએ? પણ એટલી આપણી તાકાત છે? આપણામાં એટલી સંઘશકિત છે? એ ઠરાવ કરીએ તો એમાં ડહાપણ ગણાશે કે આપણે મૂરખામાં ખપશું? સુભાસ બાબુ મોટા કામ કરનારા છે, એમની ભારે પ્રતિષ્ઠા છે, પણ એ અનુભવ વિના વાત કરે છે. સમાનતંત્ર શબ્દોથી નહિ બનાવી શકાય. ૬૦ વર્ષની ઉમરે હું સુભાસ બાબુ સાથે કદાચ ન ચાલી શકું, પણ મારું દિલ તો નવજુવાન છે, મને નથી લાગતું કે 'સાઠી બુદ્ધિ નાઠી'ની મારી દશા થઇ છે. પણ હું તો મારી મર્યાદા જાણું છું. એટલે મેં કહ્યું 'મારે ઘોડાની લગામ ન જોઇએ, હું ઘોડા પર બેસીશ તો મને

ઘોડા ખેંચી લઈ જશે. એ લગામ જવાહરલાલને આપો.' મારા અનુભવથી હું આજે કહું છું કે વરાળ અંકુશમાં રાખીને જ તેનો ઉપયોગ કરી શકશો, બીજી રીતે એનો ઉપયોગ ન થઈ શકે. આજે સમાનતંત્રને માટે આપણે તૈયાર નથી, આપણે એની વાત કરીને પણ હાંસીને પાત્ર થઈશું. આજે તો હિંદુસ્તાનના દરેક ગામડામાં મહાસભાનું નામ પણ નથી પહોંચ્યું, ત્યાં કામની વાત જ શી કરવી ?

એટલે આજે આપણે કર્યાં છે તેટલા ઠરાવથી જ સંતોષ માનીએ. આજે આપણે લાંબી ફાળ ન ભરીએ. અનેક બહિષ્કારની વાતો કરીએ છીએ, પણ આપણે કયાં જઈ રહ્યા છીએ તે ભગવાન જાણે. એટલે આ ઠરાવ, જે અતિશય વિચારપૂર્વક ઘડવામાં આવ્યો છે, અને જેમાં આપણી તાકાતનું પૂરું માપ રહેલું છે તે ઠરાવ, એકે શબ્દ કે કાનામાત્રના ફેરફાર વિના સ્વીકારશો, અને એના ઉપર સૂચવાયેલા સુધારાને ઘસીને ફેંકી દેજો. મહેરબાની કરીને એ ઠરાવમાં કાપકૂપ ન કરશો. માણસનાં આંખનાક કાપવા કરતાં તેને મારી નાંખવો એ સારું.

મને જે શાંતિથી સાંભળ્યો એ માટે તમારો ઉપકાર માનું છું. એવી જ શાંતિથી આ દુનિયા ઉપર મને જે થોડા દિવસ રહ્યા છે તેટલા દિવસ મને સાંભળ્યા કરજો, ધીરજ રાખજો !

# વાઇસરૉયને પત્ર.

## ધમકી નહિ પણ ધર્મકૃત્ય

સત્યાગ્રહાશ્રમ, સાબરમતી.

૨જી માર્ચ, ૧૯૩૦

પ્રિય મિત્ર,

વિનંતિ કે સવિનય ભંગની શરૂઆત કરવામાં રહેલું જે જોખમ ખેડતાં હું આટલાં વર્ષો સુધી અચકાયા કર્યો છું. તેમાં હું ઉતરૂં તે પહેલાં જો કાંઇ સમાધાનીનો માર્ગ મળે એમ હોય તો તે શોધવાની ઉમેદથી હું આપને આ લખવાને પ્રેરાઉં છું.

અહિંસા વિષેની મારી નિષ્ઠા સાવ સાફ છે. જાણી જોઇને હું કોઇ પણ જીવની હિંસા કરી શકું એમ નથી, તો મનુષ્ય હિંસાની તો વાત જ શી? પછી, ભલેને, ને માણસોએ મારૂં કે જેમને હું મારા સમજું તેમનું ભારેમાં ભારે અહિત કર્યું હોય! આથી જોકે અંગ્રેજી રાજ્યને હું એક બલા માનું છું, છતાં એક પણ અંગ્રેજને, કે તેણે હિંદમાં મેળવેલા એક પણ ધર્મ્ય હિતસંબંધને, નુકશાન પહોંચાડવાનો મારો ઇરાદો નથી.

ગેરસમજ ન થાય તે માટે ફરીથી સ્પષ્ટ કરૂં છું. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો અમલ એક બલા છે એમ હું માનું છું ખરો, પણ તેથી અંગ્રેજોમાત્ર દુનિઆના બીજા લોકો કરતાં વધારે દુષ્ટ છે, એવું મેં કદી માન્યું નથી. ઘણા અંગ્રેજો સાથે ગાઢ મિત્રતા બાંધવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે; એટલુંજ નહિ પણ, અંગ્રેજી રાજ્યે

હિંદુસ્તાનને કરેલાં નુકશાન વિષેની ઘણી હકીકતો તો કઠોર સત્યને નિખાલસ અને નીડર રીતે ખુલ્લું પાડનારા ઘણા અંગ્રેજોનાં લખાણોમાંથી જ મેં જાણી છે, એ પણ મારે આભારપૂર્વક સ્વીકારવું જોઇએ.

ત્યારે હું શા માટે અંગ્રેજી રાજ્યને એક બલારૂપ માનું છું?

કારણો આ છેઃ આ રાજ્યે એક એવા પ્રકારનું તંત્ર ગોઠવી દીધું છે કે એથી દેશ સદૈવ વધતા પ્રમાણમાં ચુસાયાજ કરે; વળી એ તંત્રનો લશ્કરી અને દીવાની ખર્ચ એટલો તો સત્યાનાશ વાળનારો છે કે દેશને એ કદી પોસાઇ શકે એમ નથી. આને પરિણામે, હિંદુસ્તાનની રાંકડી કોટયવધિ પ્રજા ભિખારી થઇ ગઇ છે।

રાજકીય દૃષ્ટિએ આ રાજ્યે અમને લગભગ ગુલામ બનાવી દીધા છે. અમારી સંસ્કૃતિના પાયા જ એણે ઉખાડવા માંડયા છે. અને પ્રજાને નિઃશસ્ત્ર કરવાની એની નીતિએ અમારી માનવતાને હણી નાંખી છે. સંસ્કૃતિના નાશથી થયેલી આધ્યાત્મિક હાનિમાં નિઃશસ્ત્ર દશાનો ઉમેરો થવાથી કાયર, અસહાય અધીનતાના જેવી મનોદશા અમારી પ્રજામાં કેળવાઇ છે.

## 'દાનત જ નહોતી.'

મારા બીજા કેટલાક દેશબંધુઓની માફક હું પણ આશા બાંધીને બેઠો હતો કે આપે સૂચવેલી ગોળમેજી પરિષદમાં આનો કંઇ ઉકેલ નીકળશે. પણ, જ્યારે આપે મને ચોખ્ખું જણાવી દીધું કે પૂર્ણ 'ડુમિનિયન સ્ટેટસની કોઇ પણ યોજનાને ટેકો આપવાની આપ અથવા બ્રિટિશ પ્રધાનમંડળ બાંહ્યધરી આપવા તૈયાર નથી, ત્યારે મને લાગ્યું કે હિંદુસ્તાનનો સમજણો વર્ગ સ્પષ્ટ જ્ઞાનથી અને અજ્ઞાનને લીધે મૂંગો રહેલો કરોડો લોકોનો વર્ગ અસ્પષ્ટ ભાનથી, જે દુઃખો

દૂર કરવા તલસે છે, તેનો ઉપાય ગોળમેજી પરિષદ લાવી શકે એમ નથી. અંતિમ નિર્ણય આપવાના પાર્લામેન્ટના અધિકારને લઇ લેવાનો આમાં સવાલ જ નહોતો, એમ કહેવાની જરૂર ભાગ્યે જ હોય, પાર્લામેન્ટની અનુમતિ મળશે જ એવી અપેક્ષા રાખી પ્રધાનમંડળ રાજનીતિ નક્કી કરી નાંખે, એવા દાખલા આજ પહેલાં અનેકવાર બન્યા છે.

આમ દિલ્હીની વિષ્ટિ નિષ્ફળ જવાથી, ઇ. સ. ૧૯૨૮ માં કલકત્તાની મહાસભાએ જે ગંભીર ઠરાવ કર્યો હતો, તેને અમલમાં મૂકવાની પેરવી કરવી એ સિવાય પંડિત મોતીલાલ નેહરુની અને મારી આગળ બીજો કોઇ માર્ગજ રહ્યો નહિ.

પણ આપના જાહેર નિવેદનમાં વપરાયેલો 'ડુમિનિયન સ્ટેટસ' શબ્દ એના સાચા અર્થમાં જ વપરાયો હોત તો 'પૂર્ણ સ્વરાજ્ય'ના ઠરાવથી કશું ભડકવાપણું નહોતું. કારણ, 'ડુમિનિયન સ્ટેટસ' એ લગભગ પૂર્ણ સ્વતંત્રતા જ છે, એમ પ્રતિષ્ઠિત બ્રિટિશ રાજદ્વારી પુરુષો કબૂલ કરી ચૂકતા નથી શું ? પણ હિંદુસ્તાનને તુરતમાંજ 'ડુમિનિયન સ્ટેટસ' આપવાની બ્રિટિશ રાજપુરુષોની દાનત જ કદી નહોતી એવું મને ભાસે છે.

પણ આતો બધી ગઇગુજરી. આપના નિવેદન બાદ તો બ્રિટિશ રાજનીતિનું વલણ સ્પષ્ટ થઇ જાય. એવા ઘણા બનાવો બની ચૂકયા.

## હિંદને પીસી નાંખનારૂં રાજતંત્ર

જે રાજકીય ફેરફારોથી ઇંગ્લાંડના હિંદ સાથેના વેપારને જરાય આંચ આવે તથા હિંદ સાથે તેણે કરેલા આર્થિક વ્યવહારોની યોગ્યાયોગ્યતાની તટસ્થ પંચ પાસે ઊંડી તપાસ કરાવવાની જરૂર પડે, એવા રાજકીય

ફેરફારો કરવાની નીતિ અખત્યાર કરવાની બ્રિટિશ રાજપુરુષોની મુદ્દલ વૃત્તિ નથી એમ દીવા જેવું સ્પષ્ટ જણાય છે. પણ હિંદને ચૂસવાની આ પદ્ધતિનો અંત આણવા માટે કાંઈ ઇલાજ ન લેવામાં આવે, તો હિંદની પાયમાલીનો વેગ દિનપ્રતિદિન વધતો જ જવાનો છે. આપના નાણાંખાતાના મંત્રી કહે છે કે ૧ શી. ૬ પે. નો હુંડિયામણનો ભાવ તો છઠ્ઠીના લેખ જેવો છે. આમ માત્ર એક કલમના ગોદાથી હિંદના કેટલાક કરોડ રૂપિયા તાણી જવામાં આવે છે. અને જ્યારે આ અને એવા બીજા અનેક છઠ્ઠીના લેખને ટાળવા સત્યાગ્રહ અથવા સવિનય કાનૂનભંગ અજમાવવાનો ગંભીર પ્રયત્ન કરવાની વાત થાય છે, ત્યારે આપ પણ શ્રીમંતવર્ગને વિનવો છો કે વ્યવસ્થાના હિતાર્થે આવી હિલચાલો દાબી દેવામાં અમને મદદ કરજો. પણ, આ તમારી 'વ્યવસ્થા'ની તળે તો હિંદના ચૂરેચૂરા થઈ રહ્યા છે!

પ્રજાને નામે જેઓ કામ કરી રહ્યા છે, તેઓ જો સ્વતંત્રતાની ઝંખના પાછળ રહેલા ઉદ્દેશો સ્પષ્ટ ન સમજે, અને સર્વની દૃષ્ટિ સમક્ષ તેને ન રાખે તો એવી ધાસ્તી છે કે જેમને માટે એ સ્વતંત્રતા ઇચ્છાય છે અને મેળવવા જેવી છે, તે રાતદિન શ્રમ કરતાં છતાં મૂંગા રહેલા કરોડોને એ સ્વતંત્રતા એટલા બોજા તળે કચડાયેલી મળે કે તે કશા વિસાતની ન રહે. આ કારણથી, સ્વતંત્રતાનો સાચો અર્થ શું એ હું કેટલાક દિવસથી પ્રજાને સમજાવી રહ્યો છું.

એમાંના કેટલાક મુખ્ય મુદ્દાઓ આપની આગળ રજૂ કરવા છૂટ લઉં છું.

## સાચી સ્વતંત્રતા શેમાં છે?

રાજની આવકમાં ભારે ફાળો આપનાર જમીનમહેસૂલનો બોજો

રૈયતને કચડી નાંખનારો છે. સ્વતંત્ર ભારતમાં એમાં ઘણો ફેરફાર થવો જ જોઇએ. બહુ વખણાયેલી કાયમી મહેસૂલની પદ્ધતિથી પણ માત્ર મૂઠીભર શ્રીમંત જમીનદારોને જ લાભ થયો છે; રૈયતને નહિ, એટલે જમીનમહેસૂલને ખુબ ઘટાડવાની જરૂર છે, એટલું જ નહિ, પણ રૈયતના કલ્યાણને જ મુખ્ય ધ્યેય બનાવી આખી મહેસૂલપદ્ધતિ ફરી રચવાની જરૂર છે. પણ બ્રિટિશ પદ્ધતિ તો રૈયતના પ્રાણનેયે ખેંચી કાઢવા માગતી હોય તેમ રચાયેલી લાગે છે. રૈયતને જેના વિના ચાલે નહિ એવી રોજની જરૂરિયાતની ચીજ નીમક ઉપર પણ કરનો બોજો એવી રીતે લદાયેલો છે કે એનો ભાર મુખ્યત્વે ગરીબ રૈયત ઉપર જ પડે છે, એ કરના નિષ્પક્ષપાતપણામાં જ એની નિર્દયતા સમાઇ છે. મીઠું જ એક એવી વસ્તુ છે કે જે શ્રીમંત વ્યક્તિ તેમજ સમુદાય કરતાં ગરીબે વધારે ખાવું જોઇએ એ જો ખ્યાલમાં લઇએ તો તે પરનો કર ગરીબને કેટલો ભારરૂપ છે તે જણાઇ આવે છે. દારૂ તથા કેફી ચીજોની આવક પણ ગરીબ વર્ગ પાસેથી જ મળે છે. એ પ્રજાનાં આરોગ્ય અને નીતિ બન્નેનો જડમૂળથી નાશ કરે છે. વ્યક્તિગત સ્વાતંત્ર્યના જુઠા બહાના તળે તેનો બચાવ કરવામાં આવે છે; પણ, સાચી વાત તો એ છે કે એમાંથી ઊપજતી આવક માટે જ એ ખાતાં નિભાવેલાં છે. ઈ. સ. ૧૯૧૯ ના સુધારા દાખલ કરનારાઓએ ચતુરાઇથી એ કરની આવક ચુંટાયેલા ગણાતા મંત્રીઓના ખાતામાં નાંખી દીધી, જેથી કરીને સંપૂર્ણ દારૂનિષેધ કરવાથી થનારૂં આર્થિક નુકશાન તેમને જ ખમવું પડે, અને, એ રીતે દેશનું હિત કરવાનું શરૂઆતથી જ તેમને અશક્ય થઇ પડે. જો કમનસીબ મંત્રી આ આવક જતી કરે તો

તેને કેળવણીખાતું પણ બંધ કરવું પડે, કારણ કે હાલના સંજોગોમાં દારૂને બદલે આવકનું બીજાં સાધન નિર્માણ કરવું તેને માટે શકય નથી. આમ ઉપરથી કરનો બોજો ગરીબને કચડે છે એટલું જ દુઃખ નથી; પણ પોતાની આવકમાં પૂર્તિ-કરનારો જે મુખ્ય ધંધો (રેંટિયાનો) તેની પાસે રહ્યો હતો, તેનો નાશ કરી, તેની ધનોત્પાદનની શક્તિયે ઝુંટવી લેવામાં આવી છે.

હિંદની પાયમાલીની કરુણ કથા હિંદને નામે જે કરજો કાઢવામાં આવ્યાં છે તેનો ઉલ્લેખ કર્યા વિના પૂરી ન થાય. પણ તે વિષે હાલમાં જ વર્તમાનપત્રોમાં પૂરો ઉહાપોહ થયેલો છે, તેથી તેનો વિસ્તાર કરતો નથી. એટલું જ કહેવું બસ છે કે એવાં બધાં દેવાંની નિષ્પક્ષ પંચ પાસે પૂરેપૂરી તપાસ કરાવી, એમાંથી જે દેવાં અન્યાયી અને ગેરવાજબી ઠરાવવામાં આવે તે પતાવવાનો ઇનકાર કરવાની સ્વતંત્ર ભારતની ચોખ્ખી ફરજ થઇ પડશે.

## એ તંત્રને તિલાંજલિ આપો

દેખીતી રીતે જગતમાં સૌથી વધારે ખર્ચાળ એવા પરદેશી રાજતંત્રને નભાવવા માટે આ બધાં પાપો ચાલુ રાખવામાં આવે છે. આપનો જ પગાર લો. એ માસિક રૂા. ૨૧,૦૦૦ થી વધુ છે. એ ઉપરાંત તેમાં ભથ્થાં અને બીજા આડાઅવળા ઉમેરા જુદા. આ સામે ઇંગ્લાંડના મુખ્ય પ્રધાનનો પગાર સરખાવો. અને વર્ષે ૫,૦૦૦ પાઉંડ, એટલે, આજના ભાવે, મહિને રૂ. ૫,૪૦૦ થી કાંઇક વધુ મળે છે. જે દેશમાં દરેક માણસની સરેરાશ દૈનિક આવક ૨ આનાથી ઓછી છે, ત્યાં આપને રૂ. ૭૦૦ થી વધારેનો રોજ મળે છે; જ્યારે ઇંગ્લાંડના વતનીની સરેરાશ દૈનિક આવક લગભગ રૂ. ૨

ની ગણાય છે, ત્યારે તેના મુખ્ય પ્રધાનને માત્ર રૂ. ૧૮૦ નો રોજ મળે છે. આ રીતે, આપ પગારરૂપે ૫૦૦૦ થી વધુ હિંદીઓની સરેરાશ કમાણી ઉપાડો છો; જ્યારે ઈંગ્લાંડનો મુખ્ય પ્રધાન માત્ર ૯૦ અંગ્રેજોની કમાણી ઉપાડે છે! હું આ અજબ વિષમતા ઉપર જરા ધ્યાનપૂર્વક વિચારી જોવા આપને હાથ જોડીને વિનંતી કરું છું. એક કઠોર પણ સાચી હકીકત બરાબર સમજાય તે માટે મારે આપનો અંગત દાખલો જ ટાંકવો પડયો છે; નહિ તો અંગત રીતે મારા મનમાં આપને વિષે એટલો આદરભાવ છે કે આપની લાગણી દુભાય એવું કહેવા હું ન ચાહું. હું જાણું છું કે આવડો પગાર આપને મળે એમ આપ ઇચ્છતા નથી. કદાચ આપનો આખોયે પગાર આપ સખાવતમાં આપી દેતા હશો. પણ જે રાજ્યપદ્ધતિ આવી ઉડાઉ વ્યવસ્થા યોજે છે, તેને તાબડતોબ તિલાંજલિ આપવી ઘટે છે. જે દલીલ આપના પગારને લાગુ પડે છે, તે આખા રાજતંત્રને લાગુ પડે છે.

સારાંશ કે, જો રાજ્યતંત્રના ખર્ચમાં બહોળો ઘટાડો કરવામાં આવે તો જ રાજ્યની આવકમાંયે બહોળો ઘટાડો કરી શકાશે. આનો અર્થ એ છે કે રાજ્ય ચલાવવાની પદ્ધતિમાં જ પરિવર્તન થવું જોઇએ. આવુ પરિવર્તન સ્વતંત્રતા વિના શક્ય નથી. મારા મત પ્રમાણે, આ જ ભાવનાથી લાખો ગામડિયા તા. ૨૬ મી જાન્યુઆરીએ આપોઆપ થયેલી સભાઓમાં સહેજે જોડાયા હતા. એમને મન સ્વતંત્રતા એટલે ઉપર વર્ણવેલા ચગદી નાંખનારા ભારમાંથી મુક્તિ.

ઇંગ્લંડ જે લૂંટ ચલાવી રહ્યું છે, તેનો હિંદ એકમતે વિરોધ કરી રહ્યું છે, છતાં ઇંગ્લંડનો એક મોટો રાજકીય પક્ષ તે લૂંટ છોડી દેવા તૈયાર નથી એમ મને લાગ્યું છે.

## અહિંસા જ યમપાશમાંથી છોડવે

પણ, હિંદી પ્રજાને જીવતી રાખવા અને ધીમેધીમે ભૂખમરાથી થતો તેનો વિનાશ અટકાવવા કાંઇક પણ તાત્કાલિક ઇલાજ શોધ્યે જ છૂટકો છે. આપે સૂચવેલી પરિષદ એવો ઇલાજ નથી. દલીલોથી બુદ્ધિને ખાતરી કરાવી આપવાપણું હવે રહ્યું નથી; પણ એ પરસ્પર વિરોધી શકિતઓનો મુકાબલો કરવાનું જ હવે બાકી રહે છે. વાજબી હોય કે ગેરવાજબી હોય, હિંદનો વેપાર અને હિંદમાં રહેલા સર્વ લાભો પોતામાં રહેલા બળના જોર પર ઇંગ્લંડ ઝાલી રાખવા ચાહે છે. આ યમપાશથી છૂટવા માટે જેટલું બળ આવશ્યક છે તેટલું હિંદે સંપાદન કરવું જ રહ્યું.

આટલું તો બન્ને પક્ષે નિર્વિવાદ છે કે હિંદમાં રહેલો હિંસક પક્ષ ભલે અવ્યવસ્થિત અને આજે મજીવો હોય, છતાં તે દિવસે દિવસે બળવાન થતો જાય છે, અને અસરકારક બનતો જાય છે. એનું ધ્યેય અને મારૂં ધ્યેય એક જ છે, પણ મારી ખાતરી છે કે હિંદના કરોડોને જે મુકિત જોઇએ છે, તે એ નહિ અપાવી શકે. વળી મારી દિવસે દિવસે દૃઢ પ્રતીતિ થતી જાય છે, કે શુદ્ધ અહિંસા સિવાય બીજા કશાથી બ્રિટિશ સરકારની વ્યવસ્થિત હિંસા અટકાવી શકાશે નહિ. ઘણા માને છે કે અહિંસામાં કાર્યસાધક શકિત નથી. જોકે મારો અનુભવ પરિમિત છે, છતાં તે એવો છે કે અહિંસામાં તીવ્ર કાર્યસાધક શકિત રહેલી છે. અંગ્રેજી સત્તાની વ્યવસ્થિત હિંસા-શકિત સામે તેમજ દેશના હિંસક પક્ષની અવ્યવસ્થિત હિંસાશકિત સામે એ તીવ્ર શકિતને યોજવાનો મારો ઇરાદો છે. જો હું મૂંગો બેસી રહું તો એ બન્ને હિંસક શકિતઓને છૂટી લગામ આપ્યા

જેવું થશે. મારી સમજ પ્રમાણેની અહિંસાની અમોઘ શક્તિમાં મારી નિ:શંક અને અડગ શ્રદ્ધા હોવાથી તેનો પ્રયોગ કરવાને બદલે હું માથે હાથ જોડી બેસી રહું, તો મને લાગે છે કે હું જરૂર પાપમાં પડું !

આ અહિંસાશક્તિ સવિનય ભંગ દ્વારા વ્યક્ત થશે. હાલતુરત તો માત્ર સત્યાગ્રહાશ્રમના વાસીઓ દ્વારા જ એનો અમલ થશે, પણ આગળ ઉપર તો એ પદ્ધતિની સ્પષ્ટ મર્યાદાઓને જેઓ સ્વીકારે તે સર્વે તેમાં સામેલ થઇ શકે એવી તેની યોજના છે.

## જોખમ વિના જય નથી

હું જાણું છું કે અહિંસાત્મક લડત ઉપાડવામાં ગાંડું સાહસ કહી શકાય એવું જોખમ હું ખેડી રહ્યો છું. પણ ગંભીરમાં ગંભીર જોખમો ખેડયા વિના સત્યનો જય થયો નથી. જે પ્રજા પોતાના કરતાં વધારે મોટી અને પ્રાચીન, અને પોતાના જેટલી જ સંસ્કારી પ્રજાનો જાણેઅજાણે નાશ કરી રહી છે, તે પ્રજાનો હૃદય-પલટો કરવા માટે જેટલું જોખમ ખેડવું પડે તેટલું ઓછું.

## અંગ્રેજોની સેવા જ મારો ઉદ્દેશ

'હૃદયપલટો' એ પ્રયોગ હું જાણીજોઇને વાપરું છું. કારણ, અહિંસા દ્વારા મારી ઉમેદ બ્રિટિશ પ્રજાનો એવો હૃદયપલટો કરવાની છે, કે જેથી એણે હિંદને કરેલા નુકસાનને તે સ્પષ્ટપણે જોઇ શકે. હું આપના દેશબંધુઓનું અહિત શોધતો નથી. મારા દેશબંધુઓની જેમ જ તેમનીયે હું સેવા કરવા ચાહું છું. હું માનું છું કે મેં હમેશાં તેમની

સેવા જ કરી છે. ઈ. સ. ૧૯૧૯ સુધી મેં આંખ મીંચીને તેમની સેવા કરી. પણ જ્યારે મારી આંખો ખુલી અને મેં અસહકાર પોકાર્યો, ત્યારેયે મારો ઉદ્દેશ તેમની સેવાનો જ હતો. જે શસ્ત્ર મેં નમ્રતાથી પણ દ્રઢતાપૂર્વક મારાં પ્રિયમાં પ્રિય સગાં સામે ઉપાડેલું તેજ શસ્ત્ર મેં સરકાર સામે ઉપાડ્યું. હું હિંદીઓના જેટલાજ અંગ્રેજોને ચાહું છું એ વાત જો સત્ય હોય, તો તે લાંબો વખત છૂપી રહેશે નહિ. વરસો સુધી મારી કસોટી કર્યા બાદ જેમ મારા કુટુંબીઓએ મારા પ્રેમનો દાવો કબુલ રાખ્યો, તેમ અંગ્રેજો પણ કબુલ રાખશે. મને ઉમેદ છે કે પ્રજા મને સાથ દેશે, અને જો તેમ થશે—સિવાય કે બ્રિટિશ પ્રજા વહેલી સમજી જાય—તો દેશના પર તૂટી પડનારાં દુઃખના પૂર વજ્રમાં વજ્ર હ્રદયને પણ પિગળાવવા પૂરતાં થશે.

સવિનય ભંગ દ્વારા સત્યાગ્રહ કરવાની યોજના ઉપર સૂચવ્યા છે, તેવા અન્યાયો સામે લડવાની રહેશે. બ્રિટિશ પ્રજા સાથેનો સંબંધ તોડી નાંખવાની અમને ઇચ્છા થાય છે, તેનું કારણ ઉપલા અન્યાયો જ છે. એ દૂર થતાં રસ્તો સરળ થશે. પછી સુલેહનો માર્ગ ખુલ્લો થશે. હિંદ સાથેના બ્રિટિશ વેપારમાંથી લોભનું પાપ નીકળી જાય, તો અમારી સ્વતંત્રતા સ્વીકારવામાં મુસ્કેલી નહિ રહે. હું આપને આદર-પૂર્વક વિનવું છું, કે આ અન્યાયોને સ્વીકારો, તેને તત્કાળ દૂર કરવાનો માર્ગ કાઢો, અને આ રીતે સર્વ માનવજાતિનું કલ્યાણ શોધવાના જ આશયથી જ બે સરખા દરજ્જાના પક્ષો સલાહ માટે ભેગા થાય એવો માર્ગ લો, આથી સ્વેચ્છાપૂર્વક મિત્રતા બંધાશે. બન્ને દેશો એક બીજાની મદદમાં ઉભા રહેવાની અને બન્તે અનુકૂળ થાય તેવો વેપાર ખેડવાની રીતો નક્કી કરી શકશે. કમભાગ્યે દેશને પીડતા કોમી

ઝઘડાઓને આપે નિષ્કારણુ જ વધારે પડતું મહત્ત્વ આપ્યું છે. રાજ-બંધારણની કોઇપણ યોજના નક્કી કરવામાં એ બાબતો મહત્ત્વની છે ખરી, પણ સર્વે કોમોને સમાનપણે લાગુ પડતા, કોમોથી પર એવા મહાન પ્રશ્નોને એ ઝઘડાઓ સાથે કશું લાગતું વળગતું નથી.

## તમે ન સાંભળો તો—

પરંતુ ઉપરનાં અનિષ્ટો દૂર કરવાનો આપ કોઇ ઉપાય શોધો નહિ, અને મારા કાગળની આપની ઉપર અસર ન થાય, તો આ મહિનાની ૧૧મી તારીખે હું આશ્રમના શક્ય હશે તેટલા સાથીઓ સાથે મીઠાને લગતા કાયદાઓનો અનાદર કરવાનું પગલું ભરીશ. ગરીબ વર્ગના દૃષ્ટિબિન્દુથી આ કાયદો મને સૌથી વધુ અન્યાયી લાગ્યો છે. સ્વાતંત્ર્યની લડત દેશના ગરીબમાં ગરીબ વર્ગ માટે મુખ્યત્વે હોવાથી, આ અનિષ્ટ સામેની લડતથી શરૂઆત કરવામાં આવશે. આશ્ચર્ય તો એ છે કે અમે આટલાં વર્ષો સુધી આ દુષ્ટ ઇજારાને વશ રહ્યા. મને કેદ કરીને મારી યોજના નિષ્ફળ કરવાનું આપના હાથમાં છે એ હું જાણું છું. હું આશા રાખું છું, કે મારી પાછળ લાખો માણસ વ્યવસ્થિત રીતે કામ ઉપાડી લેશે, અને જે મીઠાના કાયદા કદી થવા જ જોઇતા નહોતા એનો ભંગ કરી, કાયદાની રૂએ થનારી સજાને ભોગવવા તૈયાર થશે.

શકય હોય તો તો આપને નકામી—અથવા જરાયે—મુંઝવણમાં નાંખવાની મારી ઇચ્છા નથી. જો આપને મારા કાગળમાં કાંઇ વજૂદ લાગતી હોય, અને મારી સાથે ચર્ચા કરવા જેટલું આપ એને મહત્વ આપતા હો, અને તે કારણુ જો આપ આ કાગળની પ્રસિદ્ધિ

અટકાવવા ચાહતા હો, તો આ કાગળ મળતાં જ આપ મને તારથી ખબર આપશો તો હું ખુશીથી તેમ કરતો અટકીશ. પણ, જો મારા કાગળના મુખ્ય મુદ્દાઓને સ્વીકારવાનું આપને અશક્ય લાગતું હોય તો તો મને મારે માર્ગેથી પાછો ફેરવવાનો પ્રયત્ન કરશો નહિ એવી વિનંતિ કરૂં છું.

આ કાગળ ધમકીરૂપે લખાયેલો નથી, પણ સત્યાગ્રહીના સરળ અને પવિત્ર ધર્મના પાલનને અંગે છે. આથી આ પત્ર હું એક અંગ્રેજ યુવકદ્વારા આપને પહોંચાડવાનો ખાસ માર્ગ લઉં છું. એ યુવક હિંદની લડત ન્યાયી છે એમ માને છે, અહિંસામાં એને પૂર્ણ શ્રદ્ધા છે, અને જાણે ઈશ્વરે જ એને આ પત્ર માટે મારી પાસે મોકલી આપ્યો હોય, તેમ મારી પાસે આવ્યો છે. એજ વિનંતિ.

લિ. આપનો સાચો મિત્ર,

**મોહનદાસ કરમચંદ ગાંધી**



# વાસી જવાબ

"ભાઇશ્રી ગાંધી,

તમારો તા. ૨જીનો પત્ર નામદાર વાઇસરૉયને મળ્યો છે. તમે એવું કાર્ય ઉપાડવા ધારો છો કે તેને પરિણામે સુલેહશાંતિનો ભંગ થવાનો તથા કાયદાનો અનાદર થવાનો ભય ચોક્ખો રહેલો છે: એ જાણીને વાઇસરૉય સાહેબને દિલગીરી ઉપજી છે.

લિ. સેવક,

**જી. કનિંગહૅમ**

ખાનગી મંત્રી."

આવા જવાબથી આપણે પરિચિત છીએ. વાચક જોઇ શકશે કે ચોર કોટવાળને દંડે એ ન્યાય આ છે. એનો વધુ પુરાવો જોઇતો હોય તો ઘડાઇ ગયેલી ઢબના આ જવાબમાંથી મળી રહે છે, પગે પડીને મેં જ્યાં ખાવાનું માગ્યું ત્યાં ભાણામાં પથરા મળ્યા.

મીઠાનો ગરીબો ઉપર પડતો વેરો—જેને લીધે તેના ઉપર વાર્ષિક પાંચ આનાનો એટલે લગભગ ત્રણ દિવસની કમાણી જેટલો બોજો પડે છે તે—રદ કરીને મને પોતાનો કરી લેવાનું વાઇસરૉય-સાહેબના હાથમાં હતું. હિંદુસ્તાન સિવાય બીજા કોઇ પણ દેશમાં, રૂ. ૩૬૦ ની વાર્ષિક આવકવાળાને પોતાને ખાવાના મીઠા માટે રાજ્યને રૂ. ૩ આપવા પડતા હોય એવું મારી જાણમાં નથી. આવો વાસી જવાબ આપવાને બદલે બીજું ઘણું વાઇસરૉય કરી શકત. પણ હજી એ વખત નથી આવ્યો. જે પ્રજાના વાઇસરૉય પ્રતિનિધિ છે તે એમ ઝટઝટ નમ્યું આપે એવી, અથવા ઝટઝટ પશ્ચાત્તાપ કરે

એવી નથી. કાલાવાલા કરવાથી તે કદી માનતી નથી. શારીરિક બળ એ તરત ધ્યાનમાં લે છે. જરાયે થાક્યા વિના કલાકો સુધી મુક્કાબાજીના ખેલ એ એક શ્વાસે નિહાળી શકે છે. ફૂટબૉલની મેચ જેમાં હાડકાં ભાંગવાનો સંભવ હોય છે એ જોવા તેઓ ગાંડાગાંડા થઇ જાય છે. યુદ્ધનાં લોહીને થીજાવી નાંખે એવાં વર્ણનો તેમને રોમહર્ષણ લાગે છે. વિરોધ ઉઠાવ્યા વિના મૂંગામૂંગા સહન કરેલા દુઃખની પણ તેઓ કદર કરે છે, પરંતુ ગમે તેવી સચોટ દલીલ હોય તેથી કાંઇ જે કરોડો રૂપિયા હિંદુસ્તાનમાંથી દર વરસે તે ઘસડી જાય છે. એ તે જતા નહિ કરે, એટલે વાઇસરૉયના જવાબમાં મને કશું જ આશ્ચર્ય પામવા જેવું લાગતું નથી.

પરંતુ એટલી મારી ખાતરી છે કે મારા કાગળમાં જે લખ્યું છે. તે ફગોળિયો ધા ન હોય, તો મીઠાવેરો અને એવી બીજી ઘણી વસ્તુઓના દિવસ ભરાઇ ચૂક્યા છે. મારા કાગળમાં લખેલામાંથી કેટલું હું સાચે જ કરવાનો છું તે તો કાળે કરીને જ જણાશે.

જવાબમાં લખ્યું છે કે હું એવું કાર્ય ઉપાડવા ધારૂં છું જેને પરિણામે સુલેહશાંતિનો ભંગ થવાનો તથા કાયદાનો અનાદર થવાનો ભય ચોક્ખો રહેલો છે. કાયદા અને ધારાધોરણનાં થોથાંના મોટા પહાડો ખડકેલા તો છે, પણ પ્રજાને તો એક જ કાયદાનો પરિચય છે, અને તે બ્રિટિશ અમલદારની મરજી. એક જ સુલેહશાંતિ પ્રજાએ અનુભવી છે, અને તે પોતાના દેશમાં જ કેદી જેવી સ્થિતિમાં રહેવાની. આખો હિંદુસ્તાન દેશ એક મોટું કેદખાનું થઇ ગયો છે. હું આવા કાયદાને ગણકારતો નથી, અને જે ફરજિયાત શાંતિ પ્રજાના હૃદયને મોકળાશને અભાવે ગૂંગળાવી રહી છે તેના સ્મશાનવત્ એકસૂરનો નાશ કરવાની હું મારી પવિત્ર ફરજ સમજું છું!

# પરાધીન ભારતની
## પગ રસ્તે
# અદ્‌ભુત સ્વાતંત્ર્ય કુચ

## ઐતિહાસિક કુચનો પ્રારંભ

### ૨૨૫ માઇલની કુચ: ૫ લાખ માણસોએ સાંભળેલો સંદેશો

### ૪૦ ગામોની મુલાકાત: સાબરમતીના સંતના જાહેર ભાષણો

## સત્યાગ્રહી સેનાની કુચ

અમદાવાદ, તા૦ ૧૨ મી માર્ચ

જગતના ઇતિહાસમાં વિરલ એવા અહિંસાત્મક સંગ્રામની મહાત્મા ગાંધીની મહાન કુચ, ઠરાવ્યા મુજબ સવારના સાડા છને ટકોરે-પ્રભાત ફાટતા પહેલાં શરૂ થઇ હતી. મહાત્મા ગાંધી ૭૯ સત્યાગ્રહી સ્વયંસેવકો સાથે મીઠાના કાયદાનો ભંગ કરવા જલાલપોર તાલુકાના દરિઆ કિનારા પર આવેલા દાંડી ગામે જવા આશ્રમથી ઉપડયા ત્યારે હિન્દના છુટાપણાના ઇતિહાસમાં અમર રહેવા સરજાયેલી ઉચ્ચ દેશભક્તિની ભાવના આ મહાન કુચ નીહાળવા ટોળે વળેલી માનવમેદનીના અંતરમાં ભભુકી રહી હતી. વાતાવરણ દૈવી અને સાત્વિક તત્વથી ભરપુર હતુ: સર્વના હૃદય જગત પરના સર્વ શ્રેષ્ઠ

પુરુષને જીવન મરણુની લડતમાં કુચ કરતા જોઇને અશ્રુભીનાં થયાં હતાં: જનસમુહના દીલમાં દેશભક્તિના આ અપુર્વ દ્રશ્યનું મોજું જોરથી કદી ઉછળ્યું ન્હોતું. આ મહાન અને ઐતિહાસિક કુચ શરૂ થતા પહેલાં મહાત્મા ગાંધીજીને રાતે પકડવામાં આવશે, એવી સખત અફવાથી અને ચિંતાથી પરોઢીએ લોકોની એક મોટી સંખ્યા ગાંધીજીના આશ્રમની આસપાસ ટોળે વળી હતી, પ્રત્યેક પળે માનવ મહાસાગર ગાંધીજીની આ મહાન કુચ નીહાળવા આશ્રમ ભણી ઉલટયો જતો હતો.

## રાતે છાવણીમાં ફેરવાઇ ગયેલું સત્યાગ્રહાશ્રમ.

### આગલી રાતનો ખળભળાટ

કુચની આગલી રાતે સાબરમતી આશ્રમનો દેખાવ એક છાવણી જેવો થઇ પડયો હતો. રાતની પ્રાર્થના પછી લોકોની સંખ્યા આશ્રમમાં ઝડપથી વધવા લાગી હતી. રાતના નવ વાગે શહેરમાંથી આવતી દરેક બસ નવાં માણુસોને લઇને આવતી હતી. રાતના સાડા દશ વાગે આવતી છેલ્લી રેલ્વે ટ્રેનમાં ગુજરાતનાં જુદાં જુદાં શહેરો અને ગામોમાંથી લોકોની એક મોટી સંખ્યા આશ્રમમાં આવી હતી. રાત્રે આશ્રમમાં આ બધા લોકો શા માટે આવતા હતા? કારણુ કે રાતના ૧૧ વાગે મહાત્મા ગાંધીને પકડવામાં આવશે. આશ્રમમાં લોકો ૩૦–૪૦ જણુની ટુકડીમાં આખી રાત મામલાની ચર્ચા ચલાવતાં જાગતા બેસી રહ્યા હતા. આશ્રમના બે મુખ્ય દરવાજા જે બંધ કરવામાં આવતા હતા તે ખુલ્લા હતા અને ત્યાં ૬૦–૭૦ જણુની ટુકડી પહેરો ભરતી બેઠી હતી. આશ્રમનો ચોક ટોળે બેઠેલા માણુસોની વાતચીતના અવાજથી ખળભળી રહ્યો હતો. બહારના

લોકોને આકર્ષી રહેલી વસ્તુ એ હતી કે આશ્રમવાસીઓ બહારના ખળભળાટ વચ્ચે, પોતાની તૈયારીએ શાંત રીતે કર્યેજ જતા હતા. આશ્રમવાસીઓ હંમેશ મુજબ તેમની ફરજ બજાવે જતા હતા. રાતના દશ વાગે મહાત્મા ગાંધી શાંત રીતે સુઇ ગયા હતા.

## રાતે તાપણીઓ

રાત વધતી જતી હતી, તેમ તેમ ટોળે વળેલા લોકો ખુલ્લી જમીનપર સુઇ જતા હતા. અને ઘણા તો ઠંડીને લીધે તાપણીઓ સળગાવીને તાપતા બેઠા હતા. આવો દેખાવ પહેલાં કદી જોવામાં આવ્યો નહોતો. આશ્રમની બહાર જાણે એક ગામ વસ્યું ન હોય તેવો એ દેખાવ હતો. આશ્રમવાસીઓમાંના થોડાજ કામ કરતા જાગૃત જણાતા હતા. પ્રીન્સીપાલ કૃપાલાની આખી રાત જાગ્યા હતા.

## બાપુજી છે કે ?

રાતના ત્રણ વાગે થોડી નિદ્રા લઇને લોકો જાગૃત થયા હતા અને પૂછવા મંડયા હતા, કે રાતે કંઇ બન્યું છે કે ? અને બાપુજી સલામત છે કે ? છાપાના પ્રતિનીધિઓને મીલ કામદારોએ પૂછ્યું હતું, કે બાપુજી સલામત છે કે ? છાપાના પ્રતિનીધિએ જવાબ વાળ્યો હતો કે, 'અરે, હા. અને કામદારોનો ઉત્સાહ અને આનંદ વધી પડયો હતો. લોકો માનવા લાગ્યા હતા, કે સરકારે પોતાની યોજના છેક છેલ્લી ઘડીએ ફેરવી હતી. ગાંધીજી હજી છુટા છે એવા સમાચારથી લોકો રાહત પામ્યા હતા અને ખુશી થયા હતા, કે, ભય પસાર થયો છે. છાપાના પ્રતિનીધિઓ આખી રાત કામમાં રોકાયેલા હતા.

## આખી રાત અવર જવર

મહાત્મા ગાંધીની ધરપકડની સખ્ત અફવાથી ગઇ રાતે શહેરમાં ભારે

અશાંતિ વ્યાપી રહી હતી અને આશ્રમમાં આખી રાત હજારો લોકોની અવરજવર ચાલુ રહી હતી. સ્ત્રી સ્વયંસેવિકાઓએ આખી રાત આશ્રમના દરવાજાનું રક્ષણ કર્યું હતું, સવાર પડતાંજ લોકોની એક મોટી સંખ્યા, આશ્રમ ભણી વળવા માંડી હતી. અને છ વાગતા પહેલાં તો આખો રસ્તો માનવ મેદનીથી ભરાઇ ગયો હતો. માર્ગને ફૂલપાન અને વાવટાથી શણગારવામાં આવ્યો હતો.

# સ્વજનોની વિદાય

## ગાંધીજી કસ્તુરબાની રજા લે છે

"સવારના છ વાગે મહાત્માજી પોતાના ઓરડામાંથી બહાર આવ્યા. તેમણે આશ્રમવાસીઓની લીધેલી વિદાય અતીશય હૃદય-સ્પર્શી હતી. મહાત્માજીની સાથે સર પ્રભાશંકર પટણી પણ જણાયા હતા. મીરાંબાઇ મહાત્માજીની વિદાય લેતાં તેમને ચરણે ઢળી પડયાં હતાં. કસ્તુરબાનો વાંસો થાબડીને મહાત્માજીયે તેની પણ રજા લીધી હતી. તે પછી એક માંદા આશ્રમવાસીને મળી લઇને મહાત્માજી બહાર પડયા હતા. સૈનિકો એક હારમાં ખડા હતા. વૈશ્ણવજનવાળું મહાત્માજીનું પ્રિય ભજન તે પછી ગવાયું હતું. ભજનની ધુનમાં સ્વરાજ કુચનું મંગળાચરણ કરવામાં આવ્યું હતું.

## માંદાની મુલાકાત

ચાર વાગ્યાની પ્રાર્થના પછી મહાત્મા ગાંધીએ આશ્રમમાં માંદગી ભોગવતા આશ્રમવાસીની છેલ્લી મુલાકાત લીધી હતી. બરાબર સાડાછને ટકોરે ગાંધીજીએ પોતાની મહાન કુચ શરૂ કરી હતી.

કુચની આગેવાની મહાત્મા ગાંધીએ લીધી હતી અને આખે રસ્તે તેમને શુકનનાં નાળિએર અને ફૂલપાન આપવામાં આવ્યાં હતાં.

## મહાત્માજી અને સર પ્રભાશંકર પટણી વચ્ચે મુલાકાત

અમદાવાદ, તા. ૧૨ મી માર્ચ

સઘળી દુકાનો અને શેર બજાર બંધ રહ્યાં હતાં.

સર પ્રભાશંકર પટણી પોતાના કુટુંબ સાથ આજે અમદાવાદ આવ્યા હતા અને મહાત્માજીની મુલાકાત લીધી હતી.

મહાત્માજી અને સરકાર વચ્ચેની સમજુતીની શરતો ઉપર તેઓ વચ્ચે ચાલેલી વાતચીત દરમ્યાન મહાત્માજીએ પોતાની ૧૧ શરતોના અમલની માગણી કરી હતી.

## મહાન કુચ પહેલાં

મહાત્મા ગાંધી પોતાની ઐતિહાસિક કુચ શરૂ કરે, તેની પહેલાં એલીસબ્રીજથી આશ્રમ સુધીની સડકની બંને બાજુએ માનવ મહામેદની ગાંધીજીના છેલ્લા દર્શન માટે અને તેમની સ્વરાજ્ય સેનાને વિદાયગીરી દેવા પથરાઇ રહી હતી. આશ્રમના કંપાઉંડ અને તેના બહારના ભાગની એકે એક ઇંચ જગ્યા માણસોથી ભરાઇ ગઇ હતી. પોતાની ઓરડીમાંથી કુચ માટે બહાર નીકળતા પહેલાં, મહાત્મા ગાંધીજીએ કેટલાક સ્થાનિક આગેવાનોને મુલાકાત આપી હતી.

## પ્રાર્થના અને વિદાયગીરી

૭ કલાક અને ૧૦ મિનિટે મહાત્મા ગાંધીજી, સર પ્રભાશંકર પટણી, શ્રી૦ મહાદેવ દેસાઇ અને પોતાના મંત્રી પ્યારેલાલ,-જેઓ

પહેલી ટુકડીના એક સૈનિક છે-સાથે પોતાની ઓરડીમાંથી બહાર આવ્યા હતા. ગાંધીજી આશ્રમના ચોકમાં કુચ કરતા પહેલાં ૨૦ મિનિટ થોભ્યા હતા. તેમની પાછળ ૭૮ સ્વયંમસેવકો બબ્બેની ટુકડીમાં પ્રવાસના સામાન સાથે ઉભા રહ્યા હતા. પ્રાર્થના કરવામાં આવી હતી. આશ્રમની સ્ત્રીઓએ ગાંધીજીના કપાળમાં અક્ષત કુંકુમના ચાંલ્લા કર્યા હતા અને તેમને સુતરના હાર પહેરાવ્યા હતા. ગાંધીજીએ કચ્છ પહર્યો હતો અને શરીર પર ખાદીની ચાદર ઓઢી હતી. હિંદના તારણહારે પોતાના બંને હાથ જોડી શાંત ચિત્તે પ્રાર્થના કરી હતી અને પ્રાર્થના પૂરી થતા તેમના મુખપર મુક્ત હાસ્ય ફરી વિલસી રહ્યું હતું.

તે પછી ગાંધીજીએ વિદાયગીરી લીધી હતી. દરેક આશ્રમવાસીને ગાંધીજીએ આશીર્વાદ આપીને તેમની પીઠ ઠોકી હતી. વિદાયગીરીનું દ્રશ્ય હૃદયને હચમચાવી મૂકે તેવું હતું, પોતાના પ્રિય રામને વનવાસ જતા જોઇ અયોધ્યાવાસીઓને થઇ, તેવીજ લાગણી હાજર રહેલા સૌ કોઇની હતી. દરેકની આંખ ભીની થઇ હતી.

## રાષ્ટ્રપતિ જવાહીરપર ગુજરાતનો સંદેશો.

અમદાવાદ, તા૦ ૧૨ મી માર્ચ.

મહાસભાના પ્રમુખ જવાહીર ઉપર ગુજરાત પ્રાંતિક મહાસભાના સેક્રેટરી શ્રી. મગનલાલ કોઠારીએ નીચેનો સંદેશો મોકલ્યો હતો–

આશ્રમમાં અગાઉ કદી નહિ જણાયેલા દેખાવો વચ્ચે મહાત્માજીએ આજે કુચ શરૂ કરી હતી.

છેલ્લા ૨ દિવસો દરમ્યાન આશ્રમ ખાતે હજારો વિઝિટરો ઉતરી પડયા હતા, રાત્રે નદીને કિનારે પ્રાર્થના થઇ હતી, જ્યારે મહાત્માજીએ છેવટનો સંદેશો આપ્યો હતો.

આશ્રમના કમ્પાઉંડમાં આખી રાત હજારો લોક ભજનો ગાતું બેસી રહ્યું હતું અને મહાત્માની જયના પોકારો ચાલુ થતા રહ્યા હતા.

કુચ કરી જતી ટોળકીને ભલી દુવાઓ ઇચ્છવામાં લક્ષાધીપતિ તેમજ મજુરો એકેક સાથ હરિફાઇમાં ઉતર્યા હોય, તેવો મામલો નજરે પડયો હતો. અને હજારો મરદો, સ્ત્રીઓ અને બાળકો માઇલો સુધી સરઘસની પુંઠે ગયાં હતાં.

રસ્તાઓમાં હજારો લોકની ભેગી મળેલી મેદનીએ મહાત્માજી ઉપર સીક્કાઓ, ચલણી નોટો, ફૂલો અને કંકુનો વરસાદ વરસાવ્યો હતો.

## મહાન કુચનો વધુ હેવાલ

મહાત્મા ગાંધી મહાન કુચને સારૂ પોતાની ઓરડીમાંથી બહાર આવ્યા ત્યારે તેમના મુખ પર હંમેશનું મુકત હાસ્ય અને પોતાની ન્યાયી લડતની સફળતાનો અડગ વિશ્વાસ નજરે પડતો હતો. બહાર ઉભેલી લોકમેદનીએ ગાંધીજીને હર્ષનાદોથી વધાવી લીધા હતા. એક આશ્રમવાસી બાળાએ ગાંધીજીને કપાળે અક્ષત કુંકુમનો ચાંલ્લો કર્યો હતો. સ્વતંત્રતાના સૈનિકોને પણ ચાંલ્લા કરવામાં આવ્યા હતા. ગાંધીજીએ પોતાની સેનાની તપાસ લીધી હતી. ગોઠવણુથી તેમને સંતોષ થયો હતો. તે પછી

ગાંધીજી સેનાને મોખરે ઉભા હતા. ગાંધીજીએ કશી વસ્તુ સાથે લીધી નહોતી. શ્રી. મણિલાલ કોઠારી મહાત્માજીના રક્ષક તરીકે સાથે રહ્યા હતા. ગાંધીજી આખે રસ્તે પોતાની ઉંમર અને તંદુરસ્તીના કરતાં વધુ ઉતાવળા ચાલતા હતા. ટેકા માટે ગાંધીજીએ હાથમાં લાકડી રાખી હતી. આખી સેના સંપૂર્ણ તાલીમમાં કુચ કરી ગઇ હતી. ગાંધીજી બધાને મોખરે પ્રેરણામૂર્તિ સમાન લાગતા હતા. સત્યાગ્રહી સેના, આશ્રમમાંથી અસલાલી સુધીનું દશ માઇલના અંતર સુધી લોકોની ઠઠ વચ્ચે પસાર થઇ હતી. આખે રસ્તે લોકો હિન્દના મહાન સેનાપતિના દર્શન માટે ઉભા હતા. અમદાવાદ શહેરે પોતાની જીવંત યાદમાં આવું જંગી સરઘસ જોયું નહોતું. શહેરના દરેક રહેવાસીએ આ મહાન કુચ જે બે માઇલ પર્યંત લાંબી હતી તે નિહાળી હતી. લોકો છાપરા, ગેલેરીઓ, ખુલ્લી જગ્યા, અને ઝાડો પર દર્શન માટે ઉભા રહ્યા હતા. આખા શહેરે આ ઐતિહાસિક પ્રસંગે તહેવારનું રૂપ ધારણ કર્યું હતું. આખે રસ્તે મહાત્મા ગાંધીની જયના પાકારોથી આકાશ ગુંજી રહ્યું હતું. કાયદા અને વ્યવસ્થાના રક્ષકોએ ગમે તેવી ખાનગી ગોઠવણ કરી હોય, તો પણ આજે એક પણ સિપાઇ નજરે પડતો નહોતો.

મહાત્મા ગાંધી અને તેમની સત્યાગ્રહી ટુકડી જલાલપુર આગળ સાબરમતીના પાણી, જમીનના જેટલીજ ઝડપથી ઓળંગી ગઇ હતી.



## આજે વનવાસે નીકળેલો રામ

# રણે ચડેલા મહાત્માજી

## સત્યાગ્રહી સેના સાથે આશ્રમમાંથી ગાંધીજીએ કરેલું પ્રયાણ



## સેનાપતિને વધાવવા સવાલાખ માણસોની મળેલી જંગી મેદની



# દીલ ઉશકેરનારા અદ્ભુત દેખાવો



## ફૂલોનો વરસાદ અને હરખનાં આંસુ-પ્રાર્થના સાથે ધર્મયુદ્ધનો આરંભ

### શ્રી રામ વનવાસ જાય છે

હાજર રહેલી માનવ મેદનીની આંખમાંથી આનંદનાં આંસું દડદડ પડવા માંડયા હતાં. ગાંધીજીએ પોતાના ઘડિઆળમાં જોયું હતું અને બરાબર સાડાછ વાગે 'વંદેમાતરમ્' ના ગગનભેદી જયનાદો વચ્ચે ગાંધીજી અને તેમની સત્યાગ્રહી સેનાએ કુચ કરી હતી. મક્કમ અને ઉતાવળે પગલે પૂણ્યશ્લોક ગાંધીજી આગળ વધ્યા હતા અને હજારો માણસોને કુચ કરવા ટુકડીની પાછળ પડવાનું કામ મુશ્કેલી ભર્યું

નીવડયું હતું. મહાત્મા ગાંધીજી લશ્કરના સરદાર કરતાં, ધ્યેયપ્રાપ્તી સિવાય આશ્રમમાં પાછા ન ફરવાના અડગ નિશ્ચયથી વનવાસે નીકળેલા રામ જેવા લાગતા હતા! મહાત્મા ગાંધીજીને આશ્રમથી એલીસબ્રીજ વચ્ચેનું બે માઇલનું અંતર કાપતાં એક કલાક લાગ્યો હતો. આખે રસ્તે લોકોએ મહાત્મા ગાંધી અને તેમના સત્યાગ્રહી સૈનિકો પર પુષ્પોનો વરસાદ વરસાવ્યો હતો. આબાલવૃદ્ધ, સ્ત્રીપુરૂષો અને યુવકોએ ગાંધીજીને પ્રણામ કર્યા હતા. જેનો જવાબ ગાંધીજી સામા પ્રણામ કરી મુકત હાસ્યથી આપતાં આગળ વધ્યે જતા હતા. શહેરો-માંથી અને આસપાસના ભાગોમાંથી લોકો ગાંધીજીના દર્શને આવ્યા હતા. પ્રત્યેક ક્ષણે માણસોની ભરતી વધતી જતી હતી. સ્ત્રીઓ, પુરૂષો, યુવક યુવતીઓ બધા ગાંધીજીને વિદાયગીરી આપવા ઉત્સાહી દેખાવો કરી રહ્યા હતા. જાણે સાબરમતીના કિનારા પર ધોળી ટોપીનો માનવ મહાસાગર ન ઉલટાયો હોય એવો દેખાવ નજરે પડતો હતો. યુવકોનો ઉત્સાહ તો અવર્ણનીય હતો. આશ્રમમાં ગાંધીજીને છેવટની વિદાયગીરી આપવા એક હજાર સ્ત્રીઓએ સરઘસમાં ભાગ લીધો હતો. આશ્રમને દરવાજે ધુઘવી રહેલી માનવમેદનીને રોકવા આશ્રમના સ્વયંસેવકને ભારે શ્રમ ઉઠાવવો પડતો હતો. સત્યાગ્રહી સૈનિકો ખાદીના સાદા પોશાકમાં સજ્જ થયા હતા અને તેમણે પોતાની પીઠે કોથળી અને પથારી લટકાવી હતી. સ્વતંત્રતાના આ પહેલા સૈનિકો કેવા સુખી દેખાતા હતા, તે તેમના મુખ પર પથરાઇ વળેલાં હાસ્ય અને સંતોષ પરથી જણાતું હતું. મહાત્મા ગાંધીજી આશ્રમથી નીકળીને એલીસ બ્રીજથી અસલાલીને રસ્તે ફંટાયા એટલે લોકોની મેદની શહેરમાં પાછી વળી હતી.

# ધર્મયુદ્ધ

## પહેલા દિવસની ફતેહમંદ કુચ

અમદાવાદ અને અસાલાલી વચ્ચેના બાદાજ ગામમાં ટોળકી આવી પુગતાં, શ્રીમતી કસ્તુરબાએ મહાત્માજીને આશીર્વાદ આપ્યા હતા.

મહાત્માજી થોડાક છેટા સુધી કસ્તુરબાના ખભા ઉપર હાથ મેલીને ચાલ્યા હતા.

મી. અબ્બાસ તયબજીએ વિવેચન કર્યા બાદ જુદાં જુદાં ગામોના લોક તરફથી ૩૫૦ રૂ. ની થેલી મહાત્માજીને અર્પણ કરવામાં આવી હતી.

### અસલાલી ખાતે મુકામ

અમદાવાદ, તા૦ ૧૨ મી માર્ચ.

મહાત્માજી અને તેઓની ટોલકીએ અસલાલી ખાતે કરેલા મુકામ વેળાયે ત્યાંની સ્ત્રીઓએ પહેલી વેળાએ બુરખા પણ મેલ્યા હતા અને મહાત્માજીના ભાષણ વેળાયે હાજરી આપી હતી.

પોતાની અને ટોળકીની મહેમાનદારી માટે આભાર માનતાં મહાત્માજીએ દીલગીરી જાહેર કરી હતી, કે ગામડામાં એક પણ ચરખો હતો નહી! તેઓએ જણાવ્યું હતું કે ચરખામાં કેવા ગુણો હતા તે લોકો જાણશે ત્યારેજ અજબ થશે.

નીમકના કર ઉપર બોલતાં મહાત્માજીએ જણાવ્યું હતું કે ૯ પૈસાની કિંમતના નીમક માટે ૧ રૂ. ૪ આના લેવામાં આવતા

હતા. જો તાલેવંતો ઉપર ભારે કરો પણ હોય, તો તે ચલાવી લેવાય તેમ હતું. પણ જરૂરીયાત માટેની દરેક વસ્તુ ઉપર લોકને સીધો કે આડકતરો કર ભરવો પડતો હતો. અને લોક જ્યારે આવા કરો દુર કરાવવાને શક્તિવાન નીવડશે, ત્યારે તેઓ ખરૂં પ્રજાસતાક મેલવશે. નહિ પસંદ પડે એવા કરો સામેની સચાઇની અને અહિંસાત્મક લડતનું નામ સત્યાગ્રહ હતું. લોકોની મરજી વિરૂધ જઇને સારા કરો પણ લઇ શકાય નહિ.

આવી રીતીનો અંત લાવવા માટે બે માર્ગ હતા. એક ઝનુની કામો અને બીજું સત્યાગ્રહ અથવા સવિનયભંગ.

**"બંદીખાને પડવું જોઇએ કે મરવું જોઇએ."**

મહાત્માજીએ પોતા માટે અંત બોલતાં જણાવ્યું હતું કે:—

મારે બંદીખાને પડવું જોઇએ કે મરવું જોઇએ. હું બીજું કશું કરવા માંગતો નથી. આશ્રમ ખાતે કે અસલાલી ખાતે પાછો ફરવા ઇચ્છતો નથી. મેં ચોકસ પગલું લીધું છે. હું હવે પાછલ હઠવા માંગતો નથી. (તાલીઓ) તમો તૈયાર હોય ત્યારેજ ખુશાલીના પોકારો કરી શકો. પછી તમારે બોજો ઉપાડવો જોઇએ.

છેવટના ઠરાવ પર આવવા પહેલાં, તમોએ પુખ્ત વિચાર ચલાવવો જોઇએ અને એક વેળા પગલું લેવા બાદ તમોએ પાછળ હઠવું જોઇએ નહિ. મારી કુચની શરૂઆતમાં હજારો લોકોએ મને તે આશીર્વાદ આપ્યા હતા. સ્વરાજ તરફનું પહેલું પગલું નીમક ઉપરની જકાત દુર કરવાનું છે. બીજાં પગથીયાંઓ પર આપણે જલદીથી આગળ વધીશું.

## ગાંધીજીની કુચ માટે કલકત્તા ખાતે અપૂર્વ ઉત્સાહ

કલકત્તા તા. ૧૧ મી માર્ચ

કલકત્તા, આજના ઐતિહાસીક દીને મહાત્મા ગાંધીકી જયના પોકારોથી જાગૃત થયું હતું અને દરેકના ચહેરાપર અપૂર્વ ઉત્સાહ જણાતો હતો. મહાસભાના પ્રમુખ પંડિત જવાહીરલાલ નહેરૂની આજ્ઞાને માન આપીને મહાસભાની બધી ઓફીસો પર અને નગરજનોએ પોતાના મકાનો પર રાષ્ટ્રધ્વજ ફરતો કર્યો હતો. મહાત્મા ગાંધીને વિજય મળે અને સ્વતંત્રતાના સૈનિકોને તેમની લડતમાં પૂર્ણ બળ પ્રાપ્ત થાય, એવી પ્રાર્થના કરવામાં આવી હતી.

બરાબજારમાં હિંદીઓના લત્તામાં–ભારે ઉત્સાહ નજરે પડતો હતો. ઠેકઠેકાણે મહાત્મા ગાંધીના ફોટાને સુતરના હારથી શણગારીને મૂકવામાં આવ્યા હતા. મહાન કુચની જાહેરાત કરતા સ્વયંસેવકો રાષ્ટ્રીયધ્વજ સાથે ફર્યા હતા. કલકત્તાના પરામાં એવાજ દેખાવો અને ઉત્સાહ જોવામાં આવ્યા હતા. સાંજના સરઘસો શહેરના મહોલ્લાઓમાં ફર્યું હતું. અને અને જુદા જુદા બગીચાઓમાં જંગી જાહેર સભાઓ મળી હતી.

## શાળાઓ અને મીલો બંધ. તથા ઉત્સાહ દર્શાવવા સરઘસો નીકળ્યાં

વિદ્યાર્થીઓ અને કામદારોએ આજના સરઘસમાં મોટી સંખ્યામાં ભાગ લીધો હોવાથી શહેરની શાળા, કોલેજો અને મોટા ભાગની મીલો બંધ રહી હતી.

## છેવટનો કાર્યક્રમ

હવે કાર્યક્રમ છેવટનો ઠરાવવામાં આવ્યો છે. ગાંધીજી પકડાશે તો અબ્બાસ તૈયબજી સરદારી લેશે. દેશના ચારે ખુણેથી મોટી સંખ્યામાં અત્રે આવેલા સ્વયંસેવકો પહેલી ટુકડીમાં સ્થાન ન મળવાથી નાખુશ થયા છે. બહાર ગામથી આવેલા સ્વયંસેવકોએ આજે સવારે આશ્રમને દરવાજે હાજર થઇને કુચમાં પોતાને સાથે લેવાની અરજ કરી હતી. પણ જ્યારે તેમને કહેવામાં આવ્યું કે પહેલી ટુકડીમાં સાથે લઇ શકાય તેમ નથી, ત્યારે તેઓ અત્યંત નિરાશ થયા હતા.

## ગાંધીજીને શેઠ અંબાલાલનો આવકાર

સાબરમતી નદી ઓળંગ્યા પછી જલાલપુરમાં શેઠ અંબાલાલભાઇ સારાભાઇ અને મીલ કામદારોએ ગાંધીજીને આવકાર આપ્યો હતો. યુવકો મોટી સંખ્યામાં ગાંધીજીની પુંઠે વળ્યા હતા. લગભગ નવ વાગે ગાંધીજી ચંડોળાના તળાવે પહોંચતાં, ત્યાં દર્શન માટે એકઠા મળેલા લોકોને ખાદી પહેરવાની સલાહ આપતાં જણાવ્યું કે હિંદુ મુસ્લીમ સવાલ સરકારે પેદા કર્યો છે, બાકી હિંદુ અને મુસલમાનો મુળે એકજ છે.

## અસલાલી સુધી લોકોની પુંઠ.

મહાત્માજીની ટુકડી નવ વાગે અસલાલી પહોંચી ત્યાંસુધી લોકોની એક મોટી સંખ્યા તેમની પાછળ ગઇ હતી. અસલાલીના લોકોએ ગાંધીજી અને તેમની સેનાને ધાર્મિક ક્રિયા ભરેલો આવકાર આપ્યો હતો.

# અસલાલી (૧)

અસલાલી, તા. ૧૨ મી માર્ચ.

મહાત્માજી આજ રોજ સવારમાં અત્રે આવનાર હોવાથી, ગામ-લોક તો ઘેલું ઘેલું થઇ ગયું હતું. અને તેમને સત્કારવા રાષ્ટ્રીયધ્વજ તથા આશોપાલવના પાનથી ગામને શણગારી મૂકયું હતું. નિયમ મુજબ સવારમાં સાડાદસ વાગતાં તેઓ આવી પહોંચતાં, યુવકોએ તથા સ્ત્રીઓએ વિવિધ પ્રકારનાં ગીતો ગાઇ તેમનો ભારે સત્કાર કર્યો હતો. અને મહાત્માજીની જયના પોકારો વચ્ચે તેમને વધાવી લીધા હતા. બાદ જાહેર થયા મુજબ આજે સાંજે સાંજના સાત વાગે અસલાલી મુકામે મહાત્માજીએ જાહેર ભાષણ આપ્યું હતું. શરૂઆતમાં તેમને સુતરના હારતોરા વગેરે અર્પણ થયા બાદ સત્યાગ્રહમાં કુચ કરનાર સૈનિકો પૈકીના એક શ્રી. ખરેએ 'હરિનો મારગ છે શુરાનો' એ ગીત ગાઇ પ્રાર્થના કરી હતી.

## મહાત્માજીનું ભાષણ

મહાત્માજીએ ત્યાર બાદ ભાષણ શરૂ કરતાં શરૂઆતમાં સર્વનો તેમનો સત્કાર કર્યા બદલ, આભાર માન્યા બાદ જણાવ્યું હતું, કે મેં તમારા ગામ પાસેથી જે વિગતો માગી હતી તે મળી ગઇ છે અને તે ઉપરથી મને જણાયું છે કે આ ગામમાં એક પણ રેંટીયો નથી અને દર મહિને ૨૫ વાર ખાદી વેચાય છે. મને યાદ છે કે અગાઉ અહિ પણ ખાદીનું કામ થયેલું છે અને મને તે માટે અહિંથી જે વિશ્વાસ બતાવવામાં આવ્યો હતો તે પણ યાદ છે.

આટલી બ્હેનો હોવા છતાં જો તેનો અમલ ના થાય, તો ઘણુંજ દીલગીરી ભર્યું કહેવાય. શું તમારા ચારસોમાંથી કોઇને પણ એક કલાક રેંટીયો લઇને પ્રભુનું નામ લેવામાં વાંધો આવી શકે? છોકરાઓ કેમ રેંટીઓ કે તકલી સરખી ચલાવી ના શકે? તે કેટલી શરમની વાત કહેવાય! તમારા ગામના ૨૦૦ છોકરાઓ એકએક કલાક કામ કરે તોપણ તે અર્ધાં લુગડાં વણાવી શકે. જો તમે આટલું પણ ના કરો, તો કાંઇ પણ ફળ ના આવે એટલુંજ કહું.

## સરદારને હિસાબ આપવા તૈયાર રહો.

મેં અને સરદાર વલ્લભભાઇએ એમ ધારેલું કે અમો ગામડામાં જઇને નવજીવન આપીશું. અને તે દ્વારા મીઠાનો સદેશો પહોંચાડી શકીશું. મીઠાનો સંદેસો ખાદીના સંદેશાના જેવોજ છે. તમારા આંકડા પરથી જણાય છે કે મીઠાનો વધારે ઉપયોગ તો માણસ કરતાં ઢોર પાછળ વધારે થાય છે અને જો તે વાત સત્ય હોય, તો મીઠાવેરો કેટલો ભારે છે એ તમો સમજી શકશો. એ તો અસલાલીના લોકો આટલા બધા શાહુકાર છે, તેથીજ આ મીઠાપરનો કર આપી શકે છે.

હિંદમાં સરેરાશ આવક સાત પઇસા આવે છે. અને તેમાં શ્રીમંતોનો પણ સમાવેશ થઇ જાય છે. અને વળી કેટલાકને ભુખે મરવું પડે છે. તેમની હાય સરકાર ઉપર પડવાની છે એટલુંજ નહિ પણ મારા અને તમારા ઉપર પણ છે. કારણ કે હું અને તમે આ અન્યાય દુર કરી શકીએ છીએ.

આપણને જ્ઞાન હોય તો સમજીએ, કે જે કર લેવાનો સરકારને

હક નથી તેવા હકો કાઢી નાખવા એ પ્રજાસતાકનું કામ છે, આપણા પ્રતિનીધિઓ તો ઘણા છે પણ ખોટા છે.

## હું બાદશાહ હોઉં તો?

એક અદનો મેજીસ્ટ્રેટ વલ્લભભાઇ જેવા બહાદુરને પકડે અને ભાષણ કર્યા વિના તેમને હુકમ ફરમાવે તે કાંઇ ઇન્સાફ નથીં, પણ ગેરઇન્સાફ છે. વિનયથી આપણે કહી દેવું જોઇએ કે તમારો કાયદો છે તો હોકા ઉપર પણ કર નાખો. જો હું બાદશાહ હોઉં અને મને કોઇ સમજાવે તો હું પણ નાખું. પણ તેમ કરતા પહેલાં પ્રથમ તમારી સલાહ તો લેવીજ જોઇએ. આથી અમે ઠરાવ કર્યો છે, કે મીઠાનો કાયદો કાઢી નાખવોજ જોઇએ. ગુજરાતના ૫૦ લાખમાંથી ૩૦ લાખ માણસોને સરકાર શી રીતે પકડી શકે?

આથી આપણે મીઠાના કાયદાનો ભંગ કરી, મીઠું ઉપાડી લેવું જોઇએ. અને તે માટે અમો જવા તૈયાર થયા છીએ અને તેમાં તમારો ફાળો માંગુ છું.

## 'ડગલું ભર્યું તે પાછું નહિ હઠવું.'

### કદમ પાછું તો નાજ પડે!

જો તમો મારી સાચી સરભરા કરતા હો તો આટલું તો [illegible]રજોજ. હું ફરીથી તમને કહેવા નથી આવવાનો. મને વિચાર તો હવે એવો છે, કે કદમ ઉપાડયું તે હવે પાછું નથી જવાનુ. ભલે પછી મને જલાલપુરની જેલમાં લઇ જાય. જેલમાંથી આવ્યા પછી પણ એજ કામ કરવાનું હશે.

અત્રે તાળીઓના અવાજ થતાં મહાત્માજીએ જણાવ્યું હતું, કે તાળીઓ તો તમો તૈયાર થાઓ ત્યારેજ પાડવાની છે. સરદાર વલ્લભભાઈએ તો કહયું છે કે ત્રણ મહિનાની જેલ મળી તેમાં કાંઇ નથી. ત્રણ મહિનામાં શાંત ચિત્તે વિચાર કરીશ. ત્રણ મહિના પછી બહાર નીકળીને ગુજરાત પાસેથી હિસાબ લેવાનો છું. જેણે રેલસંકટ સમયે હજારોની જિંદગી બચાવી છે, જેણે ઇન્ફ્લ્યુએન્ઝા વખતે પણ સારી સેવા બજાવી છે, અને જેણે બારડોલીનો વિજય તથા બીજાં અનેક કાર્યો કર્યાં છે, તેમને તમે ત્રણ મહિના પછી કયો હિસાબ આપશો ? જો તમો આજે પણ તૈયાર થવાના ના હો તો.

હું આશા રાખું છું કે તમો તમારો ફાળો આપશો અને જે લોકોને નામ નોંધાવવાં હોય તે નોંધાવી દે. પણ પહેલાં તે જે પ્રતિજ્ઞા લેનાર છે તેને ધ્યાનમાં રાખે. પ્રતિજ્ઞા લીધા પછી કાંઇ વિચાર કરવાનો ના હોય. લગ્ન હોય તો તે દુર રહે. બીજાઓને કરવા દે. મૃત્યુ થાય તો તે સ્મશાનમાં મૂકી આવે, પણ કોઇ પણ ભોગે તે પ્રતિજ્ઞાને તો નાજ તોડે. જો તમોને આ શરત મંજુર હોય તોજ નામ નોંધાવજો.

હું નથી ધારતો કે સરકાર લાકડી ઉગામી શકે. કદાચ મારી નાખે તોપણ શું ? જો કે હું તે માનતો નથી. તોપણ પ્રતિજ્ઞા લેનાર બધા માટે તૈયાર થઇ જાય. આજે અમદાવાદે મને સુંદર વિદાય આપી, અને બધા ચંડોળા સુધી વિદાય કરવા આવ્યા; તે દ્રશ્ય દેવોને પણ દુર્લભ હતું એમ હું માનું છું. અને મને તમારા બધાના આશીર્વાદ મળે, ત્યારે મીઠાપરનો કર ટકી કેમજ શકે ?

અંતમાં તેમણે બધાને અંત્યજો પ્રત્યે સમદ્રષ્ટિ રાખવા વિનંતિ કરી જણાવ્યું હતું, કે હવે શ્રી. અબ્બાસ તૈયબજી તમને કાંઇ કહેશે.

શ્રી. અબ્બાસ તઇયબજીએ અત્રે પોતાને કાંઇ કહેવાનું નથી એમ દર્શાવતાં મહાત્માજીએ તેમને જણાવ્યું હતું કે તમો તો ધરડા છો તો એટલું તો કહોજ કે આ દાઢી વિનાના માણસે જે કહ્યું છે તે ખરૂં છે.

અત્રે શ્રી. અબ્બાસ તૈયબજીએ તે મુજબ કહ્યું હતું.

મહાત્માજી–એમ પણ કહી દો કે જ્યારે હું પકડાઇશ ત્યારે મારી જગ્યાએ આવશો. (હસાહસ) એક દાઢી વિનાનો તો પકડયો પણ હવે દાઢીવાળાને પકડો!

અત્રે મહાત્માજીને અસલાલી ગામ તરફથી રૂ. ૧૦૧, વટવા યુવક સંઘ તરફથી રૂ. ૩૪–૪–૦ લોભા તરફથી રૂ. ૨૧ તથા અસલાલી યુવક સંઘ તરફથી રૂ. ૨૧ ની ભેટો તથા સુતરના હારતોરા અર્પણ કરવામાં આવ્યા બાદ 'વંદેમાતરમ્' નું ગીત ગવાયા પછી, સભા "મહાત્માજીકી જય" ના પોકારો વચ્ચે વિસર્જન થઇ હતી.

અસલાલી ખાતે આજે પરોઢીયાની પ્રાર્થના વખતે ગાંધીજીએ સ્વયંસેવકોને જણાવ્યું હતું કે, જો મને પકડવામાં આવે તો મારી ગેરહાજરીમાં લેફ્ટનન્ટોના હુકમ માનવા, અને જે દુઃખ પડે તે ધીજરથી સહન કરવું. આપણે મૃત્યુના મુખમાં ધસી રહ્યા છીએ પણ આપણે અહિંસાત્મક રહી આત્મબળથી લડવાનું છે. તમારે ગામ લોકો પાસેથી ગામને લગતા સવાલનો અભ્યાસ કરવો અને ગામની ગંદકી દુર કરવાના કાર્યમાં મદદ કરવી.

ગાંધીજી અને તેમની સેના સવારના ૭ વાગે ઉપડી બારેજા કુચ કરી ગઇ હતી. આખું બારેજા ગાંધીજીને સામું લેવા આવ્યું હતું. ગાંધીજી સાંજે છવાગે નીકલી સાંજનાં ૭–૩૦ વાગે જવા ગામમાં ખેડા જીલ્લાની હદમાં દાખલ થયા હતા.

## અસલાલીનું જાગરણ.

અસલાલી–જેને સ્વાતંત્ર્ય સેનાના પહેલા પડાવના સ્થળનું ભાગ્ય પ્રાપ્ત થયું હતું–સવારમાં પરોઢીએથીજ પ્રાર્થના સમયે ગાંધીજી શો ઉપદેશ આપે છે તે સુણવા એકઠું થયું હતું. મહાત્મા ગાંધીની ધરપકડની અટકળથી ગામ લોકો ઉંઘ્યા નહોતા. અમદાવાદ અને અસલાલી વચ્ચે આખી રાત મોટરોની દોડધામ રહી હતી.

પરોઢીએ ગાંધીજીનો ચહેરો જોઇને લોકોની બીક અને ચિંતા ઉડી ગઇ હતી. એમની મંગળમૂર્તિના દર્શન એટલા પ્રેરણાવંત હતા કે લોકોમાં ભારે ઉત્સાહ પ્રગટયો હતો. ગાંધીજીનાં વચનો ગામડીઆઓ ધ્યાન પૂર્વક શ્રવણ કરતા હતા અને હૃદયમાં ઉતારતા હતા. તેમણે પોતાનું ગામ સાફ રાખવાનું અને તેને યાત્રાના ધામને લાયકનું બનાવવાનું ગાંધીજીને વચન આપ્યું હતું. ગાંધીજીના ઉપદેશથી હજારો લોકોની આંખમાં અશ્રુ આવ્યા હતાં.

ગાંધીજીએ સવારે ૭ વાગે કુચ કરી હતી, અને ગામડીયાઓએ સત્યાગ્રહ સેનાને બારેજા સુધી દોરવવા મોખરે હતા. લોકોની મોટી મેદની ગાંધીજીનાં દર્શન માટે મળી હતી, અને સરઘસમાં દાખલ થઇ હતી.

વિદ્યાપીઠના સ્વંસેવકોની ટુકડી ગાંધીજીની એક દિવસ આગલ કુચ કરે છે.

# બારેજા. (૨)

મહાત્માજીની છાવણી, તા. ૧૪ મી માર્ચ.

આજે ઠેર ઠેર પ્રજાનું ધ્યાન મહાત્માજી તરફ ખેંચાઇ રહ્યું છે. આજ રોજ સવારે તેઓ પોતાના કાર્યક્રમ મુજબ પોતાના સૈનિકોની ટુકડી સાથે સવારમાં ૭ નો ટકોરો થતાં, બારેજા તરફ કુચ કરવા તૈયાર થઇ ગયા હતા. અને ગઇ કાલનો મહાન શ્રમ હોવા છતાં ટકોરો થતાંની સાથે એક યુવાનની માફક પોતાની દોડતા જેવી ચાલ મુજબ કુચની શરૂઆત " મહાત્મા ગાંધીજીકી જય "ની ગર્જના વચ્ચે કરી હતી. તેમને સપ્રેમ વિદાય આપવા આખું ગામ ઉતરી પડયું હતું અને તેમનો ઉત્સાહ અવર્ણનીય હતો.

## બારેજાનો અપૂર્વ સત્કાર

સવા કલાકમાં તો પાયદળ બારેજા જઇ પહોંચ્યું હતું અને ત્યાં પણ ગામથી દૂર લોકોએ તેમનો ભારે સત્કાર કર્યો હતો. ગામની સ્ત્રીઓ તો મહાત્માજીનાં દર્શન કરવાને ઘેલી બની ગઇ હતી અને આખું ગામ મહાત્માજીના ઉતારા તરફ ઉતરી પડયું હતું. આજુબાજુના ગામોમાંથી પણ સંખ્યાબંધ લોકો ઉતરી પડયા હતા.

## મુસાફરીમાં પણ રેંટીઆ

મહાત્માજીએ તથા તેમના સૈનિકોએ પોતાની સાથે રેંટીઆઓ રાખેલા હોવાથી, બપોરે રેંટીયાનું કામ તો તેમણે તથા મહાત્માજીએ દરેક સ્થળે ચાલુજ રાખ્યું હતું, અને તે મુજબ આજે પણ બન્યું હતું. લોકો તો મહાત્માજીને સત્કારવા ગામની ભાગોળે ગંજાવર

મેદનીમાં એકઠા થયેલા હતા અને મહાત્માજી દૂરથી દેખાતા ગામના લોકોએ તાસાં તથા ઢોલ વગાડી તેમને આવકાર આપ્યો હતો. અને ગામમાં પગ મૂકતા તો "મહાત્માજીની જય"ના પોકારો વચ્ચે ગામ ગજી ઉઠયું હતું. અને તે પોકારો વચ્ચે મહાત્માજીને તેમનાં ઉતારા તરફ લઇ જવામાં આવ્યા હતા. સ્ત્રીઓનો હર્ષ પણ અનહદ હતો અને "મહાત્માજી સ્વરાજ્ય લઇ વહેલા આવજોરે"નાં ગીતથી તેમનો હૃદયપૂર્વક ભારે સત્કાર કર્યો હતો. બાદ જાહેર થયેલા કાર્યક્રમ મુજબ તેમણે એક જાહેર ભાષણ આપ્યું હતું.

## આખો દિવસ મેદની

મહાત્માજીના ઉતારા પાસે લોકોની મેદની તો અખંડ ચાલુજ હતી, અને ઠેઠ અમદાવાદથી મોટરોની અવરજવર ચાલુજ રહી હતી. મહાત્માજીના દર્શન માટે લોક ઘેલું બન્યું હતું, અને છેવટે તેમની માગણીને માન આપી બપોરના ત્રણ વાગતા મહાત્માજીએ હાજર રહેલાઓ સમક્ષ ટુંક વિવેચન કર્યું હતું.

## સપ્રેમ વિદાય

પાંચ વાગે સૈનિકો વગેરે ભોજન કર્યા બાદ, મહાત્માજી તેમની ટુકડી સાથે, નવાગામ તરફ કુચ કરવા તૈયાર હતા, અને તેમના ઉતારા પાસે સંખ્યાબંધ સ્ત્રી પુરૂષોની મેદની જામી હતી. અને ઉતારામાંથી મહાત્માજી પોતાની ટુકડી સાથે બહાર નીકળતાં, વાતાવરણ "મહાત્માજીની જય"ની ગર્જનાથી ગાજી ઉઠયું હતું. અને પોકારો કરતું કરતું ગામનું ટોળું ગામની ભાગોળ સુધી મહાત્માજીને સપ્રેમ વિદાય આપવા પાછળ પડયું હતું. સ્ત્રીઓએ પણ ગીતો ગાતાં ગાતાં

મહાત્માજીને સપ્રેમ વિદાય આપી હતી. અને લોકો હર્ષાશ્રુ વચ્ચે મહાત્માજીને વિદાય આપી મહાત્માજી ઉપર નજર પડે ત્યાં સુધી ઉભા રહ્યા હતા.

રસ્તામાં મહાત્માજીનો સત્કાર કરવા મુકિતપુરા ગામના રસ્તા ઉપર પણ લોકોનું ટોળું જામ્યું હતું. અને તેણે પણ "મહાત્માજીની જય"ના પોકારો વચ્ચે મહાત્માજીને સુતરનો હાર પહેરાવી તથા કંકુ અને ચોખા ચોઢી સત્કાર કર્યો હતો. મહાત્માજી હાથમાં લાંબી લાકડી રાખીને, એક યુવાન સૈનિકની ઝડપને પણ આંટી નાખે, એવી ઝડપથી કુચ કરતા કરતા સાતના ટકોરે તો નવા ગામની હદે આવી પહોંચ્યા હતા.

ગામના લોકો બન્ને બાજુએ લાંબી લાઇનો રાખીને ઉભાજ રહ્યા હતા અને ઢોલ ત્રાસાંની પીટ થતાં તો આખું ગામ ગર્જી ઉઠયું હતું. ઠેર ઠેર ગામમાં સ્ત્રીઓ ટોળે ટોળાં મળી મહાત્માજીનાં ગુણગાનો ગાતી, મહાત્માજીના આગમનના કલાક દોઢ કલાક અગાઉ ગામના ચોકમાં જઇ પહોંચી હતી, અને મહાત્માજી આવી પહોંચતાં તેમનો સત્કાર કરવા ગઇ હતી.

## આખું ગામ ઉલટી પડયું

ગામના લોકોનો હર્ષ અનહદ હતો અને શહેરને પણ આંટી નાખે એવી હાજરી ગામના લોકોએ આપેલી હતી. અને મહાત્માજીની આજુબાજુ આખા રસ્તામાં ભારે માનવમેદની જામી હતી. છેવટના ભાગમાં સ્ત્રીઓ ગીત ગાતી ગાતી આવતી હતી, અને "મહાત્માજીની

જય"ના ભારે હર્ષનાદ વચ્ચે મહાત્માજીને તેમના ઉતારે લઇ જવામાં આવ્યા હતા.

બરાબર આઠ વાગતાં મહાત્માજી, શ્રી૦ અબ્બાસ તઇયબજી, સરદાર શ્રી ગોપાળદાસ, શ્રી૦ ગોકળદાસ તલાટી તથા પોતાના સૈનિકો સાથે આવી પહોંચતાં "મહાત્મા ગાંધીજીકી જય" તથા પંડિત 'જવાહીરલાલ નહેરૂકી જય'ના પોકારો વચ્ચે વાતાવરણ ગજી ઉઠયું હતું અને સભાનું કામ "પ્રાણ જાય અરૂ વચન ન જાય"ના ગીતથી શ્રી૦ ખરેએ શરૂ કર્યું હતું અને મહાત્માજીએ લંબાણ ભાષણ આપ્યું હતું. સભામાં આખું ગામ ઉલટી પડયું હતું અને લોકોનો હર્ષ અનહદ હતો. સ્ત્રીઓએ પણ ૨૦૦–૩૦૦ ની સંખ્યામાં હાજરી આપી હતી.

## પોલીસ પટેલોનાં રાજીનામાં

સભામાં મહાત્માજીએ જાહેર કર્યું હતું, કે ગામના મુખીએ તથા બીજા આઠ મતાદારોએ રાજીનામાં આપ્યાનું મને જણાવ્યું છે અને હું માનું છું કે તેઓ અંત સુધી મક્કમ રહેશે. અંતમાં બધાએ પોતે મક્કમ છે એમ દર્શાવ્યા બાદ સભાનું કાર્ય ખતમ થયું હતું.



# નવાગામ (૩)

## સાબરમતીના સંતને ખેડા જીલ્લો સક્રિય કાર્યથી સત્કારે છે

નવાગામ, તા. ૧૩ મી માર્ચ.

મહાત્મા ગાંધીજી આજરોજ અત્રે આવી પહોંચ્યા બાદ આખું ગામ હર્ષઘેલું બની ગયું હતું, અને આખો દિવસ સાબરમતીના એ સંતના દર્શન વારંવાર કરવાને તલસી રહ્યું હતું. સ્ત્રીઓ પણ હર્ષઘેલી બની ગઇ હતી અને "ગાંધીજી સ્વરાજ્ય લઇ વહેલા આવજોરે" તથા એવાં બીજાં ગીતો ગાતી આખે રસ્તે મહાત્માજી ગામમાં આવ્યા ત્યારથી પાછળ આવે જતી હતી. મહાત્માજી પોતાના સૈનિકો સાથે ૭ા વાગતા ગામના ચોક મધ્યે આવી પહોંચ્યા હતા જ્યાં તેમને સત્કારવા મળેલી માનવ મેદનીનો ચિતાર રજુ કરવો તે પણ એક કઠિન કાર્ય થઇ પડે તેમ હતું. તુરતજ તેઓ જાહેર સભામાં લોકોને બોધ આપનાર હોવાથી, લોકો તુરત તે જગ્યાએ જઇ પહોંચ્યા હતા. આજુબાજુના ગામોથી પણ લોકોનું મોટું ટોળું ઉતરી પડયું હતું. સભામાં લગભગ ૮–૧૦ હજાર માણસોએ હાજરી આપી હતી. જેમાં સ્ત્રીઓની સંખ્યા લગભગ ૪૦૦–૫૦૦ ની હતી. સભામાં મહાત્માજી આવી પહોચ્યા બાદ મહાત્માજીએ નીચે મુજબ ભાષણ આપ્યું હતું:

### મીઠાં કડવાં સ્મરણો

ખેડા જીલ્લાંમા પ્રવેશ કરવામાં આજે ચાંદનીની રાતે કેટલાંએ મીઠાં અને થોડાં કડવાં સ્મરણ મને યાદ આવે છે. ગુજરાતમાં મારો

ગુજરાતીઓ સાથે ગાઢ પરિચય, એ તો મેં ખેડા જીલ્લામાં કામ કર્યું ત્યારથીજ ગણાય. તે પહેલાં ગુજરાત જીલ્લાના પ્રેમનું પાન તો ઘણું કરેલું.

## જુનાં સ્મરણો

આ જીલ્લાનું કોઇપણ ગામ એવું ન હોય જે મેં નહિ જોયું હોય. ઘણામાં પગપાળે આવેલો છું. તેમાંનું આ એક છે. નવા ગામનાં સ્મરણો, તો મને તાજાંજ છે. મારો મુસાફરીનો આ ત્રીજો પંથ છે.

## ખેડા જીલ્લાની આશા

ખેડા જીલ્લાની આશા સરદાર વલ્લભભાઇએ કેટલી રાખી હતી તે તમો જાણો છો. તેથી તો સરદાર મારી પાસેથી માન ચોરી ગયા અને મેજીસ્ટ્રેટને હાથે જેલમાં પકડાયા. સરકારે પણ માની લીધું કે સરદારને જો આપણે નહિ પકડીએ, તો સરકારની આણ જતી રહેવાની છે.

## બ્હાનું શોધ્યું

તેમને પકડવા માટે તેને કાંઇ બ્હાનું તો ન હતું, છતાં કાંઇ બ્હાનું શોધી કાઢી તેમને પકડયા. મેજીસ્ટ્રેટ કે જેણે તેમને પકડયા, તેમણે એક રીતે તો વફાદારીથી કામ કર્યું છે. પણ તેણે આ કામ અંતઃકરણથી કર્યું હોય, એમ હું માનતો નથી. ઉપરથી હુકમ આવ્યો, એટલે તેની સામે થવાની તેમની હિંમત ચાલેજ નહિ પણ તેઓ એક હિંમત કરી શકતા હતા. તેઓ ઓર્ડર ઉપર સહી કરવાનું ના તો પાડી શકત. તેઓ કહી શકત કે હું તેની ઉપર

સહી નહિ કરી શકું, જો તમે એવું કરાવવા માગતા હો તો રાજીનામું આપવા દો.

## સરકાર શું કરનાર છે?

પણ એવી હિંમતની આશા હજી નથી દેખાતી અને તે આપણી કંગાળ તથા ભુખમરાની સ્થિતિ સુચવે છે. મેજીસ્ટ્રેટને મળતું હશે તો ૧૦૦–૧૫૦ કે ૨૫૦ રૂપીયા મળતા હશે. અને એટલાનો ત્યાગ કરવો એમાં કરવાનું શું હોય? પણ એટલી ત્યાગશકિત કે આત્મવિશ્વાસ આપણામાં નથી, સરકાર પગાર આપનાર કોણ છે? મને જો લકવો થાય તો તે કામના પણ શા? ઉંટાટીયો થાય અને સ્ત્રી છોકરાં મરી જાય, તો પછી પૈસા શા કામના? એવા કીસ્સા સુરતમાં કેટલાએ બન્યા. પગાર આપનાર, ખાવાનું આપનાર તો ઇશ્વર છે. પણ મેજીસ્ટ્રેટને મારી શી તાકાત કે હું સમજાવી શકું? તેને મન તો સરકાર જ ઇશ્વરદાતા છે એમ લાગે છે.

## હવે તમે શું કરશો?

વલ્લભભાઇને તો જેલમાં કાંઇ નથી થયું. ત્યાં પણ તેઓ તો હસે છે કે ઠીક થયું. હવે હું શાંતિમાં બેઠો બેઠો વિચાર કરીશ. પણ હવે તમે શું કરશો? પણ હું તમને કાંઇ પૂછું તે પહેલાં તો તમે મને મળ્યા છો. મતાદારોએ મારા દેખતાં તો બહુજ બહાદુરી બતાવી. એટલે તરત મુખીએ પણ તેના ખીસ્સામાંથી પોતાનું રાજીનામું કાઢી આપ્યું, આ માટે તમને બધાને ધન્યવાદ આપું છું.

## એક શરત

પણ મારી તમારી સાથે એક શરત છે, જો તમે ખાલી દેખાવ

કરવાજ આવ્યા હો, તો તમારા રાજીનામા અત્યારેજ પાછા ખેંચી લેજો. તમે કદાચ કોઇના દબાણુથી આવતા હો, તો સ્પષ્ટ કહી દેજો, હું તમારો બચાવ કરવા તૈયાર છું. જો તમે દબાણુથી રાજીનામું આપશો તો કાંઇ કિંમતજ નથી.

એક મતાદાર—અમે રાજીખુશીથીજ રાજીનામાં આપ્યાં છે.

## પ્રાણુ આપવાની લડત જોઇએ છે

મહાત્માજી—પણ મારે તો કહી દેવુંજ જોઇએ. આવી કેટલાકની ટેવ પણ હોય છે. આ લડત તો સત્ય અને અહિંસાની છે, અને પરમેશ્વરને સાક્ષી રાખી કેટલાએ ઉજાગરા કરી, મથન કરી રહ્યો છું અને હવે મારે તો પ્રાણુ સાથે પ્રાણુ આપવાની લડત જોઇએ છે. એટલે હું સાચી બીનાને છુપાવવામાં આવે તો જરાપણુ નભાવી ન શકું. મારે તો સત્યને રસ્તે આ લડતને જીતવી છે. અને તેથી જુઠી મદદ ના કરો એમ જરૂર ઇચ્છું. જો મને જુઠી મદદથી જીતાય તો મારે જીતવું પણ નથી. જો ઇશ્વરની કૃપા હશે, તો સત્યને રસ્તે લડત જીતી શકાશે.

## આપણા મુખી કેવા હશે?

આપણા રાજ્યમાં પણ મુખીઓ હશે. પણ તે હાલના જેવા નહિ હોય. તેઓ ભંગી કે બીજા કોઇને દબડાવનારા નહિ હોય. પણ ભંગી તેમને દબડાવતા હશે. સરદાર વલ્લભભાઇને પણ સરકાર ના દબડાવી શકે પણ ભંગી દબડાવી શકે છે. સાબરમતી જેલમાં તેમણે ભાઇ મહાદેવને એમજ કહ્યું હતું, કે મને દુઃખ એકજ છે, તેમણે જણાવ્યું કે સાબરમતી જેલમાં બધા હિંદી, એટલે તેમની

સાથે શું લડું ? જો કોઇ રાજ્યકર્તા હોત, તો લડી લેત. તેમના આ વાકયમાંથી તમો બધું સમજી શકો. વલ્લભભાઇના રાજ્યમાં હાલની માફક બળીયાના બે ભાગ નહિ હોય.

## બંદુકની કિંમત રજ સમાન છે

જો મને કોઇ છોકરો એક થપડ મારે તો હું તો સુઇ જાઉં એટલો બધો શરીરે નબળો છું. પણ મનમાં સમજું છું કે મન તો મજબુત છેને ? સરકારની બંદુકની હવે મને બીક નથી રહી. મારા જેવા પાસે બળીઆના બે ભાગ નથી ચાલી શકવાના. બંદુકડી કે દારૂગોળાની કિંમત મારે માટે તો રજ સમાન છે.

## પ્રાણ જાય અરૂ વચન ન જાય

મુખીથી સારા કામ કેટલા થયા હશે, તે તો તેમની રોજનીશી જોઉં ત્યારેજ ખબર પડે. પણ ખોટાં કામ કેટલા હશે તે તો તરત ગણાવી દઉં. દરબાર કહી ગયા છે કે ખેડા જીલ્લામાં મને બહુ મળવાનું છે અને એટલા માટે તો વલ્લભભાઇ પણ ગયા હતા. સંગીત શાસ્ત્રીએ ખરૂંજ ગાયું કે 'પ્રાણ જાય અરૂ વચન ન જાય' એ તમારે સારી રીતે યાદ રાખવાનું છે. એ રામાયણની ચોપાઇ છે. રામચંદ્રને બધા સમજાવતા હતા કે રાજા તો મુગ્ધ થયો છે, તેનું ડાગળું ચસકયું છે અને તમે કેવા ભોળા છો, કે વનમાં જવા તૈયાર થયા છો ? ત્યારે રામચંદ્રજીએ ઉપરનું વચન કહ્યું હતું. કયા શબ્દો કહ્યા હશે એ તો રામ જાણે, પણ તુળસીદાસ તેમના શબ્દો, મીઠા શબ્દોમાં ઉતારતા ગયા છે. હું હજી ફરીથી પણ મુખી તથા બીજાઓને કહું છું કે તમો દબાણથી કાંઇ પણ કામ કરશો નહિં. મારૂં

સાંભળ્યા પછી જો તમને કાંઇ લાગે, અને તમે કોઇ રાજીનામું પાછાં ખેંચી લેશો, તો તો હું જાહેરનામું કાઢવાનો છું, અને કહીશ કે આ બહાદુર પુરુષો હતા. તમો રાજીનામું પાછું ખેંચી લેશો તો હું સાંખી લેવાનો છું. ખેડા જીલ્લાના માણસોએ મને છેતર્યો હતો, અને મારે પશ્ચાતાપ કરવો પડયો હતો તે તમે જાણો છો. પણ દુઃખડાં શા માટે રોઉં? તમારો પ્રેમ કેમ ના સંભારૂં? છતાં એટલું તો સ્મરણ જરૂર દેવડાવું જ, ને હું માનું છું કે કોઇપણ ખેડાવાસી મને ખંજર નહિ ભોંકે જો તેમ થશે તો મને ભારે દુઃખ થવાનું છે. માટે હજી પણ તમને કહું છું કે જો તમે રાજીનામાં ખુશીથી આપ્યાં હોય, તો ઉભા થઇને કહી દો કે અમે રાજીનામાં ખુશીથી આપ્યાં છે.

અત્રે દરેક જણે પોતે રાજીનામાં ખુશીથી આપ્યાં છે, એવું ઉભા થઇને જણાવ્યું હતું.

## મારે બે કામ કરવાના છે

મને બધેથી પૈસા મળે છે. મારી ઇચ્છા તો એવી કે જ્યાં જ્યાંથી પૈસા મળે ત્યાં સેવકો રોકી લઇએ, અને તેઓ સેવાનું કામ કરે. આપણે અત્યારે બે કામ કરવાના છે. એક સરકાર સામે લડવાનું છે અને બીજું અંદર અંદરની તૃટીઓ દૂર કરવાનું છે. ગઇ કાલે મારી પાસે ઘણાએ શેઠીઆઓ આવ્યા હતા અને તેમણે કહ્યું હતું, કે પૈસાની મદદ અમે પૂરેપૂરી કરીશું. મારી પાસે ગરીબોના પૈસા પણ આવ્યા છે. મારે મન સ્વરાજ્ય એ તો રામરાજ્ય છે અને ગરીબની કોડી તો મારા ખીસ્સામાં પડી છે. પૈસાનો વરસાદ તો મારી ઉપર પરમેશ્વરે હંમેશાં વરસાવ્યો છે, અત્યારે તો પૈસા વિના લડી શકાય છે.

### તમારા બળનું કામ છે

મારે તો તમારા બળનું કામ છે. તમે કહો કે જો તમે જેલમાં જશો તો અમારૂં આખું ગામ જેલમાં જશે, તેથી તો મને માણસ દીઠ સવાશેર લોહી ચઢે છે. વલ્લભભાઇ પણ દરરોજ એજ કહેતા હતા કે હું તો મીઠું પકાવવા જઇશ, અને જશ લઇને ચાલ્યો જઇશ પણ તમે શું કરશો ? હું જશ લઇશ તેથી તમને કાંઇ આખું સ્વરાજ્ય મળવાનું છે ? હું તે જશ તમને આપવા આવ્યો છું, મારે તો તમને બધાને મહાત્મા બનાવવા છે.

અંતમાં "રઘુપતી રાઘવ રાજારામ"ની ફરીથી ધુન ગવાયા બાદ સભા "મહાત્માજી કી જય"ના પોકારો વચ્ચે વિસર્જન થઇ હતી.

## સંત, જંગલની પર્ણકુટીમાં

### દર્શન માટે ઠેર ઠેર જામતી માનવ મેદની

સાબરમતીના સંતને નીહાળવા આજે આખું ગુજરાત ઘેલું બન્યું છે. જ્યાં જ્યાં તેમનો મુકામ રાખવામાં આવે છે, ત્યાં તેમના દર્શન માટે માનવમેદની ઉભરાયાજ કરે છે. મહાત્માજી પોતાના સૈનિકો સાથે ગઇ કાલે સવારે નવાગામથી વાસણા કુચ કરવા નીકળી પડતાં, ગામ લોકોએ તેમને સપ્રેમ વિદાય આપી હતી. અને તેમને વળાવવા ગામલોક ભાગોળ સુધી મહાત્માજીના સૈન્યની પાછળ ગયું હતું.

### મહાત્માજીની સુંદર ઝુંપડી

મહાત્માજી વાસણા જઇ પહોંચતાં ત્યાં પણ લોકોએ તેમને ભારે આવકાર આપ્યો હતો, અને તેમને ઉતારો આપવા ખુલ્લા મેદાનમાં

એક ખાસ સામીયાનો તૈયાર કરવામાં આવ્યો હતો. તેની બાજુમાં મહાત્માજી માટે ઘાસના સાંઠાની એક ઝુંપડી, એક મહાન જટાધારી આંબાના વૃક્ષ નીચે તૈયાર કરવામાં આવી હતી. આ દેખાવ પંચવટીમાં શ્રી રામચંદ્રજીના ઝુંપડાનું દ્રશ્ય તાજું કરતી હતી.

## રેંટીયા પ્રદર્શન

એ પર્ણકુટીમાં મહાત્માજી તેમના સુદર્શન ચક્રરૂપી રેંટીયાવતી મધુર ગુંજારવ કરતા કરતા, પોતાનું કાર્ય અખંડ કર્યેજ જતા હતા. અવારનવાર તેમના સૈનિકો પૈકી કેટલાકને વારા ફરતી બોલાવી, કાંઇ કાંઇ ગુહ્ય વિષ્ટિ ચલાવતા હતા. એકવાર દર્શન કર્યા છતાં, પ્રજાનું હૃદય સંતોષ પામતું નહતું. અને આખો દિવસ તેમની એ પર્ણકુટીની આસપાસ સ્ત્રીઓ, પુરૂષો તથા બાળકોની મેદની, અખંડ ચાલુજ રહેતી હતી. તેમની એ પર્ણકુટીની બાજુએ તૈયાર થયેલા સામીયાનામાં, તેમના સૈનિકો પોતાના રેંટીયા ઉપર પોતાનું કામ કર્યેજ જતા હતા. અને આમ આખું દ્રશ્ય પ્રજાના હૃદયને મહાત્માજીની સેવાઓનું બ્યાન આપતું પીગળાવી નાખતું હતું.



# વાસણા (૪)

અમદાવાદ, તા. ૧૪ મી માર્ચ

આજે સવારે મહાત્માજીની પાર્ટીએ ૯ માઇલની કુચ કરી હતી. મહાત્માજી સંધીવાથી પીડાય છે, જેનું ગઇ રાતે વધુ જોસ હતું. તેઓ મુશ્કેલીથી ચાલે છે. ખરી વાત એ હતી કે આજ સવારની કુચ દરમ્યાન તેઓને બે છોકરાઓના ખભાનો આસરો લેવો પડયો હતો.

પોતાના ગરીબ દેશ માટે બની શકતો શ્રમ વેઠવાનો તેઓએ ઠરાવ કરેલો હોવાથી, ઘોડા ઉપર બેસવાની કે તેઓને ઉચકીને લઇ જવાની કરવામાં આવેલી તે માગણી તેઓએ ના પાડી હતી, અને એક મિનિટ પણ આસાએસ લેવા વગર એકી તગરે તેઓએ ૯ માઇલની મંજલ કાપી હતી.

## કુચનો ત્રીજો દિવસ

મહાત્માજીની ઐતિહાસિક કુચનો ત્રીજો દિવસ ગુજરાતે ભારે ધમાલ સાથ ઉજવ્યો હતો.

## અત્યંજો માટે મહાત્માજીની કાળજી

અમદાવાદ, તા. ૧૪ મી માર્ચ

મહાત્માજીને વાસણા ખાતે ભારે આવકાર મળ્યો હતો. તેઓને ૩૦૦ રૂ. ની થેલી એનાયત કરવામાં આવી હતી અને ગામના પટેલે પ્રજાકિય કામોની વિગતો રજુ કરી હતી.

કેરીના ઝાડોની છાયા હેઠળ ખાસ ઉભા કરવામાં આવેલા મંડપમાં પ્રજાકીય સેનાએ ઉતારો લીધો હતો. બીજાં મથકો ઉપર સેનાને કોઇક મંદિર નજદીકની ધર્મશાળામાં ઉતારો આપવામાં આવેલો

હોવાથી, મહાત્માજીને ઉપલા ખાસ મંડપની ગોઠવણ વિચિત્ર લાગી હતી. મહાત્માજીને એવું લાગતું હતું કે તેઓ સાથ આવેલા કહેવાતા અત્યંજો ધર્મશાળામાં ઉતારો લે, તે વાસણાવાસીઓને પસંદ હશે નહિ, અને તેથી ખાસ મંડપ ઉભો કરવામાં આવ્યો હશે.

બપોરે મળેલી સભામાં મહાત્માજીએ ઉપલી શંકા જાહેર કરતાં જણાવ્યું હતું, કે ઉતારા માટેની ખાસ ગોઠવણો તેઓની સાથે અંત્યજ હોવાને સબબે કરવામાં આવેલી હોવી જોઇએ.

મહાત્માજીએ લોકોને આગ્રહ કર્યો હતો, કે અસ્પર્શતા કાઢી નાંખવી, જે એ શ્રાપ સમાન હતી.

શ્રી વલ્લભભાઇ માટે બોલતાં મહાત્માજીએ જણાવ્યું હતું, કે સરદારની બારડોલી મધેની ઉમદા સેવાઓ માટે, સરકારે તેઓને ખાસ માન આપવું જોઇતું હતું. પણ તેને બદલે સરકારે તેઓને કેદ કર્યા હતા, અને તેમ કરીને ખેડુતોની સેવા બજાવતાં તેઓને અટકાવ્યા હતા. એક એવો વખત આવશે કે જ્યારે સરકારને, સરદારની માફી માગવી પડશે.

મહાત્માજીએ લોકને આગ્રહ કર્યો હતો, કે ભય છોડીને દેશના છુટાપણા માટે ભોગો આપવા તૈયાર રહેવું.

સભામાં ગામના પટેલ અને મતાદારોએ પોતાના રાજીનામાઓ મહાત્માજીને સુપ્રદ કર્યા હતાં.

વાસણા ખાતે ભોજન લઇને, સાંજે ૬ કલાકે પાર્ટીએ માતર ખાતે ચાલુ મૂકયું હતુ.

રાતે ૭ કલાકે પાર્ટી માતર ખાતે જઇ પૂગતાં, લોકોએ બીજાઓ સાથ તેને આવકાર આપ્યો હતો.

# માતર ( ૫ )

## શનિવારે નડિયાદમાં

લોકો તરફથી મહાત્માજીને ભારે આવકાર મળ્યો હતો. માતરમાં મુસ્લીમોની પણ મોટી વસ્તી છે. સેનાને ધર્મશાળામાં ઉતારો આપવામાં આવ્યો હતો. સેનાને હિંદુઓ ભેગો મુસ્લીમો તરફથી પણ ભારે આવકાર મળ્યો હતો.

મુખી તરફથી મહાત્માજીને પસં એનાયત કરવામાં આવી હતી.

રાતે જંગી સભા સનમુખ મહાત્માજીએ ભાષણ આપ્યું હતું.

## ૧૦ માઇલનો ટપો

આવતી કાલે સવારે એકી તગરે ૧૦ માઇલ ચાલવાનું મહાત્માજી માટે કાઠન કહેવાય.

આજે શ્રી અબ્બાસ તઇયબજી અને અમદાવાદના જાણીતા મીલમાલેકો મહાત્માજી સાથ હતા.

સાંજના ૭ વાગતા મહાત્માજી વાસણા સર કર્યા બાદ, માતર તરફ કુચ કરવા નીકળી પડયા હતા. અને દોઢ કલાકમાં તો તેઓ માતર જઇ પહોંચ્યા હતા. ગામડાનો રસ્તો ધુળવાળો હોવાથી આખો રસ્તો ધુળના ગોટાથી ઢંકાઇ ગયા હતો. અને ગામ લોકોએ ઢોલ ત્રાસાં વગાડી, તેમનો ભારે સત્કાર કર્યો હતો અને તેમને "મહાત્માજીકી જય"ના ભારે પોકારો વચ્ચે તેમના ઉતારે લઇ જવામાં આવ્યા હતા. અને ત્યાં રાત્રે તેમણે ગામલોક સમક્ષ એક જાહેર ભાષણ આપ્યું હતું.

# ગ્રામ્ય પ્રજાને ગાંધીજીની હાકલ

માતર, તા૦ ૧૪ મી માર્ચ.

રાત્રે ૮ વાગે સભા મળતાં, તેમાં અમદાવાદથી પણ લગભગ ૨૦૦ માણસો આવી પહોંચ્યા હતા, અને સભામાં હાજરી લગભગ ૮ થી ૧૦ હજારની હતી. મહાત્માજી સભામાં આવી પહોંચતાં તેમને ભારે હર્ષનાદ વચ્ચે વધાવી લેવામાં આવ્યા હતા. અને ત્યારબાદ તેમણે ભાષણ કરતાં જણાવ્યું હતું, કે માતરમાં મારી આ પહેલી મુલાકાત નથી. જ્યારે ખેડા જીલ્લામાં ૧૮ ની સાલમાં કામ ચાલ્યું હતું, ત્યારે પણ માતર આવી ગયેલો. અને માતર તાલુકાની દુઃખી સ્થિતિનો વિચાર હતો. આજે વિદ્યાપીઠ તરફથી આ તાલુકામાં એક ટુકડી કામ કરી રહી છે, અને તાલુકાની આર્થિક સ્થિતિનો હિસાબ તપાસી રહી છે.

## સ્વાગત કોનું ?

મોટી રેલ વખતે સરદાર વલ્લભભાઈએ મુખ્યત્વે કરીને ખેડા અને માતર તાલુકામાં કામ કર્યું હતું. એમ ઘણો પરિચય મને થઈ ગયો છે. મારું સ્વાગત તો અત્રે અમારું પ્રયાણ થયું ત્યારથી થાય છે એમ થયું છે. આ સ્વાગત નથી, મારું કે મારા સંઘનું. પણ એ સ્વાગત તો સત્યાગ્રહનું તથા મીઠાના કર સામેના યુદ્ધનું કર્યું છે અને એમ સ્વાગત કરી, તમે તમારા મનની ધગશનું પ્રદર્શન કર્યું છે. પણ તે માટે તમારે પગલું ભરવું જોઈએ. તે ભરવા તમે તૈયાર છો કે કેમ, તે તો હજી હવે જોવાનું રહ્યું.

સરદાર વલ્લભભાઇને નકામી જેલ મળી છે, તે વિષે તમારામાં ખરૂં દુઃખ છે કે કેમ તેનો હિસાબ પણ હવે અપાવાનો છે. નવાગામ વગેરે મળી, ચાર ગામોના મુખીઓએ રાજીનામાં આપ્યાં છે. મેં તેમને સાવધાન કર્યાં હતા અને જણાવ્યું હતું, કે જો કાંઇપણ દબાણથી તમે કરતા હશો, તો હું તમારો રક્ષક થઇશ.

## રાજીનામાં માટે નિમંત્રણ

માતર તાલુકાનું આ ગામ મુખ્ય મથક છે. તેમાં ઠીક ઠીક કામ પણ થયેલું છે. એટલે સારી રીતે પ્રજામાં જાગૃતિ અને ત્યાગશક્તિ હોવા જોઇએ. હજી કોઇએ એવી ખબર નથી આપી, કે આ ગામના મુખી મતદારો રાજીનામા આપવા તૈયાર ના હોય, તો હું તેમને તેમ કરવા નિમંત્રણ કરૂં છું. જો ના આપે તો, માતરની તથા એમની પણ શરમ ગણાય. સરદાર વલ્લભભાઇ જેવાને વગર વાંકે જેલમાં નાંખે, અને માતર તાલુકાના સારા માણસો તે જોઇ રહે અને કાંઇ ન કરે તો કેવું આશ્ચર્ય ?

## સત્તાનો લોભ શા માટે ?

હું તો ગામોગામ રાજીનામાની આશા રાખું. મુખી કાંઇ પગાર માટે ઓધ્ધો સાચવી રાખે છે એવું કાંઇ નથી. મુખી ગામના પ્રતિષ્ઠિત પુરુષ હોય છે. એટલે તેને પૈસાનો લોભ હોય–સત્તાવાળાને ગાળ દેવાનો હક્ક છે અને તેટલા માટે જો તે ઓધ્ધો સાચવી રાખે તો મને આશ્ચર્ય નહિ થાય. જો તેને લોકો ઉપર જુલ્મ કરવાની ઇચ્છા ન હોય, તો આ ઓધ્ધા ઉપર વળગી રહેવાનું કંઇ કારણ નથી.

## જમાનો બદલાયો છે

એ તો આપણે રૂઢી પડી ગઇ છે, કે ઓદ્ધાથી ડરીએ છીએ અને બીજાને ડરાવાય છે. પણ હવે તો લોકોમાં જેમ જેમ જાગૃતિ થશે, તેમ તેમ લોકો મુખીને દાદ પણ નથી દેવાના, આટલું સમજીને પણ ઘણા મુખી રાજીનામું આપે. બીજી ધાસ્તી રાખવાને કાંઇ કારણ નથી !

## સરકાર કોને ડરાવે છે ?

સરકાર તો તેનાથી જે ડરે છે તેનેજ ડરાવે છે. સરદાર વલ્લભભાઇ, રવિશંકર કે ડુંગળીચોર મોહનલાલને સરકાર શું ડરાવી શકે? આવી સ્ત્રીઓ પણ પડેલી છે. મીઠુંબેન પીટીટને કોણ ડરાવી શકે છે? તે ફાવે ત્યાં વિચરે છે. ને લોકોને ધમકાવે છે.

## ખાસ કેદી બન્યા છે

વલ્લભભાઇને ત્રણ મહિનાની જેલ મળી, તેથી તેમને તો આરામ થયો છે. અત્યાર સુધી તો જેલનો રોટલો ખાતા હતા. પણ હવે તો ખાસ કેદી બન્યા છે. જો તમે ડર મૂકી દો, તો સરકાર કોઇને ડરાવવા જવાની નથી. આ સમયે જો પૂર્ણ સ્વરાજ જોઇતું હોય તો ડર મૂકી દેવાનો છે.

બાકી હવે તમે શું કરશો તે જોવાનું છે. હું પણ મીઠું પકાવીશ તેથી કાંઇ સ્વરાજ્ય મળવાનું છે ? અમે ૭૦–૮૦ જણા એમ કરીને દિશા બતાવીશું, અને ગરીબોના ઘરમાંથી જતા છ કરોડ રૂપીયા બચાવી શકાશે. મીઠાનો ઉપયોગ વધારે તો ગરીબને છે અને તેથી તેમની ઉપર વધારે કર આવે છે. આ મીઠાની બાબતમાં તો

ઘણું ઘાતકીપણું અને જંગલીપણું જોવામાં આવે છે. આ બાબતમાં કરવામાં આવતી દલીલ પણ રાક્ષસી લાગે છે, કે ગરીબમાં ગરીબ માણસ જે ખાય તેની ઉપર કર લેવાવો જોઇએ.

વળી ગરીબને લુંટનાર કોણ છે? રક્ષણ કરનાર તો ઇશ્વર છે. શ્રીમંત તથા ગરીબ ઉપર સરખો હક્ક લેવો, એ કેટલું બધું અધમપણું છે? તે કર કાઢવા આ દિશા અમે લીધી છે. અને તેમાં મદદ કરવી તે તમારો ધર્મ છે.

## બધા બદલપુર જજો

તમારે તો મીઠું પાસે પાકે છે. અને બદલપુર પાસે જ્યાં મીઠું પાકે છે, ત્યાં તમે બધા પહોંચી વળો, અને તે માટે કામ કરવા તમારાં નામ નોંધાવો.

## હોળીનો શુભ દિવસ છે

આગળ ચાલતાં મહાત્માંજીએ ગામમાં રેંટીયા ચલાવવાની તથા દારૂની બદી દૂર કરવાની સલાહ આપતાં જણાવ્યું હતું, કે આજે તો હોળીનો દિવસ છે, અને આજે શુભ દિવસે તમે પરદેશી કાપડની હોળી કરી શકો છો.

મારી ઉમેદ છે કે તમો બધા મારા કામમાં સજ્જ થઇ જજો, અને તેમ કરશો તો સરદારને ત્રણ મહિના પૂરા જેલમાં રહેવાપણું પણ નહિ હોય. જો એકલો ખેડા જીલ્લો આટલું કામ કરે, તો તે પણ તુરત તેમને છોડાવી શકે છે, અને ઇશ્વર તમને તે શક્તિ આપે એવી પ્રાર્થના છે.

અંતમાં વંદેમાતરમ્‌નું ગીત થયા બાદ, મિટિંગ રાતના ૮॥ વાગતાં ખતમ થઇ હતી.

# ડભાણુ (૬)

## મહાત્માજી ડભાણ તરફ

મહાત્માજીની સ્વારી આજ સવારે ૭ વાગે, માતરથી નીકળી ડભાણુ જવા ઉપડી હતી. અને સાડાનવના સુમારે ડભાણુ પહોંચી ગઇ હતી. તેમના સત્કાર માટે ગામલોક રસ્તાની બન્ને બાજુએ લાંબી હારોમાં એક કલાક અગાઉથી ગોઠવાઇ ગયા હતા. અને મહાત્માજી આવી પહોંચતાં, તેમનો ભારે સત્કાર કરી ગામમાં લઇ ગયા હતા.

---

# નડિયાદ (૭)

## સાબરમતીના સંતને, નડિઆદનો ભવ્ય સત્કાર

નડિઆદ, તા૰ ૧૫ મી માર્ચ.

સાબરમતીના સંતના દર્શન કરવા આખું નડિયાદ ગામ, કીડીઓની માફક ઉભરાઇ ગયું હતું. અને ડભાણુથી લગભગ બે માઇલની લાંબી હારો, બંને બાજુએ મહાત્માજીનાં દર્શન કરવાને, કલાક અગાઉથી આતુરતાથી રાહ જોઇ રહી હતી. રસ્તો રેતાળ હોવાથી, આખે રસ્તે માનવીઓની અપૂર્વ મેદનીના અવરજવરથી આખું વાતાવરણુ ધુળથી ઢંકાઇ ગયું હતું, અને આખે રસ્તે મહાત્માજીની જયના ધ્વની ચાલુજ રહ્યા હતા. મહાત્માજી નડિયાદમાં આવી પહોંચતાં તેમને નીરખવા કેટલાક તો બારી અટારીઓએ પણુ ચઢયા હતા, અને મહાત્માજીનું

એકવાર દર્શન કર્યા છતાં, લોકોની આતુરતા તેમનાં દર્શન વારંવાર કરવાને તલસીજ રહી હતી.

જાણે કે મહાત્માજીની આ છેલ્લી મુલાકાત ના હોય તેમ મહાત્માજીનાં અનેકવાર દર્શન કરનારા અમદાવાદીઓ પણ, હજારોની સંખ્યામાં નડિયાદ ખાતે આવી પહોંચ્યા હતા. સવારની તથા બપોરની એમ બન્ને ટ્રેનો અમદાવાદીઓથી ચિકાર ભરાઇ ગઇ હતી. કેટલાક તો દૂર દૂરથી ખાસ ખાનગી મોટરો લઇને પણ આવી પહોંચ્યા હતા.

## અમદાવાદના શ્રીમંતો

આ લડતમાં અમદાવાદના કેટલાક મીલ માંલેકો પણ, ઉત્સાહપૂર્વક ભાગ લઇ રહ્યા છે. અને અવારનવાર તેમની મોટરો માતર તથા ડભાણુ વગેરે સ્થળે આવ્યા જ કરતી હતી. આજે સવારે અમદાવાદના જાણીતા મીલમાલેક શેઠ કસ્તુરભાઇ લાલભાઇ પણ આવી પહોંચ્યા હતા. અને મહાત્માજીએ તેમની સાથે લંબાણુ વાતચીત કરી હતી.

## નડિયાદમાં ગંજાવર સભા

મહાત્માજીનું સરઘસ નડિયાદમાં દાખલ થવા બાદ, તેમને સંતરામ મહાદેવ ખાતે ઉતારો આપવામાં આવનાર હોવાથી, ત્યાં લઇ જવામાં આવ્યા હતા. અને તે સમયે લગભગ લાખ સવા લાખ મનુષ્યોની ગંજાવર મેદની જામી હતી. નડિયાદના ઇતિહાસમાં આવો સમય આ પહેલી વારનોજ હતો.

## માનવ દેવ પ્રવચન કરે છે

આખું મંદિર એટલું ચિકાર થઇ ગયું હતું, કે છેવટે મહાત્માજીને પોતાનું ભાષણુ મંદિરના છજામાંથી કરવું પડયું હતું. અને

નીચે જમીનપરથી બધાએ તેનું સંપૂર્ણ શાંતિથી શ્રવણ કર્યું હતું. સ્ત્રીઓની બેઠક મંદિરના અગાસીના ભાગમાં રાખવામાં આવી હતી. અને મહાત્માજી ભાષણ કરતા હતા, તે સમયનો દેખાવ જાણે કે કોઇ દેવી પુરુષ વિમાનમાં બેઠો બેઠો કોઇ સંદેશ પાઠવતો ના હોય, એવું દ્રષ્ય જણાતું હતું, મહાત્માજીનું આખું ભાષણ હૃદયસ્પર્શી અને હાજર રહેલાઓના રૂઆં ઉભા કરતું હતું.

## મહાત્માજીનું ભાષણ

તમો બધા ભાઇઓ અને બ્હેનો શાંત થઇ જાઓ, તો મારો અવાજ બધે પહોંચી શકશે. અને મારો નીચે નહિ આવવાનો હેતુ પણ એજ છે, કે મારો અવાજ જો હું ઉપર હોઉં, તો વધારેમાં વધારે સાંભળી શકાય.

### આવી સભા જોઇ નથી

હું નડિયાદમાં ઘણી વાર આવ્યો છું, અને ભાષણો આપ્યાં છે. પણ આવડી ગંજાવર મેદની મેં કદાપી જોઇ નથી.

### હિંદુસ્તાન શું માગે છે?

અત્યારે આખું હિન્દ શું માગે છે? આપણે આજે ગુલામીની સાંકળમાં પીસાઇ ગયા છીએ, પણ થોડું ચેતન છે તેથી આ ભીડ અસહ્ય થઇ પડી છે. અને તેથી તેમાંથી છુટા થવા માગીએ છીએ.

હું એટલો બધો મુર્ખ નથી કે કહી શકું, કે તમે આટલા બધા મારી ખાતર, કે મારા ૮૦ સાથીઓની ખાતર આવ્યો છો. તમો

આવ્યા છો, પૂર્ણ સ્વરાજ્યની ખાતર. અને તેને અંગે મારી સાથેના માણુસો પ્રતિજ્ઞા લઇને નીકળ્યા છે, તેને આશીર્વાદ દેવા આવ્યા છો અને તે મને પ્રિય છે. પણ તેથી હું ફુલાઇ નથી જતો, કે અમારામાં એટલી બધી શક્તિ છે, કે, આ બધા માણુસો અત્રે આવ્યાં છે,

મારા સંઘની શક્તિ અશક્તિ કેટલી છે તેની તમને ખબર નહિ હોય. તેની કેટલી શક્તિ છે તેની મને તો ખબર છે. જ્યારે અમે જલાલપુર તાલુકા સુધી પહોંચીએ, જો સરકાર પહોંચવા દે તો. અને જે બધું દુઃખ નાખે તે સહન કર્યેજ જઇએ, તોજ અમારા સંઘમાં કાંઇ શક્તિ હતી એમ કહેવાશે. જ્યાં સુધી અમારૂં કામ પૂરૂં થાય નહિ, ત્યાં સુધી ઘેર જવાનું કાંઇ કહી શકાય પણ નહિ. તમારો આશીર્વાદ એ અમને મોટી શક્તિ આપનારી વસ્તુ છે. અમદાવાદથી અહિં આવ્યો ત્યાં સુધી મને અને મારા સાથીઓને ઘણાના આશીર્વાદ મળ્યા છે. જો હું કહું કે આશીર્વાદનું પૂર આવ્યું છે, તો તેમાં કાંઇ અતિશયોક્તિ નથી. અને તેનાં તમે બધા સાક્ષી છો. તમારી શાંતિ પણ તેને સાક્ષી પૂરે છે, પણ તમારા આ આશીર્વાદ શુષ્ક હોવા ન જોઇએ. તમે અર્ધા લોકમાં જશો તેથી મારો, તમારો કે હિંદુસ્થાનનો શુક્રવાર વળવાનો નથી.

સરદાર વલ્લભભાઇ જેણે ખેડા જીલ્લામાં આટલું બધું કામ કર્યું, જેણે રેલસંકટ સમયે ઘણાને જીવતદાન આપ્યું, અને હજારોને બચાવ્યા, એ વલ્લભભાઇ જેલમાં ગયા. ખેડા જીલ્લામાં તો મેં પણ કાંઇ કર્યું છે, એટલે તેની ફરજ તો ત્રેવડી છે.

વલ્લભભાઇને કેદ કર્યા તે તમનેજ કેદ કર્યા છે. તેમને ખેડામાં કેદ કર્યા તે ખેડાને કેદ કર્યું છે એજ અર્થ થાય. તેઓ કેદમાં ગયા

તેમાં તેમને તો માન મળ્યું છે. પણ તમારૂં તો અપમાન થયું છે. વલ્લભભાઇમાં તો તોફાન સમાવવાની શકિત હતી, અને તેનું તો સરકારે પણ પ્રદર્શન કર્યું હતું. છતાં તેને પકડયા. આ અપમાનનો બદલો તમે શી રીતે આપી શકો? પૂર્ણ સ્વરાજ્ય લઇનેજ. અને તે તમે શી રીતે લઇ શકો? જેમ હું જાણું છું તેમ. આ તો ચોકખો ત્રિરાશીનો મેળ છે.

મેં તમારા જીલ્લામાં કામ કર્યું છે, એટલે તમને કહેવાને પાત્ર છું. તમો પણ તમારા અપમાનનો બદલો જેમ વાસણા, મહેરેજ, કતરપુરા વગેરે ગામોના મુખી અને મતાદારોએ રાજીનામાં આપ્યાં છે, તેમ અહિના ખેડા જીલ્લાના મુખીઓ અને મતાદારો દરેક રાજીનામા આપી દે એમ ઇચ્છું.

## શું બળ્યું છે?

હું તો સરકારી નોકરી પણ બધા ના કરે એમ ઇચ્છું. સરકારી નોકરીમાં એટલું બધું શું બળ્યું છે? તે નોકરીથી જુલમ કરવાની શક્તિ મળે છે. તેમાં કમાણી પણ શું છે? પ્રમાણિક માણસ બાહુબળથી હજારો રૂપીયા મેળવી શકે છે. વળી નોકરી પણ કેટલા માણસો પામી શકે છે? સરકારી નોકરી એ એવી ગંદી વસ્તુ છે કે આપણે હાથે પાપ-જુલમ કરાવે છે. સરકારી નોકરીવાળાથી કેટલીકવાર સેવા થઇ જાય છે, પણ એ તો તેનું હાડ હિન્દુસ્થાની છે તેથી.

અત્રે મને ખબર મળે છે કે અહિના મુખીએ પણ રાજીનામું આપ્યું છે. (તાળીઓ) પણ એથી શું? નડિઆદ એતો ગોવરધનરામનું, મણિલાલ નભુભાઇનું, સાક્ષરોનું નગર. વિદ્વાન માણસોના

વારસો શું કરશે? એ સાક્ષરોના નગરના વિદ્યાર્થીઓ શું કરશે? બ્હેનો શું કરશે? માતાઓ શું કરશે? આ બધાનો જવાબ તમારે આપવાનો છે.

તમારે બધાએ સ્વયંસેવક બની જવાનું છે. જ્યારે હું જેલમાં પહોંચું, અથવા તો મહાસભા તરફથી હુકમ મળે કે તરત તમે જેલમાં જવા તૈયાર થાઓ, ત્યારે હું સમજું કે નડિયાદે કાંઇ કર્યું તો ખરૂં. નડિયાદના આંકડા મને મળ્યા છે. નડિયાદમાં ખાદીનો ઉપાડ છે પણ તેથી મને સંતોષ નથી. અહિં આવેલી બ્હેનો અને પુરુષો વીલાયતી કપડાં પહેરે, ત્યાંસુધી સંતોષ ના વળે. જો સ્વતંત્રતાની ધગશ હોય, તો તે બ્હેનો અને ભાઇઓ તે કાપડને બાળી નાખે, બાળકો અને બાળાઓ તકલી કાંતતી થઇ જાય, તો પણ લાખો અબજ વાર સુતર તમે હમેશાં પેદા કરી શકો.

નડિયાદની વસ્તી ૩૧ હજારની છે અને તમે કાપડ પાછળ ત્રણ લાખ દસ હજાર રૂપીયા ખરચો છો. આ પૈસા બહાર જવાને બદલે જો દરેકના ઘરમાં રહી જાય, તો કેવું સારૂં થાય? તો તો કુદરતના સુંદરમાં સુંદર કાયદાનું પાલન કર્યું કહેવાય.

ગોવરધનરામના અને મણિલાલ નભુભાઇના વારસોને આ મારો સીધો હિસાબ છે. જો તે તેમ નહિ કરે, તો નડિયાદની લાજ જાય છે. નડિયાદ તો ગુજરાતનું નાક છે, અને તે આટલું કરી ના શકે તો શું કરશે? મારી ઉમેદ છે કે ઇશ્વર તમને તે શક્તિ આપે.

ત્યાર બાદ ખાસ માગણીથી મી૦ નરીમાને પણ ટુંક વિવેચન કર્યું હતું અને યુવકોને આ યુદ્ધમાં મોટી સંખ્યામાં ઉતરી પડવા

ભલામણ કરી હતી જીલ્લામાંથી મુખીઓ તથા મતાદારો દિવસે દિવસે રાજીનામાં આપતા જાય છે અને ખુદ નડિયાદમાંથી સ્વયંસેવક તરીકે આજ સુધીમાં ૨૦૦ નામો તો નોંધાઇ પણ ચુકયાં છે.

## નડિઆદથી વિદાય.

નડિયાદ, તા૦ ૧૬ મી માર્ચ.

મહાત્મા ગાંધીજી આજે સવારે ૬ વાગે પ્રાર્થના પછી નડિયાદથી ઉપડયા હતા. ઉપડતાં પહેલાં તેમણે જણાવ્યું કે સ્વયંસેવકો દર સોમવારે, જે મારો મૌનનો દિવસ છે, તે દિવસે આરામ લેશે. આજે સવારે પણ સંખ્યાબંધ સ્ત્રી પુરુષો, મહાત્માજીની વિદાય વખતે હાજર હતા.






## બોરીયાવીમાં ગાંધીજીનો અપૂર્વ સત્કાર

બોરીયાવી, તા. ૧૬ મી માર્ચ

મહાત્મા ગાંધીજી આજે સવારે બોરીયાવી જઈ પહોંચતાં, ગામ લોકે તેમનો અપૂર્વ સત્કાર કર્યો હતો. અને આખો દિવસ તેમનાં દર્શન માટે માનવમેદની ચાલુજ રહી હતી. લોકોનો ઉત્સાહ અનહદ હતો, અને મોટરોની અવરજવર, આખો દિવસ ચાલુજ રહી હતી.

બપોરના ત્રણ વાગે કાર્યક્રમ મુજબ મહાત્માજીનું ભાષણ થનાર હોવાથી, તે માટે ગામલોક લગભગ એક કલાક અગાઉ એકઠા થઈ ગયા હતા. અને વિવિધ પ્રકારનાં લોકમાં ઉત્સાહ પ્રેરનારાં ગીતો લોકને ગવડાવવામાં આવ્યા હતાં. અને તેથી સભાનું આખું વાતાવરણ શાંત અને ગંભીર બની ગયું હતું. તેમાં એક હ્રદયસ્પર્શી ગીત નીચે મુજબ હતું, અને તેને ગામલોકોએ ઉત્સાહપૂર્વક ઝીલ્યું હતું:-

રૂડા ગાંધીડા

ગાંધી તોરા રાજમાં ધોળી ટોપીરો ઘેર, રૂડા ગાંધીડા.

કપાસ પીલી, રૂને પીંજી,
પુણી બનાવશું આજેજી.

એ પુણી કાંતી, સુતર વણાવી,
ખાદી ઓઢીશું આજેજી, ગાંધી તોરા-
વીલાયતી કાપડ ભુખે મારે,
વાપરવું એ શોભે નહિ,
ભુખે મરીને ગુલામ બનીને,
જંજીર જકડાશો નહિ,
મરદો જેવા મરદો થઇને,
ગુલામી તમને શોભે નહિ,
ગાંધી તોરા રાજમાં, ગરીબ કરે છે લહેર. રૂડો ગાંધીડો.

ઉપરનું ગીત ગવાયું હતું અને તે સાંભળતાં કાંઇ કાંઇ પ્રેરણાઓ ઉભી કરતી હતી.

## દેશની દુર્દશા

બીજું પણ એક આવુંજ સુંદર ગીત, જે ગામ લોકોએ ઉપાડતાં, દેશની દુર્દશાનો આબેહુબ ચીતાર રજુ કરતું હતું. તે ગીત ગવડાવવામાં આવ્યું હતું અને તે નીચે મુજબ હતું:-

### ટોપીવાળાને શીદ મોકલ્યો

રઘુવીર ટોપીવાળાને શીદ મોકલ્યો.
હારે તારા રજપુત બાપાં ભાગી ગયા;
હારે એનાં ખાંડા તણાતા જાય રે—રઘુવીર.
હારે તારા વાણીયા વેપારી ભાગી ગયા;
હારે એના લેખાં ગણાતાં જાયરે—રઘુવીર.
હારે ઢેડું વણકરીયા ભાગી ગયા;
હારે જેની સાળો તણાતી જાયરે—રઘુવીર.

હારે તારો કણબી લાખેરો ભાગી ગયો;
હારે એની ધુંસરી તણાતી જાયરે—રઘુવીર.
તારા બ્રાહ્મણ જોશીડા ભાગી ગયા,
હારે એના ટીપણાં તણાતાં જાયરે—રઘુવીર.

આ ઉપરાંત બીજા પણ કેટલાંક હૃદયસ્પર્શી ગીતો એક કલાક સુધી સભામાં ગવડાવવામાં આવ્યા હતાં. અને તે દ્રશ્ય અવર્ણનીય થઇ પડયું હતું. મહાત્માજીની બેઠક એક મહાન વૃક્ષ નીચે ગોઠવવામાં આવી હતી, અને શ્રોતાઓ સારૂ એક સામીયાનો ગોઠવવામાં આવ્યો હતો. બરાબર ત્રણ વાગતાં મહાત્માજી સભામાં આવી પહોંચતાં લોકોએ તેમને હર્ષપૂર્વક વધાવી લીધા હતા, અને સભાનું કામ "રઘુપતી રાઘવ રાજારામ"ની ધુનથી શરૂ થયું હતું. અને તે પૂરૂં થયા બાદ, સંગીતાચાર્ય શ્રી. ખરેએ "પ્રાણ જાય અરૂ વચન ન જાય"નું ગીત, રિવાજ મુજબ ગાયું હતું.

## હવે જોવાનું કાંઇ નથી રહ્યું

આ સભામાં એક નોંધવા જેવો પ્રસંગ બન્યો હતો. જેવા મહાત્માજી સભામાં આવી પહોંચ્યા, કે તુરત એક વૃદ્ધ ડોશી તેમની પાસે આવીને ઉભી રહી હતી અને બંને આંખો ઉપર હાથ રાખી મહાત્માજીનું નિરિક્ષણ કરતાં તેણે મહાત્માજીને જણાવ્યું હતું કે મારાથી દૂરથી દર્શન થતાં નથી એટલે આવી છું. મહાત્માજીએ તેનો તુરત જવાબ આપતાં જણાવ્યું હતું કે "કાંઇ હરકત નહિ. હવે જોવા જેવું કાંઇ રહેલુંજ નથી!"

## મહાત્માજીનું ભાષણ

બાદ મહાત્માજીએ પોતાનું ભાષણ શરૂ કરતાં જણાવ્યું હતું, કે હું જેવો અહિં આવ્યો, કે તરત મારા હાથમાં એક મુખીનું રાજીનામું આપવામાં આવ્યું છે. અને તેનું કારણ સરદાર વલ્લભાઇ તરફ અન્યાયી રીતે વર્તન ચલાવી, કેદ કરવામાં આવ્યા છે તે છે. ભુમેલના ત્રણ મતાદારોએ પણ રાજીનામાં આપેલાં છે અને તેમને બધાને હું મુબારકબાદી આપું છું. મને અહિં ગામ તરફથી રૂ. ૧૦૧ આપવામાં આવ્યા છે, તેનો પણ આભાર માનું છું. પણ જેમ બીજી જગ્યાએ કહ્યું હતું, તેમ અત્રે ફરીથી કહીશ, કે એટલેથી કાંઇ આ લડત પતવાની નથી. તમોએ રાજીનામાં આપ્યાં તે પ્રતિજ્ઞા ઉપર કાયમજ રહેશે એવી મારી ઉમેદ છે.

આ શાંતિની લડતમાં બળાત્કારને કયાંએ સ્થાન નથી, આપણે વાપરવાનો બળાત્કાર અંગ્રેજ ઉપર કે આપણા કોઇ ભાઇ ઉપર. આપણું કહ્યું કોઇ ના કરે તે માટે દ્વેશ કરવો ન જોઇએ. એમ દુઃખ દેવાથી આપણું કામ પતી નથી શકવાનું. ૨૧–૨૨ ની સાલમાં થયેલી ભૂલ નથી કરવાની. ચોરીચોરા જેવું હવે ના થાય ! બળાત્કારે પુણ્ય કરાવવા આવ્યો, તેમાં કોઇને સ્વાદ ના મળ્યો ! અને આ વખતે પણ નથી મળવાનો. હું ફરીથી કહેવા ઇચ્છું છું, કે જેમણે બળાત્કારે કે શરમને વશ થઇ રાજીનામાં આપ્યાં હોય, તેઓ કહી દે. હું તેમનું રાજીનામું પ્રકટ થવા નહિ દઉં.

### લડત ઝપાટામાં આટોપવી છે

મારો ઇરાદો આ લડત ઝપાટામાં આટોપવાનો છે. તે કયારે પૂરી થશે તે તો ઇશ્વરના હાથમાં છે. અને થોડું થોડું તમારા હાથમાં છે. જો આપણાં દુઃખ બધાને સરખે ભાગે વ્હેંચાઇ જાય, અને તમે

બધા મારી સાથે એકમત થઇ જાઓ તો બધું ઝટ પતી જાય. ૩૦ કરોડને ભાન આવે કે અમને દબાવવામાં આવે છે, ત્યારે એક લાખ દબાવનાર કોણ હોઇ શકે ?

પણ આપણે ઘણા સ્વાથીં કે બીકણ થઇ ગયા છીએ. કે રૂા. ૧૦૦૦ કે ૧૫૦૦ નો પગાર મેળવનાર સરકારી નોકર કે જેને બીજે કાંઇ ન મળી શકે, તેઓથી તથા જેઓ ડરી ગયા છે તેમનાથીજ આ રાજ્યતંત્ર ચાલી રહ્યું છે.

મહાત્માજીએ આગળ ચાલતાં, ખાદી વાપરવા માટે ખાસ આગ્રહ કર્યો હતો. અને જણાવ્યું હતું કે મીઠાનો કર ન આપીને, જેલમાં જઇએ તેમાં કોઇપણ પ્રકારે નીતિનો ભંગ નથી. તેમાં બહાદુરી છે એમ પણ નથી. એમ કરીને આપણી સામે જે હડહડતા અન્યાયો છે, તે પ્રજાને તથા દુનિઆને સમજાવવા માગીએ છીએ. આવા આ સલ્તનતના ઘણાએ અન્યાય છે !

બોરીઆવી એ તો વલ્લભાઇનો જીલ્લો. તેને કેદમાં લઇ ગયા, તેનો અર્થ એ કે પૂર્ણ સ્વરાજ્યને કેદમાં લઇ ગયા. સરદાર ત્રણ મહિને તો છુટે, પણ એક મહિનામાં છોડાવીએ, ત્યારે આપણી શક્તિનો ખરો ઉપયોગ કર્યો કહેવાય.

અંતમાં તેમણે વધુ વિવેચન પછી જણાવ્યું હતું કે, મને પૈસા તો ઘણા મળે છે. પણ પૈસાથી સ્વરાજય નથી મળવાનું. તેથી મળતું હોત, તો કયારનુંએ લઇ લીધું હોત. એમ તો હું જાતે છું તો વાણીઓજને ? એ સ્વરાજય તો આપણા લોહીથી મળવાનું છે. **ચામડીમાંથી લોહી કાઢીને, નખની કલમ કરવાની છે, અને તેને સહી કરવાની છે.**

તેમણે થોડું વિવેચન કર્યા બાદ, મિટિંગનું કાર્ય ખતમ થયું હતું.

# આણંદ (૯)

## 'ખેડા જીલ્લો ઉઠયા પછી હિંદને ઉઠતાં શી વાર ?'

## આ તો આખરી ફેંસલો થવાનો છે

### ચરોતરના પાટીદારોને ગાંધીજીની અપીલ

## 'પઇસા નહિં પણ લોહીની કુરબાની જોઇએ'

આણંદ, તા૦ ૧૬ મી માર્ચ.

સાબરમતીના સંતના દર્શન માટે આજે આખું આણંદ ગામ કીડીઓની માફક ઉભરાઇ ગયું હતુ. તેનાં દર્શન કરવા આજુબાજુના ગામોમાંથી સંખ્યાબંધ લોકો ઉતરી પડયા હતા. મહાત્માજી બોરીઆવીથી નીકળી રાતના ૮। વાગે આણંદ આવી પહોંચતાં, કાર્યક્રમ મુજબ ચરોતર એજ્યુકેશન સોસાયટીવાળા મકાનનાં ચોગાનમાં, તેમનું ખાસ ભાષણ રાખવામાં આવ્યું હતું. જે સમયે ૭-૮ હજાર માણસોની ગંજાવર મેદની જામી હતી. સભાનું કામ ઘણુંજ વ્યવસ્થિત રાખવામાં આવ્યું હતું, અને મહાત્માજીની બેઠક એક ઉંચા સિંહાસન

પર રાખવામાં આવી હતી. અને તેથી તેમનો અવાજ બધાંથી સંભળાય તેમ હતો.

મહાત્માજી આવી પહોંચતાં તેમનો સભાજનોએ "મહાત્માજી જય"ના પોકાર વચ્ચે અપૂર્વ સત્કાર કર્યો હતો. અને સંગીતાચાર્ય શ્રી ખરેએ "રઘુપતી રાઘવ રાજારામ"ની ધુનથી સભાનું કામ શરૂ કર્યું હતું. ત્યારબાદ તેમણે "હરિનો માર્ગ છે શુરાનો, નહિ કાયરનું કામ જોને" નું ગીત બુલંદ અવાજે ગાઇ, સભામાં ગંભીર વાતાવરણ પેદા કર્યું હતું.

બાદ મહાત્માજીને કરમસદ તરફથી રૂ. ૧૩૭, કરમસદના શ્રી. સોમાભાઇ તરફથી રૂા. ૧૦૦, સારસા ગામ તરફથી રૂ. ૫૧, ખંભાતના ભાઇઓ તરફથી રૂ. ૫૫, આણંદના અનાજના વેપારીઓ તરફથી રૂ. ૨૦૧ આપવામાં આવ્યા હતા.

મહાત્માજી—અનાજના વેપારીઓ પાસેથી તો આવ્યા, હવે સોનાના વેપારીઓ શું આપે છે? ગામમાં સોનાના વેપારીઓ તો છે ને?

## મહાત્માજીનું ભાષણ

બાદ મહાત્માજીએ ભાષણ કરતાં જણાવ્યું હતું, કે આણંદે અમારૂં જે સ્વાગત કર્યું છે, તે માટે તમોને હાર્દીક ધન્યવાદ આપું છું. બીજે ઠેકાણે હું "હાર્દીક" વિશેષણનો ઉપયોગ નથી કરતો, પણ તમે, અહિં એવો સુંદર બંદોબસ્ત કર્યો છે, કે મારે કાંઇપણ ધુળની લાણી લેવી પડી નથી. અમદાવાદથી ઊપડયા, ત્યારે ઠીક ઠીક ધુળના અબીલ ગુલાલ ઉડયા હતા. પણ તે તો હોળીના પહેલાંના દિવસો હતા. નડિયાદે પણ તેની લાણી આપી હતી, છતાં તેનેએ ધન્યવાદ આપ્યા હતા. પણ તમે નડિયાદ પાસેથી શીખી લીધું, અને

અહિ નરસિંહભાઇ દોડયા, અને મને ધુળમાંથી બચાવ્યો. છતાં અમે નીકળ્યા તે કાંઇ ધુળથી બચવા ઓછાજ નીકળ્યા હતા! અમને ખબર તો હતીજ, કે અમારે ધુળમાંથી તેમજ કઠિન રણમાંથી પસાર થવું પડશે.

## મરવાનું સદ્ભાગ્ય હશે તો—

પંડિતજીએ હમણાં ગાયું કે "પંચપાવકની જ્વાળા દેખી પાછા ભાગે જોને" સત્યાગ્રહીઓનો પંથ એ પ્રેમ પંથ છે. સખી હૃદયના દુશ્મનને પણ પ્રેમને માર્ગે જીતી લેવો એ તેનો ધર્મ છે. જો એ પ્રેમની ખરી જવાળા ના હોય તો કાંઇ ના થાય. કાયદાના સવિનય ભંગની પાછળ પ્રેમજ નીસરી રહ્યો છે, અને તેનું કેમ દર્શન કરી શકાય? પ્રીતમદાસને અનુભવ થયોજ હશે, અને તેથીજ તેણે ગાયું હશે. સામાન્ય રીતે એમજ લાગે કે દુશ્મનની સામે પ્રેમની જ્વાળા કેમ લાગી શકે? આ માર્ગ ભલે કોઇને કઠિન લાગતો હોય, પણ તેની પાછળ શિતળતાજ રહેલી છે. પણ તે કેમ સિદ્ધ કરી શકાય? મારી સાથેનો કાફલો નાટકી નથી. થોડા દિવસનો એ કાંઇ ચટકો નથી. તે તો મરીનેજ પોતાની પ્રતિજ્ઞા સિદ્ધ કરી બતાવશે. જીવવાનું હશે તોએ રાજ્યકર્તાની પાસે એ ભુલ કબુલ કરાવશે જ, કે સત્યાગ્રહીઓ સત્યના ઉપાશક હતા, અહિંસાના ઉપાશક હતા, મરવાનું સદ્ભાગ્ય થશે તો તે સિદ્ધજ થવાનું છે.

અમારામાંનો એકપણ કહી શકતો નથી, કે તેનામાં સત્યાગ્રહી તરીકે મરવાની શક્તિ છે નહિ. ક્રોધમાં બળીને મરી જાય એ મૃત્યુ સત્યાગ્રહીનું ના હોય. તે તો મરતી વખતે પણ—પોતાની ઉપર ઘા પડતા હોય, તોએ—મનમાં ક્રોધ ના લાવે પણ પ્રેમજ હોય, અને પ્રભુને

મરતાં મરતાં પણ પ્રાર્થના કરે, કે ભગવાન ! મારનારાનું પણ ભલું કરજે. ત્યારે હું એમ કહું કે તેની પ્રતિજ્ઞા સાચી પડી. મારા વિષે તો કાંઇ ખાત્રી આપી શકતો જ નથી. મરતી વખતે અશાન્તિને લીધે દ્વેશ હોય તો તે મૃત્યુ પણ નકામું છે, તેથી હિંદને ફાયદો થવાનો નથી.

અહિં તો નરસિંહભાઇની માટી છે. ખેડા જીલ્લો એટલે પાટીદારોનો જીલ્લો ! સરદાર વલ્લભભાઇનો જીલ્લો ! ખેડા જીલ્લો એટલે મોતીભાઇ અમીન. ખેડા જીલ્લો એટલે ચરોતર એજ્યુકેશન સોસાયટીમાંના સ્વયંસેવકો, તેમની પાસે જો ઉદગાર ન કાઢું. તો કયાં કાઢું ? તે તો સહેજે નીકળે. તેનું બીજું પણ કારણ છે, તેની પાસેથી મેં વધારે લાલચ રાખી છે.

હું પૈસા માટે નથી આવ્યો. આ લડત પૈસાની નથી. પાંચ સાત હજારની રકમ હોય તો બસ છે, અને પૈસા તો મને જોઇએ તેટલા મળે. દોરાના વેપારીઓના સંઘે આજ રૂ. ૨૫૦૦ આપ્યા, ડાયમંડ એસોસીએશને રૂ. ૨૦૦૦ આપ્યા. પરચુરણ તો મળતાજ રહ્યા છે. જરા માગણી કરૂં તો ગુજરાત અને હિંદ મને પૈસાનો વરસાદ વરસાવે તેમ છે. અને તેની નીચે તો હું દબાઇ જાઉં. હું તો તમારી પાસે મોટી ભીક્ષા માંગવા આવ્યો છું. પંડિતજીને મેં "હરિનો માર્ગ છે શુરાનો" નું ગીત ગાવા કહ્યું ન હતું. તે તો મનમાં આવે તે ગાય છે. માત્ર નવા ગામમાં મેં તેમને કહેલું, કે "પ્રાણ જાય અરૂ વચન ન જાઇ" નું ગીત ગાઓ. કારણ કે ત્યાં મુખી પટેલોએ રાજીનામાં આપ્યાં હતાં, અને તેમને યાદ કરાવવા માગતો હતો, કે વચન પાછું ના ફરે. મને લાગ્યું કે જો વચન

ખોટું હશે, તો ખેડા જીલ્લાનું નાક કાપી લેવાના છે. અને તેથી મને થયું કે જો તેમના હૃદયમાં રામ વસતા હોય, તો તેમને સમજાવું.

## વિદ્યાપીઠના પૈસા વસુલ છે

પંડિતજીએ અત્યારે તો સહેજે ગાયું. તમે તો રહ્યા પાટીદાર મીઠાના સમુદ્રમાં રહેનારા. મીઠું પોતાની મિઠાસ છોડે તો ક્યાં જાય ? મીઠાનું નામ ખારૂં છે તે ખોટું છે. જે મિઠાસ મીઠામાંથી મળે, તે ગોળ કે સાકરથી નથી મળવાની. અળ્યું ખાઇએ તો કમળો પણ થાય. જો આણુંદ પોતાની મિઠાસ છોડી દે, એટલે કે જો તે મિઠાસ પાટીદારોમાં જોવામાં ના આવે તો ક્યાં આવે ? હું કહું છું કે ખેડા જીલ્લાના વિદ્યાર્થીઓ શું કરવાના છે ? ચોપડી સાચવી રાખશે કે વિદ્યાનો માર્ગ ગ્રહણ કરશે ? હું માનું છું કે વિદ્યાપીઠ પાછળ જે પૈસા ખરચાયા છે, તે મારા વિચાર પ્રમાણે તો વ્યાજ સુદ્ધાં વસુલ થઇ ગયા છે. તેણે ચોપડા તો સંકેલી લીધા છે. "સા વિદ્યા યા વિમુક્તયે" નો મંત્ર સિદ્ધ કરી બતાવ્યો છે. સોળમાં વર્ષમાં દાખલ થયેલાં બધાએ સમગ્ર બલિદાન કર્યું છે, અને નીકળી જવાનો ઠરાવ કર્યો છે. તેમની પાસેથી તેથી વધારે શી આશા રાખી શકાય, અને તેનાથી બીજી કયા પ્રકારની કેળવણી હોય ? તેની પાછળ ખરચાયલા પૈસા પાત્રે દાન હતું, એમ પણ તેમણે સિદ્ધ કરી બતાવ્યું છે.

## દાવો સિદ્ધ કરો

હવે તમે શું કરશો ? તમારી સાથે તો આજે આખું ગુજરાત હિંદ માટે પદાર્થપાઠ મૂકી શકાશે. લડત ભલે લંબાય. જો ખેડાના વિદ્યાર્થીઓ, શિક્ષકો ખોટા નીવડે, મોતીલાલનાં મોતી ખોટાં પડે

અને નરસિંહભાઇ પણ એવા નીવડે, તો કાંઇ ના થાય. લડત જરૂર બંધાય. તમારા વિષે મારી પાસે જે દાવો છે—જે દાવો વલ્લભભાઇએ કરેલો છે અને સિદ્ધ કર્યો છે તે દાવો અત્યારે પુરવાર કરી આપો. જીલ્લામાંના ધારાળા—હું ધારાળા નહિ કહું. રજપુતને પણ જો તમારા પાટીદારોનો સ્પર્શ થાય તો તો ઘણું થાય. તમે પારસ રૂપે થશો તો તેઓ તો કંચનવર્ણા થઇ જવાના છે. ખેડા જીલ્લો બરાબર ઉઠયો તો પછી હિંદને ઉઠતા શી વાર છે ? પહેલાંની માફક હું તમને નથી કહેતો. એટલુંજ કહું છું, કે લડત ચાલે ત્યાંસુધી વિદ્યા સંકેલો, દેશબંધુ ૨૧ ની સાલમાં મને કહેતા હતા કે વિદ્યાર્થીઓને પાંચ વર્ષ પછી કહેજો. પણ આજ તો દશ વર્ષ થયાં.

## આજે શુભ ચોઘડીયું છે

તમે વ્યક્તિગત સવિનય ભંગ કરો, કે ગમે તે રીતે કરો. કાશ્મીરથી કુમારીકા સુધી કરો. હું તો કરવાનો છું અને લોકો કરશે. પહેલા હું તેમ કરવા ના કહેતો હતો. તે બ્રહ્માના અક્ષરો હતા. પણ આજે તે કહે છે કે આજ શુભ ચોઘડીયું છે. જો તે વખતે તમે નહિ કરો, તો તે તક આવવાની નથી. તે સમયે કયો વિદ્યાર્થી વિચાર કરે કે હું વિદ્યા સંઘરી રાખવાનો છું ? અત્યારે ભણ્યા કરે તે શોભવાનું નથી, વેપારીઓ વેપાર કરે તે શોભવાનું નથી. હિંદ પાસે વ્યાપક સત્યાગ્રહ કરાવવો હોય, તો એકજ ધંધો છે. તે એ કે ધંધો છોડી દો, અને કામ આગળ ચલાવો. ખાવાનું તો ભગવાન આપવાનો છે. જો આખું હિંદ જાગી ઉઠે અને સવિનય ભંગમાં રોકાઇ જાય તો શું થાય ? ત્રીસ કરોડને એક લાખમાંથી છુટા થતાં શી વાર લાગે ? આ તો સહેલો ત્રિરાસીનો હિસાબ છે. તે તમે બધા વિદ્યાર્થીઓ સમજી જાઓ.

## તમારો ધર્મ શું છે ?

જો તમે હજી કાંઈ ના કરો તો આણુંદ નકામું છે. લડત ક્યારે પૂરી થાય તે તમારા હાથમાં છે. તમે અવાજ તો બુલંદ કરો છો. ઘોડેસ્વાર તો તમારા પ્રમુખ છે, તેને શોભાવવા માગતા હો તો તમારો ધર્મ શો છે ? હું તો ભગવાન પાસે માગુ છું કે તે સમજવાનું હૃદયબળ તમને આપો. આ કાંઈ બુદ્ધિનો પ્રયોગ નથી. હૃદયબળ ના હોય તો બુદ્ધિબળ શું કરી શકે ?

## હિમાલય ભૂલ નહિ હોય

જો તમે એમ માનતા હો કે આ તો થોડા દિવસની રમત છે અને થોડા દિવસ પછી, આ ડોસો પહેલાંની માફક કહેશે, કે મેં તો હીમાલય જેવી-અરે તેથી પણ મોટી ભૂલ કરી, અને પછી તે પાંચ સાત દિવસ અપવાસ કરી લેશે, અને બહુ લાગશે તો કાંઈ ખાઈ લેશે, અને ફરી પાછા ઠાવકે મોંએ આપણી પાસે આવશે. તમે તેમ ના માનતા. આ તો આખેરીનો ફેંસલો કરવાનો છે. ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે, કે આ સંદેશ તમને ગળેથી ઉતરી, હૃદય સુધી પહોંચાડે. અને પછી તો તમે ફાવે તેમ કરજો. એ તો કહ્યું છે ને, કે ધણીને સુઝે ઢાંકણીમાં, અને પાડોશીને આભલામાં પણ ના સુઝે. હવે તો તમે કરશો તેજ સાચી વાત હશે.

બાદ વંદેમાતરમનું ગીત ગવાયા પછી રાત્રે સાડાનવ વાગે સભાનું કામ "મહાત્માજી"ની જયના પોકારો વચ્ચે પૂરું થયું હતું.



# નાપા (૧૦)

## નાપામાં મહાત્મા ગાંધીજીનો પડકાર

નાપા, તા. ૧૮ મી માર્ચ.

મહાત્મા ગાંધીજી આજ રોજ, નાપા ખાતે જઇ પહોંચ્યા બાદ તેમનો ગામ લોકે ભારે સત્કાર કર્યો હતો. અને સભા બપોરે ત્રણ વાગે હોવા છતાં, બાર વાગ્યાથી આજુબાજુના ગામોમાંથી લોકો મોટી સંખ્યામાં ઉતરી પડયા હતા. સભામાં લગભગ દશ હજાર ઉપરાંત માણસોએ હાજરી આપી હતી. જેમાં સ્ત્રીઓની હાજરી એક હજાર ઉપરાંત હતી. નિયમ મુજબ પ્રાર્થના વગેરે થયા બાદ, મહાત્માજીએ નીચે મુજબ ભાષણ કર્યું હતું. તમે જે જે ગામોએ પૈસા આપ્યા છે, તે માટે હું બધા ભાઇઓ તથા બ્હેનોનો આભાર માનું છું.

### સેવાનો બદલો

આજે અમે એ તાલુકામાં પ્રવેશ કર્યો છે, કે જે તાલુકામાં સરદાર વલ્લભભાઇને કેદ કરવામાં આવ્યા છે. વળી એ તાલુકામાં અમે પ્રવેશ કર્યો છે કે જ્યાં સરદાર વલ્લભભાઇએ ૧૯૨૪ માં એક જંગી લડત ચલાવી હતી. અને જેને અંતે સરકારને પોતાની

મૂલ કબુલ કરવી પડી હતી. અને જે ન્યાય તમને લડત વિના મળવો જોઇતો હતો તે લડત વિના મળ્યો હતો. કોણ જાણે તે સેવા માટે વલ્લભભાઇને આ જેલનું ઇનામ આપ્યું હશે!

આ સમયે તમારી પાસે પ્રશ્ન એકજ છે. જેને અંગે તેમને કેદ મળી, તે અંગે તમે શું કરશો અને મારે શું કરવું જોઇએ? કેટલાક મુખી તથા મતાદારોએ રાજીનામાં આપ્યાં છે, તેમને હું ધન્યવાદ આપું છું. પણ હજી એવા મતાદારો બેઠા છે, કે જેઓ મધમાખીની માફક પોતાનું મુખીપણું છોડી શકતા નથી. એ લોકો જાણે છે કે તેમાં કાંઇજ નથી. પગાર માટે મુખીપણું કરતા હોય એવું મારા જોવામાં નથી આવતું. મુખીને લોકો ઉપર જુલમ કરવાનો જે અધિકાર મળ્યો છે, તેને તેઓ વળગી રહેલા લાગે છે. તે ઓદ્ધાને લીધે કેટલોક સ્વાર્થ પણ સરતો હોય, પણ એ બધાને પ્રાર્થના કરવા ઇચ્છું છું, તમે તેમ કરીને તમારા ગામોને ચુસવાના કામમાં ફાળો આપો છો. શું હજી પણ તમારી આંખો નથી ઉઘડી કે સરકાર કેવી લુટ ચલાવે છે?

પ્રત્યેક ગામમાં સરકારની સત્તાની નિશાની એ મુખી, તલાટી અને રાવણીયા છે. અને તે ગામડાઓને લુટવામાં ભાગીદાર બને છે. એમાં નથી ભુષણ મુખીનું, તલાટીનું કે રાવણીયાનું. તેમજ નથી એ ગ્રામવાસીઓનું, કે જેઓ મુઠીભર માણસોથી ડરી જાય છે.

## સરદાર સાથેની યોજના

આ જુલમ કે જે લોકો ઉપર ચાલે છે, તે દૂર કરવા સારૂ વલ્લભભાઇ અહિ મથી રહ્યા હતા, અને તે તેમનો ગુન્હો. તેમણે

ભાષણ કર્યું ન હતું, તેમનાથી તોફાન થાય એવું પણ ન હતું, અને તે કલેક્ટર, મામલતદાર બધા મનમાં સમજતા હતા. સરદાર કાંઇ તોફાન કરાવવા નહોતા આવ્યા. તેમણે પોતાનું કોઇપણ કામ છુપું રાખ્યું ન હતું, અને સત્યાગ્રહી તે નજ રાખી શકે. તેઓ મારો રસ્તો સાફ કરવા સારૂ આવ્યા હતા. તેમને તો મીઠાના કાયદાનો ભંગ કરવાનોજ ન હતો. અમારા બંને વચ્ચે યોજના એજ હતી કે મીઠાના કાયદાના ભંગની શરૂઆત મારેજ કરવી, અને મારી સાથે આવેલા આ તેમના ૮૦ સૈનિકો સાથે કરવી.

મેજીસ્ટ્રેટ કે કલેક્ટર પણ ગુનોહ નહોતા જાણતા. તેમને તો નકામા કાયદાની કલમથી પકડવામાં આવ્યા હતા. અને સજા કરી તે પણ ત્રણ મહિનાનીજ જેલની. એમને ત્રણ મહિનાની સજા કરતા તો સરકારે લાજે, અને વલ્લભભાઇ પણ લાજે છે. તેમને તો ૭–૮ વર્ષની જન્મ ટીપ હોય.

મારી સાથે આવેલાઓને કદાચ ત્રણ મહિનાની સજા આપે તો તે તો શોભે, પણ મને ત્રણ મહિનાની જેલ આપે તે શું સરકારને શોભે કે? રાજદ્રોહનો ગુન્હો તો હું કેટલાય વર્ષથી કરૂં છું. હું તો પોકારીને કહેતો આવ્યો છું, કે આ રાજ્યનો દ્રોહ કરવો એ આપણો ધર્મ છે. જે રાજ્યમાં ગેરઇન્સાફ થતો હોય, જે રાજ્યમાં મીઠા પર જુલ્મી કર નંખાતો હોય, જે રાજ્યમાં દરવાનો તથા પોલીસના ખર્ચ માટે લખલુટ ખર્ચ થતું હોય, જે રાજ્યમાં સુબો લોકોની આવક કરતાં પાંચ હજારગણો પગાર લેતો હોય, જે રાજ્યમાં ૨૫ કરોડ સરાબ અને ખાવાપીવા પાછળ જતા હોય, જે રાજ્યમાં ૬૦

કરોડનું કાપડ બહાર ગામથી આવતું હોય અને જ્યાં દેશનાં લોકો બેકાર હોય ત્યાં તે રાજ્યનો નાશ કરવો, દ્રોહ કરવો, એ આપણો ધર્મ છે. અને ઇશ્વર પાસે પણ માગણી કરીએ, કે એ રાજ્યનો નાશ કરે. એ ધર્મ એ મારે માટે ગુહનો હતો અને એક વાર પકડાઇ ગયો

પણ મારા અને આ સરકારના કમનશીબે હું માંદો પડયો અને સજાના વર્ષ પૂરા ન થયાં, તે પહેલાં છુટયો. વળી પાછું મારે માટે વાદળ કે સામૈયું આવી ગયું છે કે મારે પકડાવાનો સમય આવ્યો છે. જો મને પકડે, તો તો સારી વાત છે, પણ મને જો ત્રણ મહિનાની સજા આપે તો મારે તો હસવા જેવું અને મેજીસ્ટ્રેટને શરમાવા જેવું થાય. રાજદ્રોહ કરનારને તો કાળા પાણીએ, ફાંસીએ પણ મોકલી શકાય ! અને તે મણુ જ્યારે કોઇ માણસ પોકારી પોકારીને કહે કે હું તો રાજદ્રોહ કરૂ છું, ત્યારે તેના તો શું હાલ થાય ?

## દરબારની સેવા માટે શું કરશો ?

પણ સરકાર કરે શું ? તેને થયું હશે, કે સરદારને પકડીશું એટલે લોકો દબાઇ જશે પણ તમે તો આજે આટલા બધા આવ્યા છો અને દબાયા નથી. તેમની કેદ એ તો ઉત્સવ છે અને મારી કેદને પણ ઉત્સવ બનાવશો ! પણ ઉત્સવ કરાવીને તમે બેસી રહેશો કે ? મુખી મતાદારો હજી પણ પોતાના અમલ ઉપર બેસી રહેશે અને મેલા ઉપર માખી ચોટી રહે તેમ ચોટી રહેશે તો તે દુઃખની વાત છે અને આ તાલુકો કે જેમાં દરબાર ગોપાળદાસે રાજપાટ છોડી દઇને, આટલી બધી સેવા કરી છે, તેમને માટે શું કરવાના ? જો તમે કાંઇ ન કરી શકો, તો તમે તેમની પાસેથી હિંમત અને

ત્યાગની ચાવી ન લઇ કશયા એમ કહેવાશે. તમે પૈસા આપ્યા તેની કિંમત નથી. કરોડ રૂપીયા તો મેં સહેજે ઉઘરાવ્યા હતા. અને તેનું કામ પણ થયેલું છે. મારે આજે પૈસાની જરૂર નથી જરૂર તો છે તમારી. તમે બધા કહો કે મીઠાના કાયદાને ભાગવાનો વારો આવે ત્યારે અત્રે બધા બેઠા છીએ.

સ્ત્રીઓને હું હમણાં લઇ જવાનો નથી પણ તેમનાં પણ નામ માગું છે, ધર્મયુદ્ધમાં તેમણે પણ હિસ્સો આપવાનો છે. આ તો આપણે બળી મરવાનો ધંધો લઇ બેઠા છીએ અને આખા જગતની સાચી લાગણી પેદા કરશું અને સરકારની લાગણી પણ પીગળશે.

આજે તો સરકાર ન્યાય સામે અન્યાય કરવા બેઠી છે. સેનગુપ્તા બંગાળના મોટા માણસને વલ્લભભાઇની માફક પકડી રંગુન મોકલ્યા આ તો અન્યાય છે, તેને ટકાવી રાખવા વધારે અન્યાય કરવામાં આવે છે. પ્રજા કકળી ઉઠે ત્યારે સરકારે તો કહેવું જોઇએ, કે ચાલો મીઠાનો કર કાઢી નાખીએ છીએ. પણ તેને તેમ પોસાય તેમ નથી. તેમ કરે તો તેનો ધંધો ચાલ્યો જાય. કરોડો રૂપીયા હિંદમાં રહી જાય અને હિંદુ, મુસલમાન, પારસી, શીખ બધા સુખી થાય, તેને તો તે પૈસા ઇંગ્લાંડ લઇ જવા છે. એટલે આટલા બધા ત્રાસમાંથી છુટવા માટે આ મીઠાના કાયદાનો ભંગ કરવાનું પહેલું પગથીયું છે. તેનો ભંગ આપણે એટલે સુધી કરીશું કે આપણે મરી જઇશું અને તેને કરવું હોય તે કરે. આ કામમાં હું તમારા બધાનો હિસ્સો માગુ છું.

અંતમાં મહાત્માજીએ હ્રદયસ્પર્શિ ભાષામાં દારૂના બહિષ્કારની તથા વીલાયતી કાપડના બહિષ્કારની અપીલ કરી હતી અને જણાવ્યું હતું કે તમે ખાદી પહેરીને ૬૦ કરોડ રૂપીયાનું દેશનું ધન બચાવી શકો છો. તો શું એટલું પણ ના કરો?

બાદ સભાનુ કામ પૂરૂં થયું હતું.

# બોરસદ (૧૧)

## બોરસદમાં ગાંધીજી.

બોરસદ, તા. ૧૯ મી મારચ

મહાત્મા ગાંધીજી આજે સાંજે નાપાથી બોરસદ તરફ કુચ કરવા પોતાના સૈનિકો સાથે "મહાત્મા ગાંધીજીની જય"ના પોકારો વચ્ચે નીકળી પડયા હતા. બોરસદ ખાતે કેટલીક વધારાની પોલીસ આવેલી હોવાથી અને મહાત્માજીની બોરસદ અથવા રાસ ખાતે ધરપકડ કરવામાં આવનાર છે એવી ઠેર ઠેર સખ્ત અફવા ચાલી રહેલી હોવાથી, લોકોમાં વિવિધ પ્રકારની વાર્તા આજ બપોરથી ચાલુ રહી હતી. મહાત્માજીના સત્કાર માટે આખું બોરસદ ઉતરી પડયું હતું.

મહાત્માજીનો ઉતારો બોરસદમાં સરકારી શાળામાં આપવામાં આવેલો હોવાથી, સભા પણ રાતના નવ વાગે શાળાના મકાનમાં રાખવામાં આવી હતી. સભામાં લોકોએ ઘણી મોટી સંખ્યામાં હાજરી આપી હતી અને તેમાં મહાત્માજીએ નીચે મુજબ ભાષણ કર્યું હતું,

ભાષણ તમે સમજી ગયા હશો, કે આટલે ઉંચે સ્થાનેથી કાંઇ કહેવાનું કહી રહયો છું તેનું કારણ એકજ છે કે મારો અવાજ આ મોટા જલસાને પહોંચી શકે. જે મુખીઓ, મતાદારો તથા રાવણીયા ભાઇઓએ રાજીનામાં આપ્યાં છે તેમને ધન્યવાદ આપું છું. ખરી દ્રષ્ટિએ

તેમણે રાજીનામું આપી થોડું પાપ ધોયું છે અને પ્રાયશ્ચિત કર્યું છે. સરદાર વલ્લભભાઇ જે બોરસદમાં તમારે અર્થે છાવણી રાખી બેઠા હતા અને છેવટે ન્યાય અપાવ્યો હતો તેનો તમે જવાબ વાળ્યો છે. અને હજી જો મુખી રાવણીયાઓ વગેરે બેઠા હોય તે કાંઇ શોભે તેમ નથી. જેમણે રાજીનામાં આપી પોતાના ધર્મનું પાલન કર્યું છે, તેમણે પોતાની ફરજ અદા કરી છે, એમ કહેતા પણ મને સંકોચ થતો નથી.

મને આશા છે કે આ તાલુકામાંથી એક પણ મુખી, મતાદાર કે રાવણીયા રાજીનામા આપવામાં બાકી નહિ રહે, અને જ્યાં સુધી પૂર્ણ સ્વરાજ્યની સ્થાપના નથી થઇ, ત્યાં સુધી સરકારની કોઇ પણ નોકરી લેવાનો ત્યાગ કરશો. અને મને આશા છે કે મુખીઓની માફક તલાટી પણ રાજીનામાં આપશે: ગામડામાં સરકારની સત્તા ત્રણ રીતે ચાલે છે. મુખીઓ, પટેલો તથા રાવણીયાઓથી. એ સત્તાના બદલામાં ભલે શહેરોમાં કાંઇ મળતું હોય, પણ ગામડાંઓને તો કાંઇજ મળતું નથી!

એથીજ હું કહું છું કે આ રાજ્ય સેતાનીયત છે. તેની પ્રવૃત્તી રાક્ષસી પ્રવૃત્તિ છે, અને તેનો તો નાશજ કરવો એ દરેકનો ધર્મ છે. હું તો નીરંતર પ્રાર્થના કરી રહ્યો છું પ્રભુને, કે તેનો જેટલો બની શકે તેટલો વહેલો ક્ષય થાઓ !

હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં સમજાવવા પ્રયત્ન કરૂં છું કે તમે આમાં સામેલ થાઓ. એનાજ ઇતિહાસકારો અને અમલદારો કહે છે, કે ત્રીસ કરોડમાંથી ૧૦ કરોડ માણસોને એકવાર ખાવાનું

પણ મળતું નથી અને અધમુવા પડયા રહે છે, રાતના સુએ છે ત્યારે ભુખે સુએ છે. તેઓ શું સમજી શકે? આપણે તેમને શું સમજાવવાના છીએ, કે જ્યાં સુધી તેમને ખાવા સારૂ ખોરાક કે બીજા કસાનો બંદોબસ્ત કર્યો ના હોય, આપણે તો તેમને ખવડાવ્યું નથી ત્યાં સુધી ખાવાનો અધિકાર પણ નથી.

રાજ્ય ચલાવનારાઓનું હૃદય ભલે પત્થર જેવું હોય, પણ મારો વિશ્વાસ છે કે જ્વારે હિંદના કરોડો લોકો હું કરૂં છું તેવી હૃદય પૂર્વક પ્રાર્થના કરશે, ત્યારે ઇશ્વરનું હૃદય પીગળશે. હું કોઇને ભમાવવા ઇચ્છતો નથી પણ મારૂં મન જે સાક્ષી આપે છે તે ખરૂં જ હશે. એક સમય એવો હતો કે જ્યારે હું સરકારનો સખત વફાદાર હતો. અને બધાને વફાદારી શીખવતો હતો. હું God Save the King નું ગીત ગાતો હતો અને કેટલાક સગાંને શીખવેલું પણ ખરૂં. પણ આંખના પડળ ઉઘડયાં; ભ્રમણા ભાંગી અને સમજ્યો કે જે સલ્તનતની હું આબાદી ઇચ્છું છું તેને વફાદાર રહેવું તે ગુન્હો છે–પાપ છે. તેથી રાજદ્રોહ એ મારો ધર્મ કરી બેઠેલો છું અને કહેતો રહ્યો છું કે આ રાજ્યને વફાદાર રહેવું છે પાપ છે. વફાદાર રહેવું એટલે એ કે સરકારનું શુભ ઇચ્છવું અને હિંદનું અશુભ ઇચ્છવું. વફાદારીના બદલામાં મળે છે તે લેંકેશાયરના ચીથરાં આ રાજ્યનીતિ કબુલ કરવી તે દેશની ગરીબ પ્રજાને દ્રોહ કરવા સમાન છે.

હું તમને જે કહું છું તે તમે સમજો. મીઠાનો કાયદો ભંગ કરવામાં તમારાં આશીર્વાદ માગું છું. આમ રાજદ્રોહ કરવા છતાં હું તેમાં મારો ધર્મ માનું છું. છતાં આપણે રાજ્યકર્તાનો નાશ નથી

ઇચ્છતા, પણ તેને સલામી થઇ શકે તેમ નથી. તેને આ યુધ્ધ કરીને આપણે નોટીશ આપીએ છીએ કે હિંદ પ્રત્યે જે પાપ ચાલે છે તે ધુઓ, નહિ તો સમજજો કે આજે તો મીઠાના કાયદાનો અમે અમલ કર્યો છે, પણ પછી તો બીજા એવા કાયદા સામે પણ સામનો થવાનો છે. અને પછી તો એવો અસહયોગ થવાનો છે, કે તેની સામે તમો સામનો નહિ કરી શકો. તમને ફાંસીએ ચઢાવશે પણ કેટલાકને ? એક શીખ અંગ્રેજોને ૩૦ કરોડને ફાંસીએ ચઢાવતા કેટલો વખત જોઇએ તેનો હિસાબ તમેજ કાઢી લો.

આ રાજ્યનીતિ આપણને એવી કડવી લાગે છે કે તેનો નાશ કર્યા વિના છૂટકોજ નથી. હું તો છુટો હોઇશ તો પણ આ રાજ્યનતિનો નાશ કરવાનો છું અને કેદ હોઇશ તો પણ કરવાનો છું. જ્યાં લગી પ્રાણ છે ત્યાં સુધી એજ વસ્તું ઇચ્છી રહ્યો છું. દીવાની ખરચો, લશ્કરી ખરચો કે મીઠાનો કર સાચો છે એમ તો કોઇ પણ કહેતું નથી.

કોન્સ્ટેબલ કરતાં જરા વધારે સત્તાવાળાને મીઠાના કાયદા સંબંધમાં કોઇ સત્તા આપી છે. કાયદામાં તો ગરીબનું મીઠું ડોળતા પણ અચકાવવાના નથી. આ કરનો કાયદો એ તો એક જુલમ છે, રાક્ષસી નીતિ છે. અને એની સામે થવું એ મારો ધર્મ છે.

અંતમાં તેમણે શિક્ષકો તથા વિદ્યાર્થીઓને આ લડતમાં જોશભેર જોડાવાની ભલામણ કરી જણાવ્યું હતું, કે મેં તો વાઇસ-રોયને આ કર કાઢવા સાષ્ટાંગ નમસ્કાર કર્યા હતા, છતાં કાંઇ કામ નથી આવ્યું અને હું તો બળવાખોર કહેવાવું છું અને તેમ કહેવામાં મને આનંદ છે.

બાદ મીટીંગનું કાર્ય રાતના ૯ાા વાગતાં ખતમ થયું હતું.



# રાસ (૧૨)

## રાસ સરદાર માટે શું કરે?

### ગાંધીજીનું યાદગાર પ્રવચન

રાસ, તા. ૧૯ મી માર્ચ.

આજ સુધીમાં રાજીનામાં આપનારા પોલીસ પટેલો, મતાદારો તથા રાવણીયાની સંખ્યા અનુક્રમે ૨૪, ૬૦ તથા ૨૨ ની થવા પામી છે. અત્યાર સુધીમાં નીચેના ગામોના પોલીસ પટેલોએ રાજીનામાં આપ્યાં છેઃ—નવાગામ, ડભાણ, ભુમેલ, નડિયાદ, મહેલજ, વાસણા, સંદાસર, ઇસરામા, રૂપીઆપુરા, રાસ, વીરસદ, વડાદલા, ખાનપુર, દંતારણ, ધુંદાકુવા, જંમાલ, બનેજડા, વત્રા, કતકપુરા, દાનીલીમડી, હરેરી, અસલાલી, વાવડી અને વડતાલ.

મહાત્માજી બરાબર ત્રણ વાગતાં સભામાં આવી પહોંચતાં લોકોએ તેમને "મહાત્મા ગાંધીજીની જય" ના પોકારો વચ્ચે સત્કાર આપી, આખો મંડપ ગજાવી મૂકયો હતો. અમદાવાદથી પણ કેટલાક લોકો આ સભામાં આવી પહોંચ્યા હતા. મહાત્માજીની બેઠક એક ઉંચી પાટ ઉપર ગોઠવવામાં આવી હતી.

સભાનું કામ સંગીતાચાર્ય શ્રી. ખરેએ "રઘુપતીરાવ રાજારામ'ની ધુનથી તથા "પ્રાણ જાય અરૂ વચન ન જાઇ." ના ગીતથી શરૂ કર્યું હતું.

બાદ શ્રી. રવિશંકરે શ્રી. વલ્લભભાઇની સુચનાનો અમલ કરી તેમના ઋણમાંથી મુકત થવુ જોઇએ, એમ દર્શાવી જણાવ્યું હતું કે સરદાર વલ્લભભાઇને સરકારે પકડયા અને ગેરકાયદેસર ગીરફતાર કર્યા છે, તે માટે બીજા ગામોની માફક રાસના પટેલે તથા નવ મતાદારોએ પોતાના રાજીનામાં આપી દીધાં છે. આ ઉપરાંત સારોલ ગામના દારૂના પીઠાવાળા ભાઇએ પણ દારૂ નહિ વેચવા જણાવ્યું છે.

મહાત્માજીએ ત્યાર બાદ વિવેચન કરતાં જણાવ્યું હતું કે બોરસદ તાલુકામાં અને રાસમાં મને આ પહેલો પ્રવેશ નથી. રાસનાં થોડાં મીઠાં અને કડવાં સ્મરણો પણ રહી ગયાં છે. તમે બતાવેલી હિંમત ભુલી નથી ગયો.

પણ આજે રાસ ઉપર તો ભારે જવાબદારી આવી પડી છે. કોઇના સ્વપ્નામાં ન હતું, કે તે અહિં પકડાશે. અમે તો માનતા હતા કે તેઓ તો મારો રસ્તો સાફ કરવા નીકળ્યા હતા. પણ તે અહિં પકડાયા. ખેડા જીલ્લા કરતાં પણ રાસ ઉપર તેમનો વધારે હક છે. તેમનો વિચાર રાસમાં ભાષણ કરવાનો તોજ નહિ. પણ તમારા પ્રેમને લીધેજ કર્યું હતું અને તે તેમનું પાપ હતું.

એને સારૂં રાસ શું કરે? અહીં પટેલો, રાવણીયા વગેરેએ રાજીનામાં આપ્યાં છે તેમને મુબારકબાદી આપું છું. દારૂવાળા ભાઇનો ત્યાગ મુખી મતાદારો કરતાં એક અંશે વધારે છે. મુખી કે મતાદારે પૈસાનું બહુ ખોવાનું નથી પણ આ ભાઇને તો છે. પણ રાસની પાસે તો રાસના ધર્મનું પાલન કરાવવાનું છે.

મેં સાંભળ્યું છે કે રાસમાંથી ૫૦૦ સ્વયંસેવકો મળશે, મીઠું પકવશે અને પોતાની જાતને પકડાવશે. મીઠાનો કર ઉઘરાવવા કેટલો

ત્રાસ કરવામાં આવ્યો હતો તે તો છાપાંઓમાં આવેલુંજ છે. જે સરકાર ગરીબ માણસોને પછી સજા કરે કે જે કામ આપણા પૂર્વજો કરતા હતા તે નભાવી શકાય નહિ. બાળક મીઠું લે તો તેને પણ સજા થાય તે કેવો ન્યાય ?

કાયદો એ છે કે અમે દરિઆ કિનારે જો મીઠું પકવીએ તો અમને ગમે તે કરી શકે. અમે સાંભળ્યું છે કે અમારી પાસેથી મીઠું ઝુટવી લેશે, તે તો ઝુટવી લેશે ત્યારે જણાશે કે કેટલી વીશીએ સો થાય છે. તે તો અમે તે વખતે જોઇ લઇશું.

પણ રાસના માણસો જેની પાસેથી સરદારને ઝુંટવી ગયા તે શું કરશે ? આજે એક વૃદ્ધ પુરુષ પૂછતા હતા કે વલ્લભભાઇ છુટશે ખરા ? જો તમે બધા સાચા થાઓ અને સ્ત્રીઓ અને પુરુષો એમ કહો, કે અમારે નથી જોઇતાં ઘર કે બાર, પણ અમે તો બારવટે નીકળ્યા છીએ, તો વલ્લભભાઇ જલદી છુટી શકે. તમારી પાસે તો મીઠું પકવવાનું પણ પાસે છે.

સરદારને ત્રણ મહિનાની જેલ મળી, તો તમને કેટલી મળે ? પણ મારે તો તમને ચેતાવવાના છે, કે જ્યાં સુધી આ રાજ્યનો નાશ થયો, નથી ત્યાં સુધી તમારે ઝુંટયા કરવાનું છે, અને તે તમારો ધર્મ છે. વલ્લભભાઇ પૂર્ણ સ્વરાજ્ય માટે જેલમાં ગયા છે. તેમના શબ્દો પૂર્ણ સ્વરાજ્ય માટે, મારો રસ્તો સાફ કરવા માટે નીકળવાના હતા, અને તે શબ્દોનું પાલન કરવું એ તમારો ધર્મ છે.

જે ધર્મ તમારી પાસે પળાવવા ઇચ્છું છું તે રાજદ્રોહનો ધર્મ છે જે રાજ્યનીતિથી લોકો ચુસાતા જાય છે, તેનો નાશ કરવો એ

આપણો ધર્મ છે. ધાર્મીક પુરુષ અધર્મનું જો કામ કરે તો તેનો પણ નાશ કરવો જોઇએ. જો આ રાજ્યનીતિનો નાશ કરવાનો તમો બધા સંકલ્પ કરો, તો વલ્લભભાઇને ત્રણ મહિનાના પહેલાં છોડી શકો.

દેશમાં જે જાગૃતિ છે તે ખાદી વિના થવાની નથી. સુતરનો ધાગો દેશના કંગાળ લોકોને બાંધનારો છે, અને તે તાંતણો જો લોકો જાણે તો ખાવાનું નથી મળતું તો જરૂર મળવાનું છે. જે સમયે કંગાળો સાથે સંબંધ બંધાશે, ત્યારે સ્વરાજ્ય એની મેળે આવવાનું છે! આ યુદ્ધની કલ્પના પણ મારે મન અકલ્પીત હતી, જો ખાદીનું કામ પણ ચાલ્યું હોત તો.

એટલો નાનો ત્યાગ કરવા તમે તૈયાર ના હોવ, તો વધારે ત્યાગની ઇચ્છા કેમ રાખું? જો ખુદાની ઇચ્છા મુજબ વલ્લભભાઇને ત્રણ મહિના પહેલાં છોડાવવા હોય, તો તે કામ તરત ઉપાડી લેજો. આજે પણ તમે ઇચ્છો તો વગર પૈસે કાપડ પેદા કરી શકો છો.

બાદ સભાનું કાર્ય ખતમ થયું હતું.



# કુંકાપુરી ( ૫૩ )

કારેલી, તા. ૨૦ મી માર્ચ.

ગઇ કાલે મહાત્મા ગાંધીજી અને તેમની સેના રાસથી કંકાપુર કુચ કરતી હતી, ત્યાં માર્ગમાં દેવના ગામમાં ૧૦૫ વર્ષના એક વૃદ્ધ ડોશીમા ગાંધીજીના દર્શને આવ્યા હતા. તેમણે ગાંધીજીની ચરણરજ લઇને તેમના કપાળ પર કુંમકુંમનો ચાલ્યો કર્યો હતો અને સ્વરાજ્ય લઇને પાછા ફરવાની આશિષ આપી હતી.

•

મહાત્મા ગાંધીજી ગઇ કાલે સાંજના ૭ વાગે રાસથી કનકાપુર જવા નીકળતાં, રસ્તામાં બબ્બે ત્રણ ત્રણ ખેતરો પાસે, તેમનાં દર્શન માટે ખેડુતોનાં ટોળા જામેલાંજ હતા. અને તેમની મહાત્માજી પ્રત્યેની શ્રદ્ધા અનહદ હતી.

## 'સ્વરાજ્ય લઇને વહેલા આવજો'

રસ્તામાં ભુમેલ ગામે ગામલોકનું ભારે ટોળું એકઠું થયું હતું જેમાં એક સ્ત્રી કે જેની વય ૧૦૫ ની કહેવામાં આવે છે તે મહાત્માજીનાં દર્શને આવી હતી અને હૃદયસ્પર્શી ભાષામા મહાત્માજીને વંદન કરતા તથા શ્રીફળ અને કુંકુંચોખા અર્પણ કરતાં કહ્યું હતું. " મહારાજ સ્વરાજ્ય લઇને વહેલા આવજો. "

મહાત્માજી—તમારા આશીર્વાદ છે તો તો આવીશું જને ?

ડોશીમા—અમારા શા આશીર્વાદ ? સ્વરાજ્ય લઇને વહેલા આવજો.

મહાત્માજી—સ્વરાજ્ય મળશે તો તો આવવાનું જ છે નહિ તો, પછી જોવાનું.

અત્રે મહાત્માજીને ઘણી સ્ત્રીઓએ શ્રીફળ તથા કુંકુંચોખા અર્પણ કર્યા હતા.

## કનકાપુરા ખાતે

બાદ મહાત્માજી આગળ વધ્યા હતા અને રાત્રે ૮ાા વાગે કનકાપુર જઇ પહોંચ્યા હતા. રાસમાં, આખે રસ્તે તેમની પાછળ લોકોની ભારે મેદની જામી હતી. બાદ રાત્રે મહાત્માજીએ કનકાપુરાના લોક સમક્ષ એક જાહેર ભાષણ આપ્યું હતું અને બધાને આ લડતમાં જોડાવા જણાવ્યું હતું.



# કારેલી (૧૪)

## ભરૂચ જીલ્લામાં પ્રવેશ

રાતના ૧૧ વાગ્યાના સુમારે મહાત્માજી તેમની ટુકડી સાથે કનકાપુરાથી કારેલી તરફ જવા મછવાની સહાયથી નીકળી પડયા હતા. મહી નદીના મહાન તટ પર આ સમયે રાત્રિના અગીઆર વાગ્યા છતાં, તેમજ ભારે અંધકાર હોવા છતાં, ભારે માનવમેદની જામી હતી. અને આજુબાજુના ગામ લોક પણ ત્યાં ઉતરી પડયા હતા. સાબરમતીના આ સંતને વિદાય આપવા સ્ત્રીઓ પણ નદીને કાંઠે એકઠી થઇ હતી. રાત્રિ અંધારી હતી અને પાણીના પટનો તો કાંઇ અંતજ દેખાતો નહતો. **આજનું દ્રષ્ય અનુપમ હતું અને તે હિન્દના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખી શકાશે.**

બરાબર સવા અગીઆર વાગતા મહાત્માજીની બોટ "મહાત્મા ગાંધીજીકી જય" ના પોકારો વચ્ચે કારેલી તરફ જવા ઉપડી હતી. સાથે બીજી તેમના સ્વયંસેવકોની હોડીઓએ પણ તેમની સાથે કુચ કરી હતી. નદીમાં પાણી ઉતરતું હોવાથી નદીની સામે પાર ઊતર્યા પછી કાદવમાં પણ બે માઇલ સુધી કુચ કરવાની હતી. બીજી પાર નીકળી જતાં રાત્રિના બાર વાગી ગયેલા હોવાથી, અને ઠંડા પવનના સુસવાટા પણ ચાલુજ હોવાથી, તે મુસાફરી ઘણી કઠિન થઇ પડે તેમ હતું. કારણ કે ચીકણા કાદવમાં પોતાનો માલ ખાંધે રાખી દરેકને બે માઇલની લાંબી મંજલ કરવાની હતી.

માટી ચીકટ હોવાથી ચાલનારને કેવી મુશ્કેલી પડી હશે તેનો ખ્યાલ બીજાને તો શો આવી શકે? એ માઇલ પસાર કરતાં તો બે કલાક થાય તેમ હતું. પરંતુ સ્વયંસેવકો ઉપરાંત બીજો પણ સમુદાય હોવાથી, ધીમે ધીમે તે રસ્તો 'મહાત્માજીની કુચ' ના કાર્યક્રમ વિષે વિરૂધ પ્રકારની ગોષ્ઠિ કરતા કરતા પસાર કરી ગયા હતા અને કાંઠે આવતાં કાંઇક આરામ મલ્યો હતો.

## પં. જવાહીરલાલનો ભેટો

કીચડ તો એવો જામી ગયેલો હતો કે જાણે પગમાં ઓવર બુટ પહેર્યા ના હોય અને પગ પણ ત્રણ ત્રણ વાર પાણીથી સાફ કર્યા ત્યારે પણ પરાણે સાફ થયા. મહાત્માજીના કુચના કાર્યક્રમમાં ખરો કસોટીનો દિવસ આજનોજ હતો. મહાત્માજી વગેરેનો ઉતારો કાંઠા ઉપર સુકી જમીન ઉપર ખુલ્લા મેદાનમાં રાખવામાં આવ્યો હતો.

## ખુલ્લા મેદાનમાં ઉતારો

આટલો બધો આખા દિવસનો શ્રમ હોવા છતાં, મહાત્માજી તો રાત્રે ત્રણે વાગે જાગી ઉઠયા હતા, અને પોતાનું કામ શરૂ કર્યું હતું. પંડિત જવાહીરલાલ નહેરૂ સવારમાં સાડાચાર વાગે કનકાપુરાને રસ્તે થઇને બોટમાં થઇ, કાંઠા ઉપરના મુકામ ઉપર આવી પહોંચ્યા હતા અને મહાત્માજી સાથે ખાનગીમાં ચર્ચા ચલાવી હતી.

બાદ સવારના ૬ વાગતાં મહાત્માજી પોતાની ટુકડી સાથે કારેલી તરફ જવા ઉપડયા હતા. અને ત્યાં પણ રસ્તામાં લોકોએ તેમનો ભારે સત્કાર કર્યો હતો અને ગામમાં તેમનાં દર્શનાર્થે લોકોની ભારે મેદની જામી હતી.

જંબુસર, તા૦ ૨૦ મી માર્ચ.

મહાત્મા ગાંધી ગઇ કાલે રાતે ૧૧-૩૦ વાગે કંકાપુરથી "ગાંધીજીકી જય" ના ગગનભેદી પોકારો વચ્ચે બોટમાં મહીસાગર ઓળંગવા ઉપડયા હતા અને બે કલાકની મુસાફરી પછી કિનારે જઇ પુગ્યા હતા. તેમને બે માઇલ લાંબો નદીનો રેતાળ, મઇડ અને ઘુંટણપુર પાણીવાળો પટ ઓળંગવો પડયો હતો. શ્રમવાળી મુસાફરી પછી રાતના ત્રણ વાગે ગાંધીજી પંડિત જવાહીરલાલ સાથે મસલત કરતા બેઠા હતા. પંડિત જવાહીરલાલજી કંકાપુરથી રાતના ૪-૩૦ વાગે ગાંધીજી સમક્ષ આવી પહોંચ્યા હતા.

ગાંધીજીએ જવાહીરલાલ અને પોતાની સેના સાથે નદી કિનારેથી સવારના છ વાગે કુચ શરૂ કરી હતી અને સવારના સાડા સાત વાગે તેઓ કારેલી જઇ પુગ્યા હતા. ત્યાંના લોકોએ ભારે ઉત્સાહથી ગાંધીજીનો સત્કાર કર્યો હતો. લગભગ આઠ હજાર માણસોની જાહેર સભા મળી હતી. ગાંધીજીએ સ્થાનિક મુખી અને મતદારોને રાજીનામાં આપવા માટે અભિનંદન આપી જણાવ્યું હતું, કે તમારે બધાએ મીઠા વેરા સામેના સત્યાગ્રહમાં સામેલ થવું જોઇએ. મીઠાં વેરો ગરીબો પર અસર કરતા છે અને તેથી અમને આ ચળવળ હાથ ધરવાની ફરજ પડી છે. તમે મહી નદીના પાણીમાંથી મીઠું બનાવી શકો છો.

ગાંધીજીએ છેવટે ગામ લોકોને ખાદી ધારણ કરવાની અને મહાસભા કહે તે મુજબ ચાલવાની અપીલ કરી હતી.

# કારેલીમાં ગાંધીજી

કારેલી, તા. ૨૦ મી માર્ચ.

મહાત્મા ગાંધીજી આજ રોજ કારેલી આવી પહોંચ્યા બાદ આખો દિવસ તેમના ઉતારા પાસે લોકોની ઠઠ ચાલુ રહી હતી. અને સભાનો સમય ત્રણ વાગ્યાનો હોવા છતાં, બાર વાગ્યાથી લોકોની મેદની જામી ગઇ હતી. સભામાં આશરે ૮ થી દસ હજાર માણસોએ હાજરી આપી હતી. જેમાં સ્ત્રીઓની સંખ્યા એક હજારની હતી.

શરૂઆતમાં પ્રાર્થના થવા બાદ ભરૂચ જીલ્લા સમિતિના પ્રેસીડન્ટ ડો. ચંદુલાલ મણિલાલ દેશાઇએ નીચે મુજબ તાલુકાની સ્થિતિ રજુ કરી હતી.

તેમણે જણાવ્યું હતું કે ભરૂચ જીલ્લામાં અમને ભય હતો કે બાપુજી ખેડા જીલ્લો વટાવી અહિં આવી ન શકે. પણ અમારી અંતઃકરણની લાગણી હતી, તેથી આપ આવી શકયા છો. આ જીલ્લામાં જો કે કાંઇ ચળવળ ચલાવી નથી, તો પણ ભારે જાગૃતિ આવી છે અને આ જીલ્લામાંથી પટેલો સારી સંખ્યામાં રાજીનામાં આપશે એમ લાગે છે. આ જીલ્લામાં હિંદુ મુસલમાનની વસ્તી બહુ છે, અને અમને આશા છે, કે મુસલમાનો પણ સારી સંખ્યામાં રાજીનામાં આપશે.

આ જીલ્લાના ૪૦૦ ગામ છે. અને અમે પાંચ હજાર સ્વંસેવકોની માગણી કરી છે, અને અમને આશા છે કે આ જીલ્લો સારી આશા આપશે.

## મહાત્માજીનું ભાષણ

ભાઇઓ અને બ્હેનો.

ભરૂચ જીલ્લામાં આ લડતને અંગે આજે પહેલો પ્રસંગ છે. અને તે વખતે મારૂં અને મારા સાથીઓનું તમે જે સ્વાગત કર્યું છે તે માટે હું તમારો સૌનો આભાર માનું છું, અને આપણા કહો કે ભરૂચ જીલ્લાના સદ્‌ભાગ્ય છે, કે પંડિત જવાહીરલાલ ગુજરાતની લડતમાં પહેલીજવાર અહિં આવી ગયા. અને જેટલી ઉતાવળથી આવ્યા, તેટલીજ ઉતાવળથી તેમના કામ માટે પાછા ગયા. પ્રભુ કરશે તો તેમનું કામ આટોપી લઇ, જંબુસર મુકામે પાછા આવી પહોંચશે.

## ૭૦૦ પટેલો રાજીનામું આપે તો ?

આજે બપારે ગાંધીજીએ જંગી જાહેર સભા સમક્ષ પ્રવચન આપતાં જણાવ્યું હતું, કે જો ભરૂચ જીલ્લાના ૭૦૦ ગામોના પોલીસ પટેલો રાજીનામા આપે તો મને ખાત્રી છે કે, સ્વરાજ્યને નજીક લાવી શકાશે. હિંદના સાત લાખ ગામડામાં ગેર રાજ્ય છે. આ ગામડાને હિતકારક એક પણ વસ્તુ કરવામાં આવતી નથી. આ સાત લાખ ગામડામાં સાત લાખ પ્રાથમિક શાળાઓ પણ નથી. જ્યારે આપણે સ્વરાજ્ય મેળવીશું ત્યારે આ બધી સ્થિતિ સુધરશે અને ત્યારે બધાને રોટલો મળશે. હું તમને મીઠા વેરા સામેના સત્યાગ્રહમાં

મોટી સંખ્યામાં હાજર થઇ, મને સહાય કરવાની અપીલ કરૂં છું. તમારા સમક્ષ બીજો કશો માગ નથી. કાં તો તમે મીઠા વેરાના કાયદાને કાઢો અથવા તમે મરી જાઓ!

ચંદુભાઇએ તમારે માટે જે આશા બતાવી છે તે એ બતાવેજ. કારણ કે એનામાં મહત્વાકાંક્ષા રહેલી છે. તે પણ મારા જેવા આશાવાદી છે. પાંચ લાખમાંથી પાંચ હજાર સ્વયંસેવકો નોંધવાની વાત જરા વધારે ન કહેવાય. દરેક ગામના મુખી પટેલ અને રાવણીઆ રાજીનામા આપો, એમ હું ઇચ્છું છું. છતાં હજુ સત્યયુગ નથી થયો. જીલ્લાના ૪૦૦ ગામમાંથી કોઇ પાછું ન હઠે, પણ એકવાર જે રાજીનામાં આપે તે પાછળથી પાછા ખેંચી લે, તો એ શરમ ભરેલું ગણાય! જે રાજીનામાં અપાય, તે નાટકી ન હોવા જોઇએ. તમે બધા તૈયાર થશો, તો મારી ખાત્રી છે, કે આપણને જેલમાં પણ નહિ પૂરે.

## પટેલોને

મુખીપણું એક ગંદી વસ્તુ છે. જેમ માખીએ ખરાબ વસ્તુઓ ઉપર વળગી રહે છે તેમ આપણાથી ન થાય. તમને મુખીપણાનો એવો મોહ ન હોવો જોઇએ કે જો હું છોડીશ તો બીજો લઇ લેશે, એ ભય રાખવો નકામો છે. એતો શુદ્ધ મનથી ત્યાગ કરવો જોઇએ. તે સિવાય એમને એમ અપાયેલાં રાજીનામા નીરર્થક જશે. ખરી વખતે તમે દગો દો તો તમારે માટે શું ધારી શકાય? તમે મામલતદાર પાસે જઇ પોકાર કરો, કે હું તો ત્રાસથી છુટવા માટે નાજીનામું આપનાર હતો અને આપનો વફાદાર સેવક છું. અને

મામલતદાર તમને ડરાવી વળી પાછા તમારી જગ્યાએ તમને નીમે તો એમાંથી કાંઇ સ્વાદ નહિ આવે. રાજીનામા આપ્યા પછી તમને ડરાવે, લલચાવે તોપણ જે મુખી કહે કે અમારે તમારા રાજમાં મુખીપણું નથી કરવું તો હું એ સાચું માનું. બીજે ઠેકાણેથી આવા રાજીનામાં આવી ગયાં છે. તમારો નિશ્ચય ઠેઠ સુધી ટકો એમ હું ઇચ્છું છું.

## ગરીબનો બોજો

તમે સમજો કે હું શું કરવા નીકળ્યો છું, અને મારી સાથે જે સંઘ છે તેની શી ઉમેદ છે, વિઘોટી ભરવાનો ત્રાસ હોય છે. પણ વિઘોટીનો કર તો જેની પાસે જમીન હોય તેને માથે હોય છે. એ કાંઇ સ્ત્રીઓને કે બચ્ચાઓને નથી પડતી, પણ એક એવી વસ્તુ છે જેનો કર બાળક અને સ્ત્રીઓને, ગરીબ અને તવંગર સૌને આપવો પડે છે. કરોડપતિ પણ આપે છે. પણ ગરીબ વધારે આપે છે. કારણ કે ગરીબને મસાલા મળે નહિ, એટલે એને વધારે જોઇએ. ગરીબને રોટલામાં સ્વાદ લાવવા માટે એકજ વસ્તુ કે મસાલો તે મીઠું. તેને પણ સરખોજ કર આપવો પડે છે. આવા અન્યાયી રાજ્યને હું રાક્ષસી રાજ્ય કહુ છું.

## 'સાત લાખ ગામોમાં અંધારૂં'

તમે ગુજરાતીમાં એક કવિતા તો વાંચી હશે. 'પુરી એક અંધેરી ને ગંડુ રાજા.' પણ અહિં કાંઇ એક અંધેરી નગરી નથી અહિં તો સાત લાખ ગામડામાં અંધારૂં છે. એક પણ ગામ સાફ-સુફ થતું હોય, તેના આરોગ્યની સંભાળ લેવાતી હોય, તેનાં બાળકોને કેળવણી મળતી હોય એવું નથી. નિશાળો પણ નથી.

સ્કૂલમાં પહેલાં દરેક ગામમાં મહેતો રહેતો અને નિશાળ ચાલતી, એ સાવ સાચી વાત છે. હવે એ જતું રહ્યું. આવા તો બીજા અનેક દાખલા બતાવી શકું. તેમાં ગરીબો પાયમાલ થતા હોય.

એવા રાજ્યતંત્રનો નાશ કરવો એ આપણો ધર્મ છે. અને એવું રાજ્યતંત્ર સ્થાપવું જેમાં ગરીબમાં ગરીબ માણસોને પૂરેપૂરું રક્ષણ મળે. અને હિંદુ મુસલમાન કે પારસી સૌને સરખો ન્યાય મળે. હમણાં તો જે ઢોંગી હોય, તે ફાવી જાય, ને સીધો ને મુંગો માણસ માર્યો જાય, એવી સ્થિતિ છે. આજે બળીઆના બે ભાગ છે. નબળા પાયમાલ થઇ જાય છે, આજે તો રોટલો પણ મળતો નથી. એવું રાજ થઇ ગયું છે.

આ સ્ત્રીઓ આવી છે એમના શરીર ઉપર પોતાના બનાવેલાં કપડાં નથી. એક વખત એવો હતો, જ્યારે આપણે જેમ હાથે રાંધેલો ખોરાક જમીએ છીએ,' તેમ હાથે બનાવેલાં કપડાં પહેરતાં. પણ નુર ઉડી ગયું છે. હવે આ રાજ્યતંત્રનો અંત લાવવો છે. તેથી પહેલાં તો મીઠાનો કર લીધો છે. અને એ કઢાવવો છે. અને એ મીઠું તો મહી નદીના કાંઠે પણ થાય છે. પણ દરબાર અને સરદારે મને કહ્યું, કે એ માટે જલાલપુર સુધી જવું એ ઠીક છે. ત્યાં જતાં કે મીઠું બનાવીને પકડશે તો પકડાવું છે. પણ ગંગાની કાવડ માફક એક ટુકડી તો ત્યાં પહોંચી આવવાનીજ છે.

મુખીઓ રાજીનામાં આપે એ તો જરૂરનું છેજ. પણ જેટલા સ્વયંસેવકો માગે તેટલા નીકળી પડો. હું તો આજેજ જોઇને આવ્યો કે ત્રણજ માઇલ દૂર તમે એમને એમ મીઠું પકાવી શકો છો. મહિનાના અમુક દિવસ મીઠાના થરના થર હોય છે. પણ એ ન

લેવાય. એ લેનારને ગુનેગાર ગણવામાં આવે છે. જ્યાં અંધેરરાજ ચાલે છે તેમાં તમને ગુનેગાર ગણશે. એ મીઠાનો કર કઢાવતાં પકડે, તો તમે જેલને વધાવી લેજો. પણ એ કામ તો કાંઇ આખો વખત નથી કરવાનું. ત્યારે બીજું શું કરવાના છો ? તમે સહેજ મન ઉપર લો, તો કપડાં પાછળ ખરચાતા કરોડો રૂપીયા બચાવી શકો છો. ગાયકવાડી હદવાળા મીઠાનો કર રદ કરવાનું કામ કરી શકે છે. પણ એ ન કરવું હોય, તો ખાદીનું કરી શકે છે. એ કામ તો સ્વરાજ્યનું અવિભાજ્ય અંગ છે, અને એ કામ ઉગી નીકળવાનું છે. શું જે કાંઇ કહ્યું તે સમજવાની બુદ્ધિ અને શકિત તમને ઇશ્વર આપે.

ગજેરા છાવણી, તા૦ ૨૧ મી માર્ચ.

પાંચ નવા સ્વયંસેવકો,—બે બંગાળમાંથી અને ત્રણ મદ્રાસમાંથી —સ્વયંસેવક દળમાં જોડાવા અહિ આવ્યા છે. ગાંધીજીએ તેમને દળમાં લેવાની ના પાડી હતી અને તાલીમ લેવા માટે આશ્રમમાં જવા કહ્યું હતું.

આજની સભા શરૂ થઇ તે પહેલાં એક વિચીત્ર બનાવ ધ્યાન પર આવ્યો હતો. ઉચ્ચવર્ણના લોકો બેઠા હતા, ત્યાંથી થોડે દૂર ગાંધીજીનું ભાષણ સાંભળવા 'અંત્યજો' બેઠા હતા. આનો મર્મ સમજી જઇ સ્વયંસેવકો તેમની સાથે જઇ બેઠા હતા.

ગાંધીજીએ આવીને આ જોયું ત્યારે તેમને દુઃખ થયું. તેમણે કહ્યું-'અંત્યજ ગણાતા લોકોને બીજાથી દૂર બેઠેલા મારી આ કુચમાં હું પહેલીજ વાર જોઉં છું! આપણે અસ્પૃશ્ય પર રાજ કરવું છે અને બીજી બાજુ સરકાર આપણા પર સત્તા ચલાવવા માગે છે!

બંને સમાન છે. જો આમ ચાલુ રહે, તો આપણે સ્વરાજને માટે લાયક નથી. આ જોઇ મને ખરેજ દુઃખ થયું છે! તમે 'અસ્પૃશ્યો' ને તમારી સાથે ભળવા દેશો નહિ તો ખાત્રીથી માનજો કે સ્વરાજ દૂર ને દૂર થશે. સ્વરાજ માટેની લડત એ ધર્મ યુદ્ધ છે અને એ લડતમાં કોમોને ભેદભાવ હોઇ શકેજ નહીં.

પછી ગાંધીજીએ ઉચ્ચ ગણાતા વર્ગોને પૂછયું કે "અસ્પૃશ્યોને તેમની વચ્ચે બેસવા દેવામાં હવે તેમને કાંઇ વાંધો છે? જો તમે અંત્યજોને સાથે બેસવા દેશો નહિં, તો હું તેમની વચ્ચે જઇ ભાષણ કરીશ. જો તમે તેમને સાથે બેસવા દેશો, તો હું તમને મુબારકબાદી આપીશ".

અત્રે એક જણે બધા વતી કહ્યું કે તેઓને કંઇ વાંધો નથી. આથી બધા અંત્યજો પાસે આવ્યા અને બધા વચે બેઠા.

ગાંધીજીએ હવે કહ્યું કે "આજે આ ધાર્મીક કાર્ય કરી તમે સ્વરાજ એક ડગલું આગળ ધપાવ્યું છે. અંત્યજોને અડકવામાં પાપ નથી. અને એ પાપ હોય તો હું તમને તેમ કરવા કહું જ નહિ. ઉલટું મીઠાના કરના કાયદાને તાબે થવું એ પાપ છે. એકજ ગરીબ તેમજ તવંગર બંનેને કચરે છે. મીઠાના કાયદાનો ભંગ કર્યાથી તમારામાં જે બળ આવશે, તેનાથી સરકારને ભારે કરો નહિ નાખવાની તમે ફરજ પાડી શકશો.

હું તમને આ લડતમાં મદદ કરવાનું કહું છું, હું જલાલપુર પહોંચ્યુ કે તરત તમારા ગામ નજીક મીઠું પકાવવાનું કહેવામાં આવશે. જો તમે બધા એક થઇ કામ કરશો, તો સ્વરાજ મળશે એવી હું ખાત્રી આપું છું.

# ગજેરા (૧૪)

## ગજેરાને માર્ગે

મહાત્મા ગાંધી આવતી કાલે સવારે ગજેરા જવા કુચ કરી જશે. કારેલી મહીસાગરના કિનારાપર આવેલું બે હજાર માણસોની વસ્તી-વાળું એક ગામડું છે. ત્યાંથી બાર માઇલની અંદર રેલ્વે સ્ટેશન, ટપાલ કે તાર ઓફીસ નથી. રસ્તાઓ રેતાળ છે અને દરેકને અવરજવરના સાધનોને અભાવે પગે ચાલીનેજ મુસાફરી કરવી પડે છે.

## ગાંધીજી ગજેરા ખાતે

ગજેરા છાવણી, (જંબુસર) તા. ૨૧ મી.

મહાત્મા ગાંધીજી અને તેમના સ્વયંસેવકોની ટુકડી અહિં આજે સવારે ૯ કલાકે ૬ માઇલનુ મજલ કાપી આવી પુગી હતી. અહિં આંબાના અને વડના અનેક ઝાડો હોઇ આ સ્થળ ઘણું રમણીય છે. મહાત્માજી અને તેમના સ્વયંસેવકોએ અહિં પોતાનો પડાવ નાંખ્યો હતો. આ પૂર્વનું કારેલી સ્થળ, લગભગ વેરાન હોઇ, ત્યાં ઝાડોની ઘટા ન હતી. સુર્યનો ત્યાં સખ્ત તાપ પડતો હતો અને તેને લઇને લગભગ ડઝનેક સ્વયંસેવકો સ્હેજ બીમાર પડી ગયા હતા. ગાંધીજીએ તેથી આ રાષ્ટ્રીય સૈનિકોને અશકતોની ટીપમાં નોંધવાનું

ફરમાવ્યું. તેઓ હવે ગાડીમાં ભરૂચ જશે અને ગાંધીજી અને તેમની સ્વયંસેવકોની ટુકડી ત્યાં જઇ પહોંચતાં સુધી વિશ્રાંતિ લેશે.

આ જીલ્લાના ઉત્સાહી કાર્યકર્તા ડો૦ ચંદુલાલ, સ્વયંસેવકોના અત્રેના મુકામ દરમ્યાન તેમની સુખ સગવડતા જળવાય, તેટલા માટે પોતાનું બનતું કરે છે. અમદાવાદ ખાતે મળનારી મહાસભા મહાસમિતિની બેઠકમાં હાજરી આપવાનું માંડીવાળી તેમણે અહિં રહેવાનું પસંદ કર્યું છે. ગાંધીજીના પ્રવાસને ફતેહમંદ બનાવવા અને તેમના પ્રવાસનો હેતુ ગામડાંની પ્રજાને સમજાવવા તેઓ અહિં અથાગ પ્રચારકાર્ય કરી રહ્યા છે.

મહાત્માજીએ છેલ્લે કરેલા ભાષણ દરમ્યાન જણાવ્યા પ્રમાણે તેઓ અજ્ઞાન ગ્રામ્ય પ્રજાને સ્વયંસેવકોની ટુકડીમાં જોડાવાની તથા મુખી પોલીસ પટેલો તરીકેના રાજીનામાં આપવાની જરૂર સમજાવતા રહ્યા છે.

એવું માનવામાં આવે છે કે પં. જવાહરલાલ અને મહાસભા સમિતિના કેટલાક સભ્યો આવતી કાલે જંબુસર આવી પૂગશે.

ગાંધીજી અને તેમના સ્વયંસેવકોને અહિંના મુકામથી સારી વિશ્રાંતિ મળી છે.

## ગજેરાની સભામાં અપૂર્વ વિજય

### આખી સભાએ અંત્યજોને સભામાં દાખલ કર્યા

ગજેરા, તા૦ ૨૧ મી માર્ચ.

મહાત્માજી આજે સવારે કારેલીથી નીકળી સવારના ૮॥ વાગતાં ગજેરા ખાતે આવી પહોંચતાં, તેમનો સારો સત્કાર કરવામાં આવ્યો

હતો. રસ્તામાં વછેડી મુકામે પણ ગામ લોકોએ તેમનો ખાસ સત્કાર કર્યો હતો. ગજેરા ખાતે મહાત્માજીનો ઉતારો એક ચોગાનમાં તૈયાર કરવામાં આવેલા, ખાસ મંડપમાં કરવામાં આવ્યો હતો. અને ત્યાં પણ મહાત્માજીનાં દર્શન માટે આખો દિવસ લોકોની ગીરદી ચાલુ રહી હતી.

બાદ કાર્યક્રમ મુજબ સાંજનાં સાડાત્રણ વાગે એક જાહેર સભા મેળવવામાં આવી હતી. અને તેમાં આજુબાજુનાં ગામડાંઓમાંથી પણ લોકો મોટી સંખ્યામાં ઉતરી પડયા હતા.

સભાનું કામકાજ સંગીતાચાર્ય શ્રી. ખરેએ 'રઘુપતી રાઘવ રાજારામ"ની ધુનથી શરૂ કર્યું હતું.

મહાત્માજીએ ત્યારબાદ વિવેચન કરતાં અંત્યજો સભામાંથી જુદા બેઠેલા હોવાથી જણાવ્યું હતું, કે આપણે તેમને આપણાથી જુદા રાખીએ તે ઠીક નથી. મને બધે સ્થળે તેમની સાથેજ રહેવા દેવામાં આવેલો છે. માત્ર આજ સ્થળે હું આવું જોઉં છું. ડો. ચંદુભાઇનો હાથ તો અત્યંજોના તથા બીજા બધાના મોંમા જવા દઇએ છીએ. હું તો સ્વરાજ્યને ઘોડે ચઢયો છું તે પાછો ઉતરવાનોજ નથી. તમે મદદ નહિ કરો, તો પણ હું તો નથીજ ઉતરવાનો. હું તો પારસી, મુસલમાન બધાને ઘેર જનારો. આ તો ધર્મની લડત છે. અને તેમાં આવો ભેદભાવ હોય, તો કાંઇ ના થાય. આથી હું તમોને પૂછું છું કે શું અંત્યજો હજી પણ દુર બેઠા રહે ? મારી ટુકડીમાં પણ અંત્યજ ભાઇઓ તો છે. તમે લોકો રાજીખુશીથી અહિં આવે એમ કહો તો હું રાજી થઇશ, નહિ તો હું ત્યાં જઇને

બેસીશ. અને ત્યાંથી ભાષણ કરીશ. તમારી ઇચ્છા હોય તોજ હા કહેજો.

અત્રે આખી સભાએ હા પાડતાં, બધા અંત્યજો સભામાં આવીને બેઠા હતા. અને મહાત્માજીના ભાષણની ઘણી સારી અસર થઇ હતી.

બાદ આગળ ચાલતાં મહાત્માજીએ જણાવ્યું હતું કે તમો ખચીત માનજો, કે આજે તમે આ એક પગલું ભરી, સ્વરાજ્યનું એક પગથીયું ભર્યું છે. આ ભાઇઓ આવ્યા છે તેમાં અધર્મ કર્યું છે, એમ ના માનશો. તમે એમ સમજો કે હું જે તમને કહું છું તે અધર્મની વાત નથી, પણ ધર્મની વાત છે.

હવે હું મૂળ વાત ઉપર જઇશ. પણ તે પહેલાં તમે પગલું ભર્યું, તે માટે તમને ધન્યવાદ આપું છું. આ રાજ્યતંત્રે આપણને એવા બનાવી દીધા છે, કે જે ઉપર આપણે વિચાર કરવાનો છે. આપણી ઉપર મીઠાનો કર નાંખવામાં આવે તે કેવો અત્યાચાર? કેવો જુલમ? તે અઢી આનાના મીઠાનો સવા રૂપીયો લે છે. કર પણ છાની રીતે લે છે. હું તે પાપી રાજ્યનીતિ કાઢી નાખવા માગું છું. પાપી રાજ્ય નીતિમાં રહેવું એ પણ પાપ છે. આપણે "રઘુપતી રાઘવ રાજારામ" એ દરરોજ ગાઇએ છીએ તેનું કારણ આપણે પતિત તો છીએજ.

આથી આપણે આ પતિત રાજ્યનો તો હંમેશાં નાશ થાય, એજ જોવાનું છે. આજે તો આપણે એક લાખ અંગ્રેજથી ડરીએ

છીએ. જેમ અંત્યજને અડકીએ છીએ, તેમ આપણે અંગ્રેજોને મારવા ઇચ્છતા નથી, તેમ તેનાથી ડરવા પણ નથી માગતા. તેના રાજ્યતંત્રનો નાશ કરવા માગીએ છીએ. અને તે માટે મીઠાના કર માટેનું સાધન એક પહેલું પગથીયું છે. અહિંથી ધન દરરોજ તેઓ લુંટી જાય તે જોવા નથી ઇચ્છતા. ગઇ કાલે કારેલીમાંથી મુખી તથા મતાદારોએ રાજીનામાં આપેલાં છે અને બીજા પણ આપવાના છે. હજી તલાટીએ કોઇએ પહેલ નથી કરી. બારડોલીમાં તો તલાટીઓ પણ તૈયાર થાય છે એમ જણાવ્યું છે. પણ શું સરદાર એકલા બારડોલીના હતા ? તેતો આખા ગુજરાતના હતા. અને તેમાં તમારે પણ સાથ આપવાનો છે.

હું તો જલાલપુર જવાનો છું, અને મીઠું પકવીશ. તમને બધાને કહી દેવાનો છું કે મીઠું પકવતા થઇ જાઓ. કારણ કે તમારી પાસે તો નદી ઘણીજ પાસે છે.

અંતમાં તેમણે ખાદીનો પ્રચાર કરવા માગણી કરી, હાજર રહેલાઓને તેમના કાર્ય બદલ અભિનંદન આપ્યું હતું. અને 'મહાત્માજીની જયના પોકારો વચ્ચે મિટિંગનું કાર્ય ખતમ થયું હતું.





# અણુખી (૧૬)

અણુખી, તા. ૨૧ મી માર્ચ

મહાત્માજી ગજેરાથી સાંજના ૭ વાગે પોતાની ટુકડી સાથે અણુખી ગામે જવા ઉપડતાં, લોકોએ તેમને સપ્રેમ વિદાય આપી હતી. બાદ આઠ વાગતાં તેઓ અણુખી ગામમાં આવી પહોંચતાં તેમના દર્શન માટે તો કલાક અગાઉથી ગામ લોક એકઠું થયું હતું. આજુબાજુનાં ગામોથી પણ ઘણા લોકો તેમનાં દર્શન માટે આવી પહોંચ્યા હતા.

બાદ કાર્યક્રમ મુજબ રાત્રે નવ વાગે ગામના મેદાનમાં, એક જાહેર સભા ગોઠવવામાં આવી હતી, અને સંગીતાચાર્ય શ્રી ખરેએ "રઘુપતી રાઘવ રાજારામ"ની ધુનથી સભાના કામની શરૂઆત કરી હતી. સભામાં સ્ત્રીઓએ પણ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

ત્યાંના મુખીએ પહેલાં એકવાર રાજીનામું આપી, અમલદારોના દબાણથી પાછું ખેંચી લીધું હતું. તેણે ફરીથી રાજીનામું આપી પોતાની નબળાઈ માટે દીલગીરી જાહેર કરી છે. આ બનાવથી આ ગામના લોકોએ આ અમલદારનો સામાજીક બહિષ્કાર કરવાનું ઠરાવ્યું છે, અને જે અમલદારને માલ પુરો પાડે, તેમને દસ

રૂપીયાના દંડની શિક્ષા કરવાનું જાહેર કર્યું છે. આજે ગાંધીજીની મંડળી સાથે આવેલા અમલદારોનો લોકોએ સંપૂર્ણ બહિષ્કાર કર્યો હતો, જેને માટે તેમણે ફરીઆદ કરી હતી કે દીવાસળી અને પાણી જેવી વસ્તુઓ પણ પૈસા લઈને, આપવાની લોકો ના પાડે છે.

બાદ મહાત્માજીએ ભાષણ કરતાં જણાવ્યું હતું, કે પ્રથમ તો મારી પાસે મુખી શીવાભાઈનો કાગળ છે, અને તે તેમણે મામલતદાર ઉપર લખ્યો છે. તેમાં તેમણે જણાવ્યું છે, કે પોતે અગાઉ ભોળવાઈને રાજીનામું આપેલું પણ તે પાછું ખેંચી લીધેલું. પરંતુ પાછળથી હું એવા નિશ્ચય ઉપર આવું છું, કે જ્યાં સુધી હું હિંદુસ્થાન સ્વતંત્ર નહિ થાય ત્યાં સુધી તે જગ્યા સ્વીકારવાનો નથી, અને એથી આ જગ્યાનું કાયમનું રાજીનામું આપું છું. આવી રીતે રાજીનામું અપાય, તેની કેટલી કિંમત હોય તે હું કહી શકતો નથી. પણ આવું ઘણીવાર બને છે. કેટલાક ભોળવાઈ જાય છે અને કેટલાક દબાઈ જાય છે! સરકાર તરફ લોકો વફાદાર મટી જાય છે, ત્યારે અમલદારોની કાંઈ કિંમત નથી. જે માણસ લોકો ઉપર ત્રાસ કરે છે, તેને લોકો ના ગણકારે એ ખોટું નથી!

મારી જાણમાં આવ્યું છે, કે અહિં પણ કેટલાક સરકારી અમલદારો આવ્યા છે અને તેને લોકો કાંઈ આપતાં નથી. અને તેમને મને તેમ કરવાનો અધિકાર છે. તેમાં હિંસા નથી. પણ જો અમલદાર ભુખે મરતો હોય, તો તેને આપવું જોઈએ. રોફથી માગે તો ના આપીએ.

હું તો સરકારને કહું છું કે તમારૂં રાજ્ય રહેવાનું નથી. અમે ૮૦ જણા પ્રતિજ્ઞા લઇનેજ નીકળ્યા છીએ, કે અમારે કોઇની સામે **દુશ્મનાઇ નથી પણ રાજ્યનીતિ કાઢવા માગીએ છીએ.**

જો કોઇ અમલની રૂએ માગે, તો તેને ન મળે દીવાસળી, ન મળે ઘર, કે ન મળે પાણી! ભાઇચારાની માગણીથી માગે તો જુદી વાત! અમલદારીની રૂએ કહે તો તો કહીએ કે કાંઇ જશે, પણ સલામી તો નહિજ થાય! પંજાબમાં ડાયરે એવું કરાવ્યું હતું. જો આપણા ગુજરાતમાં એવા અમલદાર હોય તો જુદી વાત છે!

તમે વેરભાવ ભુલીજ જજો. હું તો મરી જઇશ, કે મને જેલમાં નાંખશે, તો પણ મને ક્રોધ થવાનું નથી. તેઓ તો મારા મિત્રજ થવાના છે અને તમે પણ મારા જેવા થશો, તો તમારો કોઇ વાંકો વાળ કરે તેમ નથી.

હું તો મારી સાથે બધાને માગું છું. ૯૦ લાખ માણસોનો સાથ માગું છું. થોડાનો સાથ મળશે તો પણ ચાલશે. મારે તો સાચાનો ખેલ જોઇએ છીએ. ખોટાનો નહિ. જુઓ અહિં જ હું બેઠો છું, તેની ઉપરના ભાગમાં તમે ખાદી રાખી છે. પણ નીચે શું છે?

જો તમે ખરો ખેલ કરવા ઇચ્છતા હો, તો તો ઘણું કામ કરવાનું છે. ખાદી પ્રત્યે ખરૂં વર્તન રાખો, અને દારૂ વગેરે બધું છોડી દો. હું મીઠું પકવતાં પકડાઉં તો તમારે બધાએ પકવતાં થઇ જવું. હું ૮૦ માણસો સાથે નીકળ્યો, ત્યારે મને લાગેલુંજ કે તમે આજે નહિ કરો તો ભવીષ્યમાં તો કરશોજ.

હું તો તમને મારા મીઠાનો સંદેશ સંભળાવા આવ્યો છું અને તમે તે પાળશો તો થોડા સમયમાં રામરાજ્યનો અવસર પાસ કરશો. તે વખતે અમલદાર તમારી ઉપર ફરીયાદ નહિ કરે, તે પણ પ્રજાનો સેવક હશે. હું તો આ નવા યુગની ઝંખનાજ કરતો રહ્યો છું અને તમે બધા મથશો, તો તે સમય પાસેજ છે.

બાદ વંદેમાતરમ્ ગવાયા પછી મિટિંગનું કાર્ય ખતમ થયું હતું.

મહાત્મા ગાંધીએ રાતની સભામાં ભાષણ કરતાં જણાવ્યું, કે હું એવા નવયુગની સ્થાપના કરવા તલસુ છું, કે જેની અંદર સરકારી નોકરો લોકોના ધણી નહિ પણ સાચા સેવક થશે. સરકારી નોકરોના સામાજીક બહિષ્કાર સંબંધમાં બોલતાં ગાંધીજીએ જણાવ્યું, કે લોકોને તેમ કરવાનો અધિકાર છે. જો એક સરકારી નોકર સત્તાના મદમાં ગમે તે કરી શકવા છુટો હોય, તો લોકો પણ મનગમતું કરવા સ્વતંત્ર છે.

## જો હું ઠાર થાઉં

**જો હું એક અમલદારની ગોળીનો ભોગ થઇ પડું અને તે અમલદારને સાપ કરડયો હોય, તો હું મારા જીવનના ભોગે પણ ઝેર ચુસી લઉં. એ ધર્મ છે. હું તમને એ ધર્મ પાળવાનું જણાવું છું.** જો તમે મને મિત્ર બનાવવા માગતા હો, તો તમારે મારી સાથે શુદ્ધ વર્તન રાખવું ઘટે. તમારે જાણવું ઘટે કે ૮૦ માણસો નિશ્ચયથી સત્યાગ્રહ માટે બહાર પડયા છે અને ૩૦ કરોડ માણસો મને અનુસરવાની પૂરી ખાત્રી છે. જો તમે લડતમાં ઝંપલાવશો, તો નવયુગ જોશો ખાલી રાજીનામાંથી નહિ વળે!

ગાંધીજી આવતી કાલે સવારે જંબુસર જવા ઉપડી જશે. જ્યાં પંડિત મોતીલાલજી ગાંધીજીની મુલાકાત લેશે.




## જંગલના કાયદાનો સવિનય ભંગ

### મહાત્માજીની ઇચ્છાથી મોકુફ

જંબુસર, તા. ૨૨ માર્ચ.

ઓલ ઇંડિઆ કોંગ્રેસ કમિટિના સભાસદો અત્રે આવી પુગતા હિંદ સન્મુખ ભવિષ્યમાં રજુ કરવામાં આવનારા પ્રોગ્રામ સંબંધી મહાત્માજી સાથ વાદવિવાદ ચાલ્યો હતો.

સી. પી. હિંદુસ્થાની અને આંધ્ર ખાતેના પ્રતિનીધિઓએ મહાત્માજીને ખાત્રી આપી હતી, કે તેઓના ઇલાકાઓમાં લડત પૂરજોસથી છેવટ સુધી ચાલુ રહેશે. આંધ્રના પ્રતિનીધિઓએ વધુમાં જણાવ્યું હતું, કે તેઓ ૧૦૦૦ કરતાં વધારે વોલંટીઅરો ધરાવતા હતા.

મહાત્માજીએ એવી સુચના કરેલી કહેવાય છે, કે તેઓને ફરમાન મલતાં અથવા તો તેઓની (મહાત્માજીની) ધરપકડ થતાં સવિનય ભંગ શરૂ કરી દેવો.

પંડિત મોતીલાલ અને જવાહીર આજે બપોરે અત્રે આવી પુગ્યા હતા.

મહાસભા અને મહાસમીતિના સભ્યો અને આગેવાનો મળી ૬૦ જણુ સભામાં હાજર હતા. કમિટિનું કામ છેકજ ખાનગી ચાલ્યુ હતુ અને છાપાના પ્રંનિનીધિઓને ત્યાં બેસવા દેવામાં આવ્યા ન હતા. પણુ એવું માનવામાં આવે છે કે આખા હિંદમાં સામુદાયીક સવિનય ભંગ કરવાનો તથા જંગલના કાયદા તોડવાના સવાલો ચર્ચાયા હતા. લડતમાં ઉતરનારા સ્વયંસેવકોએ કોઇ પ્રતિજ્ઞા પત્ર પર સહી કરવાનો સવાલ પણુ ચર્ચાયો હતો. ગાંધીજીએ આ સંબંધમાં પતિજ્ઞાપત્ર બને તેટલું સાદું અને સૌ સમજે તેવું રાખવાનું સુચવ્યું હતું. બે કલાકની ચર્ચા બાદ "હિંદની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા હું સુલેહભર્યા અને સાચા ઉપાયો દ્વારા તેમ કરીશ." એજ એક શરત તેમના સંબંધમાં રખાઇ હતી. અસ્પૃશ્યતા નિવારણુ, ખાદી ધારણુ વગેરે શરતો આ પ્રતિજ્ઞાપત્રમાં રખાઇ નથી. સઘળી કોંગ્રેસ કમિટીએ આવું પ્રત્રિજ્ઞાપત્ર કહાઢવાની આશા રખાયં છે.

સામુદાયીક સવિનય ભંગ સંબંધમાં મહાત્માજીને પૂછવામાં આવેલા સવાલના જવાબમાં તેમણે જણાવ્યું હતું, કે જો સ્વયંસેવકો વધારે સંખ્યામાં બહાર પડશે, તો સવિનય ભંગ બધા જીલ્લાઓમાં સાથે શરૂ કરી શકાશે. પણુ જો તે ઓછી સંખ્યાંમાં બહાર પડયા, તો એકજ જગ્યાએ સત્યાગ્રહ કરવાની સલાહ આપીશ. આ સઘળું હું કહું તે પછી અથવા તો મારી ધરપકડ પછી કરવાનું છે.

આંધ્ર દેશના ડીકટેટર મી. કોડાં વ્યંકટપાએ ગાંધીજીને પૂછયું હતું કે વોલન્ટીઅરો પ્રચાર કાર્ય અર્થે પોત પોતાના પ્રાંતમાં કુચ ગોઠવે તો કેમ?

જવાબમાં ગાંધીજીએ જરૂરી જણાવી હતી. પણ કહ્યું હતું કે હુ સુચવું યા પકડાઉં એટલે સવિનય ભંગનું કાર્ય ગોઠવવું.

## જંગલના કાયદાનો સવિનય ભંગ

આ તકે મહાસમીતિના મધ્ય પ્રાંતના ૬ સભ્યોએ પોતાના પ્રાંતમાં સવિનય ભંગના ખાસ પગલાં તરીકે જંગલના કાયદા તોડાય તો કેમ એ વિષેનો સવાલ પૂછયો હતો.

મહાત્માજીએ જણાવ્યું કે જંગલના કાયદા સુધારી તેને વધુ ઉદાર બનાવવાની જરૂર છે. પણ નીમકના કાયદાની જેમ સ્વરાજ્ય દરમ્યાન પણ તેમને છેક તો કાઢી શકાશેજ નહિં. આથી તે કાયદાનો ભંગ હું સુચવી શકું તેમ નથી.

## મહાત્માજીનું વિવેચન

મહાત્માજીએ મહાસમીતિના સભ્યો સાથેની ચર્ચા પછી એક જાહેર સભા સનમુખ ભાષણ કર્યું હતું.

તેમણે જણાવ્યું હતું, કે જંબુસર તાલુકાના ૩૩ મુખીઓ અને ૧૧ મતદારોએ રાજીનામાં આપ્યાં છે. તેમણે જણાવ્યું હતું કે તમારા રાજીનામાંથી સ્વરાજ્ય જીતાવાનું નથી. પણ જો તમો તે રાજીનામાં પાછા ખેંચી લેશો, તો આપણી લડતને ઘણું ખમવું પડશે.

મહાત્માજીએ આ પછી સ્ત્રી પુરુષોને ઉદેસીને મીઠાના કર સામે સવિનય ભંગ કરવા તૈયાર થવા જણાવતાં કહ્યું હતું, કે મને દેશભક્ત દાદાભાઇ નવરોજીના પૌત્રી ખુરશેદ બ્હેન તથા અમદાવાદના મીલ માલેક શેઠ અંબાલાલ સારાભાઇની પુત્રી મૃદુલા બ્હેન તરફથી પત્રો મળ્યા છે. જેમાં મારે તેમને સ્વયંસેવિકા તરીકે જોડાતાં નહિ રોકવાનું જણાવ્યું છે.

આગળ ચાલતાં મહાત્માજીએ જણાવ્યું હતું, કે જ્યારથી હું અમદાવાદથી નીકળ્યો છું, ત્યારથી મને મુસલમાનો તરફના આશિષો મળતા રહે છે, જો મીઠાનો કર કહાડી નાંખવા સર્વે સાથે કામ કરવા લાગે તો સ્વરાજ મળે. યા ન મળે પણ સર્વે ભાઇઓ તરીકે કામ કરતા થઇશું. મહાસભાએ કાઉન્સીલો અને સરકારી નોકરીનો બહિષ્કાર કરવાનું જણાવતાં ઠરાવ્યું છે, કે કોઇપણ કોમને સ્વીકાર્ય નહિ તેવો કોમી નિર્ણય ન સ્વીકારવો. આ ઠરાવ લઘુમતિઓ માટે ઢાલ સમાન છે. જ્યારે કોંગ્રેસ સરકાર સાથે સમાધાની કરવા બેસે, ત્યારે તેમણે પોતાના વિચારો માટેનું દબાણ ચલાવવું.

આખા દેશની નજર ગુજરાત ભણી છે. અને જો મહાત્માજીની હાકલનો જવાબ આપવામાં ગુજરાત મોળું પડયું, તો તે આખા દેશને ખરાબ દાખલો બેસાડશે.

પં. જવાહીરલાલે જણાવ્યું હતું કે તમોએ મને રાષ્ટ્રીય નેતા નેમ્યો છે. છતાં પણ ખરો રાષ્ટ્રીય નેતા જુદો જ છે.

## જલાલપુર તાલુકામાં રાજીનામાં

જલાલપુર તાલુકો કે જયાં મહાત્માજી નીમકનો કાયદો તોડવા જવા ચાહે છે, ત્યાંના મુખી પટેલો રાજીનામાં આપવા લાગ્યા છે.

એક નાની બાળાએ આ પછી ગાંધીજીને પોતાની કાચની અંગડી ભેટ કરી હતી. તેની હરરાજી કરતાં તેના રૂ. ૧૨૫ ઉપજ્યા હતા.

મહાત્માજીને અહીં રૂ. ૮૦૦ ની થેલી એનાયત કરવામાં આવી હતી.



# આમોદ (૧૮)

## મહાત્માજીનો આમોદ પ્રવેશ

આમોદ, તા. ૨૨ મી માર્ચ

મહાત્માજી અને તેમની સત્યાગ્રહી સેનાના દર્શનાર્થે આમોદની પ્રજા આજે ઉલટી હતી. રસ્તાઓ પર લોકોએ પોતાની રાજીખુશીથી પાણી છાંટી ધુળ ઉડતી બંધ કરી હતી. ઠેકાણે ઠેકાણે અને એક માઇલના લાંબા રસ્તા પર આસોપાલવનાં તોરણો શોભી રહ્યા હતા. રાત્રે આઠ વાગે સેના આમોદની ભાગોળે પૂગી હતી, અને મહાત્માજીએ દ્રઢ પગે ભજનો ગાતા સ્વયંસેવકો સાથે અહિ પ્રવેશ કર્યો હતો. માર્ગમાં એક શહેરીએ તેમને રોકી, ગુલાબજળ છાંટયું હતું તથા મહાત્માજીને હાથે કાંતેલા સુતરનો હાર પહેરાવતાં તેમને એક પર્સ ભેટ કરી હતી. મહાત્માજી પર ગુલાબજલનું લગભગ સીંચન થતાં મહાત્માજીએ 'બસ, બસ' કહી તે છાંટનારને રોકયો હતો.

આ સેના સાથે યુવક સંઘની વર્કીંગ કમિટિના સભ્યો પણ કુચ કરતા હતા.

સત્યાગ્રહીઓએ પોતાનો મુકામ એક જીનીંગ ફેકટરીમાં રાખ્યો

છે. જ્યાં એક સભા ભરવામાં આવી હતી. આસપાસના ગામડાઓમાંથી આશરે ૩૦૦૦ લોક એકઠું થયું હતું.

આમોદ કસબા તરફથી મહાત્માજીને રૂા. ૨૫૧ ની પર્સ ભેટ કરવામાં આવી હતી. તથા તાલુકાના અનેક મુખીઓના રાજીનામાં વાંચવામાં આવ્યા હતાં

## ગાંધીજીનું વિવેચન

ગાંધીજીએ આ પ્રસંગે પોતાના ભાષણ દરમ્યાન જણાવ્યું હતું, કે રાય અને રંક, જુવાન અને વૃદ્ધ, સશક્ત અને અશક્ત, અને હિંદુ, મુસ્લીમ, ખ્રીસ્તી, પારસી વગેરે સર્વેને નીમક એક સરખું જરૂરી છે. પાંચ પૈસાના નીમક પર ૧૦ આના જેટલો કર હોય, તે શરમ ભર્યું છે! આ વાંધાભર્યા કરમાંથી મુક્ત થવા માટેની લડતની કોઇ પણ હિંદી સામે થશે, એ વિષે મને કયારે પણ શક ન હતો! અને જણાવતાં મને ખુશી ઉત્પન્ન થાય છે, કે મહાસભા મહાસમિતિએ મારા પગલાને પોતાનો ટેકો આપ્યો છે. દરેક સ્ત્રી પુરુષો મારી સાથે જોડાઇ નીમકનો કાયદો તોડવામાં પોતાની સામેલગીરી આપે તે સિવાય હું તેમની પાસેથી બીજા કશાની આશા રાખતો નથી. આ કામ ઘણું સ્હેલું છે. મારી સાથે સૌએ આવી મીઠું લાવવું અને તે પર કર આપવાની ના પાડવી. સરકાર આપણને જેલમાં મોકલે, અને આ હીલચાલને બળથી દાબી દેવાનું કરે, આપણે તેનો બહાદુરીથી છતાં અહિંસકપણે સામનો કરવો. સરકાર આપણા હિતની વિરૂદ્ધ કામ કરે છે. આપણે તેની આગળ નમતું આપવું જોઇતું નથી. આપણે આ વાત યાદ રાખવી, કે એ આપણે આપણો સહકાર ખેંચી લેશું તો સરકાર પોતાનો વહિવટ ચલાવી શકનાર નથી. તાલુકાના મુખીઓએ પોતાના રાજીનામાં આપ્યાં છે તે ખુશી થવા જોગ છે. આપણે સરકાર સાથે પૂરેપૂરૂં લડવાનું છે. પણ કોઇપણ બ્રિટિશના શરીરને અડકવાનું નથી.

# ભુવા (૫૯)

## વડિલોને ગાંધીજીની સલાહ

ભુવા, તા૦ ૨૪ મી માર્ચ

મહાત્મા ગાંધીજી આજ સવારે આમોદથી નીકળી ભુવા ગામે જઇ પહોંચ્યા હતા. જે સમયે તેમનો ગામલોકોએ સારો સત્કાર કર્યો હતો. અને તેમનો ઉતારો એક ધર્મશાળાના મકાનમાં રાખવામાં આવ્યો હતો. ગામમાં યુવકોનો ઉત્સાહ સારો જણાતો હતો.

બાદ કાર્યક્રમ મુજબ સભાનું કામકાજ બપોરના ત્રણ વાગે ચાલતાં, સભામાં સ્ત્રીઓ તથા પુરુષોએ હાજરી સારી સંખ્યામાં આપી હતી.

સભાનું કામકાજ સંગીતાચાર્ય શ્રી. ખરેએ "રઘુપતી રાઘવ રાજારામ પતિત પાવન સીતારામ" ની ધુન કરાવીને શ૰ કર્યું હતું. અને ત્યારબાદ કાર્યક્રમ મુજબ તેમણે "જનની ભારત આજ હમકો" નું ગીત ગાયું હતું.

બાદ મહાત્માજીએ વિવેચન કરતાં જણાવ્યું હતું, કે જેમ બીજા ગામોમાં હું ગયો છું. ત્યાં મને તે ગામોને વિષે ખબર આપવામાં આવેલી છે, અને ત્યાં હું તે ગામોના લોકોની ઇચ્છાથી ગયેલો છું એમ લાગેલું. અહિંઆ મને તેથી કાંઇ જુદું લાગ્યું છે. વડિલ

વર્ગને હું આવું તે પસંદ ન હતું, અને યુવક વર્ગ તે માટે ઘણો આગ્રહી હતો. અને છેવટે બહુમતીને લીધે વડિલ વર્ગે નમતું મૂક્યું છે, એવું મારી જાણમાં આવ્યું છે !

## યુવકોને સલાહ

યુવકોને મારી સલાહ છે કે તેમણે મને વડિલોના મન દુભાવીને બોલાવવો ન જોઇએ. આ લડતમાં જેટલા ભળે એથી કામ ચલાવી લેવું, એવી કલ્પનાથી મેં ચલાવી લીધું છે. અને પછી ધીમે ધીમે ભળતા જશે. આમ ક્લેશ કરાવીને બોલાવવામાં આવે તે ઠીક નથી !

બીજા વર્ગને ખેંચતાં મને આવડે છે. પણ અત્યારે હું તેમ કરવા નથી નીકળ્યો.

હવે હું વડિલ વર્ગને પણ કહેવા માગું છું. ૬૧ વર્ષનો છું એટલે વૃદ્ધ ગણાઉં ખરો. મારી અભિલાષા તો યુવાન જેવી જ છે અને હજીપણ થાય કે લડી લઇએ. વડિલ વર્ગને મારે એમ પ્રાર્થના કરવી જોઇએ કે તમે યુવાન વર્ગને તરછોડો નહિ. તમે તેમને એમ કહો કે તમે સત્યનો, ઇશ્વરનો અને શાંતિનો માર્ગ છોડશો નહિ. કરે તેમ કરવા દો, અને આશીર્વાદ આપો.

## તરછોડશો તો ઉદ્ધત બનશે

જુવાનીયાઓ બગાડી નાખશે એમ ના માનો. બગાડનારને સુધારનાર તો જુદોજ છે. છેવટે જો તમો તરછોડશો, તો તેઓ ઉદ્ધત બનશે, અને છેવટે સામે થશે. હું તો તમારા પણ આશીર્વાદ માગું છું. અને યાદ રાખજો કે તેઓ તમારે માટે એવો સમય લાવશે, કે

જેમ કોઇ અમલદાર તમને ધમકાવે છે તેમ કોઇ ધમકાવતો નહિ રહે. શું તમને આ ના ગમે ? જુવાનીઆઓને કરવું હોય તેમ કરવા દો.

મને આંકડા મળ્યા છે તે પ્રમાણે તમારે ઢોરને એકમણ મીઠું જોઇએ છે. અને જો ભાવ સસ્તો હોય, તો વધારે પણ વાપરો. આપણે તો તે ઉપરનો કર ઘટાડી નાખવો છે. તે ઘટે તેમાં તમને ગમે કે ના ગમે ? તો પછી તમે શા માટે વચમાં પડો ? તેથી તો હજારો ગરીબોની આંતરડી દુઆ દેવાની છે.

હું તો તમારો માર ખાઇ લઉં, અને ગાળ પણ ખાઇ લઉં. છાપાંઓ કયાં ગાળો નથી દેતાં ? એ તો બધું હું પચાવી શકું છું. અને હું તો તમારામાંનો એક વૃદ્ધ છું એટલે તમારી પાસે કાંઇ માંગણી પણ કરૂં અને એ વસ્તુ આપું પણ ખરો. મારે આપવાનું શું હોય તે તમે જાણતા હશો.

## સરકાર શું કહે છે ?

સરકાર ડરી રહી હોય, તો શા માટે મને પકડતી નથી ? શા માટે સરદાર વલ્લભભાઇને ત્રણ મહિનાની સજા આપી અને સેનગુપ્તાને ૧૦ દિવસનીજ આપી ? તે સમજે છે કે મેં એનું ભુંડુ નથી કર્યું અને તેથીજ મને નથી પકડતી. સરકાર તો સાનમાં તમને કહે છે, કે તમે બધા મારી સાથે નીકળો, તો સરકાર કોઇનેએ પકડનાર નથી. ૬૦ ઉનાળા ચોમાસાં જોયેલાં, તમે સહેલાઇથી સમજી શકો. હું તો કેટલીયેવાર કહી રહ્યો છું, કે આ સરકારનો નાશ થાઓ, અને તમે પણ મારી સાથે આવો એમ ઇચ્છું છું.

થોડા વડીલો મને મળી ગયા છે અને બીજા બાકી રહેલા, મને હું બે કલાક છું તેમાં મળી જાય એમ ઇચ્છું છું. આજે તો મધુર-મીઠો પવન વાય છે, પવનની સામે થવું તે શોભે નહિ. થેલી આપી છે, પણ તેમાં કેટલાએ નથી આપ્યા ? જેઓએ ના આપ્યા હોય તે આપી જાઓ એમજ ઇચ્છું છું.

જો મને તમારામાંથી રાજીનામું મળશે, તો શેર લોહી ચઢવાનું છે. બાદ સભામાંથી એક ભાઇએ રૂ. ૧ આપી જણાવ્યું હતું કે જેઓએ રૂપીયા નથી ભર્યા તેઓ પોતાના રૂપીઆ ભરી દેશે.

મહાત્માજી—ત્યારે તો સારૂં.

બાદ વંદેમાતરમ્ ગવાયા પછી મિટિંગનું કાર્ય ખતમ થયું હતું.






મહાત્માજી બુવાથી નીકળી રાતના આઠ વાગે સમની આવી પહોંચ્યા હતા. અને તેમને રસ્તામાં ઘણા ખેડુતોએ તથા ગામ લોકોએ પણ સારો સત્કાર કર્યો હતો.

કાર્યક્રમ મુજબ આજે રાતના નવ વાગે એક જાહેર સભા મેળવવામાં આવી હતી. અને તેમાં મહાત્માજીએ ભાષણ કરતાં પોતાનો મીઠાનો સંદેશો આપી, બ્હેનોને ખાદીનો પ્રચાર જલદી કરવા જણાવ્યું હતું.

## મુખીઓના રાજીનામાં

આ તાલુકામાંથી આજ સુધીમાં ૪૩ મુખીઓએ રાજીનામાં આપી દીધાં છે. આજે સમનીના મુખીએ પણ પોતાનું રાજીનામું લખી આપ્યું હતું જે નીચે મુજબ છે:—

હું નીચે સહી કરનાર મોજે સમની, તાલુકે આમોદના પા. ત્રીભોવનદાસ નાથાભાઇ, નમ્રતાપૂર્વક જણાવવાનું કે સરકારની રાજ્યનીતિથી દિવસે દિવસે પ્રજામાં અને ખાસ કરીને ખેડુતોમાં ભુખમરો વધતો જાય છે, એટલે સુધી કે મહાત્મા ગાંધીજી જેવા પવિત્ર અને સહિષ્ણુતાવાળા પુરૂષને પણ સરકાર સામે ચળવળ ઉઠાવવાની ફરજ પડી છે. આ ઉપરાંત સરદાર વલ્લભભાઇ જેવા

સરકાર અને પ્રજા બન્નેનું હિત ચાહનાર લોક નેતાને સરકારે પહરેજ કર્યો છે, તેવે વખતે લોકોને સાથ દેવામાં આવી પટલાઇ સમાયલી છે, તેમ સમજીને હું મારી પટલાઇનું રાજીખુશીથી રાજીનામું આપું છું. તો તે સ્વીકારી લેવા મહેરબાની કરશોજી.

દા. ત્રીભોવનદાસ નાથાભાઇ.

સમની, તા. ૨૫ મી મારચ

મહાત્મા ગાંધી તેમની સત્યાગ્રહી સેના સાથે, સોમવારનો દિન અત્રે આરામ કરી આજે સવારે ત્રાલસા જવા ઉપડી ગયા હતા. ગાંધીજીની છાવણીમાં માંદા સ્વયંસેવકોની સંખ્યા ૧૮ ની થઇ છે. આણુંદ ખાતે છોડવામાં આવેલા એક સિવાય બધા માંદા સ્વયંસેવકોને આગળથી ભરૂચ ખાતે મોકલવામાં આવ્યા છે. મહાત્માજી સ્વયંસેવકોની માંદગી વિષે ગંભીર વિચાર કરી રહ્યા છે, અને ટુંક સમયમાં તેને લગતી સૂચના બહાર પાડનાર છે. દરમીયાન સ્વયંસેવકોને તંદુરસ્તીના નિયમો પાળવાની, સવારે ગરમ પાણી પીવાની અને પ્રભુ દાંડી પહોચાડે, એવી અડગ શ્રધ્ધા રાખવાની સૂચના આપી છે.

નેલોરના જમીનદાર બુચી સુંદરમ રેડી અત્રે આવી પહોંચ્યા છે અને તેમણે ગાંધીજીને રૂા. ૧૦૦૦ ની થેલી અર્પણ કરી છે. તેઓ ગાંધીજીના આશ્રમને દર વરસે રૂા. ૩૬૫ આપે છે.



# ત્રાલસા (૨૧)

ત્રાલસા, તા૦ ૨૫ મી મારચ

મહાત્માજી આવતી કાલે સવારે ભરૂચ ખાતે આવી પુગશે.

તેઓની ઇચ્છાને અનુસરીને સરઘસ કાઢવામાં આવશે નહિ, અને તેઓ સીધા સેવાશ્રમ ખાતે ઉતારો લેશે.

સાંજે ૫ કલાકે પાર્ટી ભરૂચથી ઉપડશે અને બોટમાં બેસીને અંકલેશ્વર ખાતે જશે.

આજે સાંજે જાહેર સભા સન્મુખ ભાષણ કરતાં, મહાત્માજીએ જણાવ્યું હતું, કે તેઓના સાંભળવામાં આવ્યું છે, કે કેટલાક મુસ્લીમ મિત્રો ફરીયાદ કરતા હતા, કે તેઓ (મહાત્માજી) મુસ્લીમ વસ્તીના ગામડાઓમાંથી પસાર થયા હતા નહિ. જો તેઓને આમંત્રણ થયું હતે, તો તેઓએ આવાં ગામડાંઓ પ્રોગ્રામમાં આમેજ કર્યા હતે, પણ હાલનો પ્રવાસ એવો હતો કે આમંત્રણ વગર તેઓથી જઇ શકાય નહિ. તેમજ તેઓથી પોતાના સ્વાગત માટે બીજાઓને ફરજ પાડી શકાય નહિ.

મહાત્માજીએ વધુમાં જણાવ્યું હતું કેઃ—દાંડી ખાતે મને એક મુસ્લીમ ગ્રહસ્થે નોતર્યો છે. હું તેઓના બંગલામાં ઉતારો લઇશ

અને સત્યાગ્રહની શરૂઆત મુસ્લીમ મિત્રના ઘરમાંથી થશે. આથી મારા મુસ્લીમ મિત્રોએ મનમાં ઓછું લેવું જોઇએ નહિ. હું ફકત તેઓના આશિષો માગું છું કે જેથી ધાર્મિક લડતમાં મને ફતેહ મળે. હિંદુ અને મુસ્લીમો બંને આ કરની વિરૂદ્ધ છે. કારણ કે તેઓ એક સરખું નીમક વાપરે છે અને કરના બોજાથી બંનેને ખમવું પડે છે. નીમકનો કર દૂર કરાવાથી સ્વરાજ મેળવવા માટે પૂરતું કૌવત મળશે.

તેઓએ જાણવું જોઇએ, કે અનેક યુકિતઓથી કરોડો રૂપીઆ ઇંગ્લંડ રવાને કરવામાં આવે છે.

### બાળ લગ્નો

શારદા બીલપર ઇસારો કરતાં મહાત્માજીએ જણાવ્યું હતું, કે લોકોએ તે બીલથી ડરવું જોઇએ નહિ. આવી બાબદોમાં સરકાર વચ્ચે આવી શકે નહિ. અને લોકોએ પણ જાણવું જોઇએ કે બાળ લગ્નોમાં કશો ફાયદો નથી. આ લગ્નોનો વખત નથી કે જ્યારે ધર્મ યુદ્ધ ચાલી રહ્યું છે. તેઓએ પોતાના દીકરાઓ ઉપર કશા આંકોશો મેલવા જોઇએ નહિં.

આજે સાંજે મહાત્માજી દેરોલી ખાતે ઉપડી જશે.

## શ્રીમતી કસ્તુરબા

ભરૂચ, તા૦ ૨૫ મી માર્ચ

મહાત્માજી મલવા સારૂં શ્રીમતી કસ્તુરબા આજે અત્રે આવી પૂગ્યાં હતાં. આવતી કાલે તેઓ ત્રાલસા ખાતે ઉપડી જશે, કે જ્યાં મહાત્માજીએ ઉતારો લીધો છે.

# બેનમુન બાદશાહી

## મહાત્માજીનું ભાષણ

બાદ મહાત્માજીએ ભાષણ કરતાં જણાવ્યું હતું, કે ભરૂચ જીલ્લાની આ મુસાફરી બે ત્રણ દિવસમાં પૂરી થવાની છે. અને સુરત જીલ્લામાં ઇશ્વરકૃપા હશે તો પ્રવેશ કરીશ. હું જાણું છું કે આ જીલ્લામાં ઘણાં મુસલમાનોના ગામો છે. કેટલાક મુસલમાન ભાઇઓએ ગઇ કાલે રાત્રે મને જણાવ્યું કે તમે અમારા ગામે મુકામ કેમ નથી રાખતા? મારે તો કાંઇ વાંધો હોયજ નહિ. મેં કહ્યું, કે મને તો જે લોકોએ આમંત્રણ આપ્યું છે ત્યાં બધે ગયો છું. અને તમે કહ્યું હોત, તો તમારે ત્યાં પણ આવત. અને હું તો તમે જે આપો તે લેવાનો છું. આ લડતમાં તો તમારૂં કામ રહેલુંજ છે.

## હું વફાદાર રૈયત નથી

હું તો સરકારની સાથે લડું છું. અને હવે તો તેને કહું છું કે હું તમારી વફાદાર રૈયત નથી, પણ તમારી સામે બેવફાદાર થવા અને બધાને કરવા બહારવટે નીકળેલો છું. આમાં મારી સાથે મુસલમાન ભાઇઓ પણ છેજ. જો તમે આમંત્રણ આપ્યું હોત તો હું જરૂર તમારા ગામમાં આવત. મેં તો મુસલમાન ભાઇઓ પાસેથી ખુબ ખાધું પીધું છે. આફ્રીકામાં પણ તમારી સાથેજ રહેલો છું. તમને જાણીને તાજુબી કે નવાઇ લાગશે, કે દાંડીમાં મારો ઉતારો એક મુસલમાન ભાઇના ઘરમાંજ થવાનો છે. આજે તે ભાઇનો કાગળ આવ્યો છે અને કયારે પહોંચીશ તે વગેરેની તારીખ માગે છે. જેથી તે વ્યવસ્થા કરવા માટે તેમના મુનીમને કહી શકે. આમ મારે કાયદો તોડવાનું મુહૂર્ત પણ મુસલમાન

ભાઇના ઘરને આંગણેજ થશે. અને તે તમારા બધાનું આમંત્રણજ છે એમ સમજી લો. તમારી દુવા મળે તો મને પણ તમારૂં આમંત્રણ મળ્યા બરોબરજ છે, અને મને તમારા બધાની દુવા મળેજ છે. કાં ન મળે ?

## બોજો કઢાવવોજ

હું તો એજ માગું છું કે આપણી ઉપર જે મીઠાંનો વધારે બોજો છે તે કઢાવવો. તેની ઉપર ૧૪૦૦ ટકાનો કર છે અને તે કઢાવવા વિના કેમજ ચાલે ? કયો મુસલમાન, પારસી કે હિંદુ તે કર જાય, તે પસંદ ના કરે ? તેનો વધારે કર તો ગરીબ માણસો ઉપરજ પડે છે.

## પછી ખુબ દમ આવવાનો છે

સ્વરાજ્ય તો મળવાનું હશે ત્યારે મળશે, પણ હું તો માની બેઠો છું કે મીઠાનો કર કઢાવ્યા પછી આપણામાં ખુબ દમ આવી જવાનો છે. અને તે વખતે અમલદારો આંપણને સલામ કરીને રહેશે. આપણે તેમને સલામ કરવાનું નહિ રહે. આજે આપણે કહીએ છીએ તો નોકરશાહી, પણ એ તો બાદશાહી કરતાં બેવડી બાદશાહી છે. અત્યારે મુખી વગેરે બધાને દબડાવવા માટે તૈયાર છે, તેને જોઇને બધા ડરી જાય. પણ હવે બધાને ભાન આવ્યું છે કે મુખીથી તો ડરવાનું શું ? મુખીના મનમાંજ એમ થવું જોઇએ કે આપણાથી આવી સ્થિતિમાં કેમ રહેવાય ? સરકાર તેમને આપે છે માત્ર ચવાણું. ચાર રૂપીયાનો કાંઇ પગાર તો નાજ કહેવાય ? પાઘડી કે સાકર શું કહેવાય છે તે નથી જાણતો. મુખીને તો સરકારે ભોળવી લીધો છે અને તેની પાસેથી કામ કઢાવી લે છે. અમલદારો વેઠ પણ તેમની મારફતજ કરાવી શકે છે. આ મુલક તો આપણો છે તેમાં બીજાને શા માટે ખાવા દઇએ ?

## આવી બાદશાહી કોઈ દિવસ નહોતી

આ રાજ્યમાંથી તો અમલદારોના પેન્શનો પણ સીધા ચાલ્યાં જાય છે. પરદેશમાં હિંદમાં આવી બાદશાહી અગાઉ કોઇ દિવસ નહોતી. મોગલાઇના વંશમાં, લોદી વંશમાં, કે ગીઝની એવા ઘણા વંશો થઇ ગયા, પણ તે આમ દેશમાંથી પૈસા લઈ જતા ન હતા, આજે તો આવી રીતે અબજો રૂપીયા દેશમાંથી ચાલ્યા જાય છે અને તે આપણાથી કેમ સહન થઇ શકે? જે માણસ આ બધું સમજે કે આપણો દેશ લુંટાઇ જાય છે તે આ લડાઇમાં કેમ ના આવે?

મેં 'નવજીવન'માં એક લેખ લખ્યો છે તેમાં લખ્યું છે કે ૩૦૦ માણસોજ આપણી ઉપર રાજ્ય કરે છે. બધા મળીને ૩૦૦ જીલ્લા છે અને એ બધાના કલેકટરો આપણી ઉપર રાજ્ય ચલાવે છે. ૩૦ કરોડ ઉપર ત્રણસો રાજ્ય કરે એતો કેમ બની શકે? જે નિરાંતે બેસીને વિચાર કરે તેને પણ એમ થાય કે ૩૦૦ આપણી ઉપર રાજ્ય કરે, તે તો આપણે માટે શરમાવનારૂં કહેવાય.!

અંતમાં મહાત્માજીએ શારદા એકટ સંબંધી બોલતાં જણાવ્યું હતું કે મને પોતાને તો આવા કાયદાઓની કાંઇ દખલ જોઇતી નથી. તે કે બીજો કોઇ પણ કાયદો આપણને શું કરી શકવાનો છે? જ્યાં મત સ્વતંત્ર હોય ત્યાં ડરવાનું શું? અત્યારે ઢીંગલાં ઢીંગલીનાં લગ્ન થાય છે. તે આપણી અજ્ઞાનતા તથા નિર્દયતા બતાવે છે. છોકરાંઓને મોટા તો થવા દો. તેઓ પછી ફાવે તેમ કરી લેશે. આ જમાનો જ્યાં સ્વતંત્રતાનો છે. ત્યાં જુવાનો ઉપર દાબ પણ શા મૂકવાના હોય? આવાં લગ્નોથી તો બાળકો ઉપર પણ ખરાબ અસર થાય. આટલું બધું ઘોર અજ્ઞાન એ આપણી પરાધીનતાનુંજ પરિણામ છે. અંતમાં મહાત્માજીએ મુસલમાન વગેરે ભાઇઓને એકત્ર બનીને આ યુદ્ધમાં જોડાવા વિનંતિ કરી, તે માટે પ્રભુ બળ આપે એવી પ્રાર્થના કરી હતી.

બાદ મિટિંગનું કાર્ય ખતમ થયું હતું.

## દેરોલ (૨૨)

સ્વાતંત્ર્ય યુધ્ધોના ઇતિહાસમાં કદી નહિ નોંધાયલી એવી યાત્રા ગાંધીજીએ જ્યારથી શરૂ કરી છે, ત્યારથી આખું હિંદુસ્થાન એની વિગતો જાણુવા તતપર બન્યું છે. જંબુસરથી પ્રસ્થાન કરીને ગાંધીજી ત્યાંથી છ માઇલ દૂર આવેલા આમોદ ગામે પહોંચ્યા. ત્યાં એમણે હિંદુ મુસલમાનો સ્ત્રી પુરુષોને આ અંતીમ લડતમાં ઝંપલા-વવા હાંકલ કરી હતી. જંબુસરથી આમોદ સુધીના આ કુચમાં શ્રીમતી કમલાદેવી ચટોપાધ્યાય પણ પગે ચાલતાં ચાલતાં સાથે રહ્યાં હતાં. ગાંધીજીએ સ્ત્રીઓ માટે પણ ભવિષ્યમાં લડવાનું ઘણું ક્ષેત્ર મળશે એમ જણાવ્યું હતું. પુનાના સુપ્રસિદ્ધ પત્ર કેશરીવાળા મી. શંકરરાય અને મી. કેલકર પણ આમોદમાં ગાંધીજીને મળ્યા હતા અને મહારાષ્ટ્ર લડતમાં ઝંપલાવવા માગે છે એમ વધાઇના ખબર ગાંધીજીને આપ્યા હતા.

આમોદથી આગળ ચાલી ગાંધીજી બુવા મુકામે આવ્યા હતા જ્યાં એમને શ્રી ગંગાધરરાવ દેશપાંડે શ્રી જયરામદાસ શ્રી રાજ-ગોપાલાચારી મળવા માટે આગળથી આવી ગયા હતા. મોટેરાઓના વલણુ વિષે ગાંધીજીએ બુવામાં જણાવ્યું હતું, કે "મોટેરાંઓ યુવકો જેટલા અંતઃકરણપૂર્વક મને આવકાર આપતા નથી. મને શારીરિક સગવડો મળે છે એ બસ નથી. મને જે થેલી આપવામાં આવી છે એમાં તમારો સર્વનો હિસ્સો જોઇએ. હું

બહુ કડક ભાષણ કરૂં છું, છતાં જે સરકાર મને પકડતી નથી. એનાથી મોટેરાઓ ડરે છે? મારી પાસે માત્ર ૮૦ સ્વયંસેવકો છે ત્યારે સર કાર મને પકડી શકતી નથી, તો જ્યારે મારી પાસે ૮૦૦૦૦ સ્વયં-સેવકો હશે ત્યારે સરકાર મને શી રીતે પકડી શકશે.

પ્રાંતિક સરદારોએ ભાવી લડતના કાર્યક્રમ વિષે ગાંધીજી સાથે ખુબ મસલત ચલાવી હતી.

સમની મુકામે આરામ લેવા માટે સત્યાગ્રહીઓનો સંઘ ગાંધીજી સાથે રોકાયો હતો. આહં રાત્રે ભાષણ કરતાં બાપુજીએ જણાવ્યું હતું, કે ગામના પટેલને રાજીનામું આપવા બદલ હું મુબારકબાદી આપું છું. અને સ્ત્રીઓને પણ સ્વયંસેવિકાઓ તરીકે નામો નોંધાવ-વાની અપીલ કરી હતી.

તા. ૨૫ મીએ ગાંધીજીની છાવણી દેરોલ મુકામે સવારે આવી પહોંચી હતી. સભામાં ભાષણ કરતાં મહાત્માજીએ જણાવ્યું હતુ, કે "કોંગ્રેસ એના જન્મથી માંડી આજ સુધી મીઠાંનો કર ઓછા કરવા પ્રયત્ન કરે છે. પણ સરકાર દાદ દેતી નથી. તેથી મીઠાંના કાયદાનો સવિનયભંગ મારે શરૂ કરવો પડયો છે. લોકોની મરજી વિરૂધ્ધ હોઇ પણ સરકાર તેમની પાસેથી કર લઇ શકે નહિં.

અહિંથી ગાંધીજી સમની મુકામે ગયા હતા. અને ત્યાંથી ત્રાલસા જવા ઉપડયા હતા. ગાંધીજીની છાવણીમાં માંદા માણસોની સંખ્યા અઢારની થઇ છે. એક જણ જેને આણંદમાં રાખવામાં આવ્યો છે, તેનાં સિવાય બધા માંદાઓને આગળથી ભરૂચ મોકલી દેવામાં આવ્યા છે. ગાંધીજી આ બાબત ખુબ વિચાર ચલાવી

રહ્યા છે. તુરતમાં તેઓ માંહ્યાઓ વિષે હુકમ બહાર પાડશે, એમ ધારવામાં આવે છે. આ દરમ્યાન ગાંધીજીએ પોતાના સાથીઓને સવારે ગરમ પાણી પીવાની સલાહ આપી છે પણ સર્વથી વિશેષ તો બધાને ઇશ્વરમાં શ્રધ્ધા રાખવાનું કહેવામાં આવ્યું છે, કે સૌને દાંડી સલામતીથી પહોંચવાનું બળ એ આપશે.

નેલોરના જમીનદાર સુંદરરામ રેડી ગાંધીજીને રૂ. ૫૦૦૦ ની થેલી આપવા અહિં આવી પહોંચ્યા છે. ગાંધીજીના આશ્રમ માટે દર વરસે રૂ. ૩૬૫ નો ફાળો આ જમીનદાર આપે છે.

ત્રાલસા ગામમાં ગાંધીજીની પધરામણી થવાની હતી એ સમાચારથી આખું ગામ ભારે ઉત્સાહમાં આવી ગયુ હતું. અનેરા ઉમંગની વચ્ચે ગામને પાદર મહાત્માજીનો સદેશો સાંભળવા લોકમેદની ઉથલી પડી હતી. પણ લગ્નગાળો હોવાથી કેટલાક માણસો આવી શકયાં નહોતા એમ ગાંધીજીને ખબર પડતાં એમણે લગ્નમાં ઉત્સવોની પણ ભાષણમાં ખબર લીધી હતી.

મહાત્માજીએ પોતાના ભાષણમાં જણાવ્યું, કે કેટલાક મુસ્લીમ મિત્રો આવી ફરીયાદ કરે છે કે તેમના ગામોદ્વારા મેં કુચ ન કરી. જો મને તેમ કરવાનું આમંત્રણ મળ્યું હોત તો હું જરૂરજ તેમ કરત. પણ હું વણનોતર્યો કોઇ ગામ ઉપર જઇ શકું નહિ. અને મ્હને આવકાર આપવાની ફરજ પાડી શકું નહિ.

## દાંડીમાં–

પણ મ્હારા મુસ્લીમ મિત્રોને આનંદ થશે, કે દાંડીમાં હું એક મ્હારા મુસ્લીમ મિત્રના બંગલામાં રહેનાર છું. અને ત્યાંથીજ

સત્યાગ્રહ શરૂ કરનાર છું. મ્હારા મુસ્લીમ મિત્રને તેથી દુઃખ પામવાનું કારણ ન રહેવું જોઇએ. આ ધાર્મિક લડતમાં હું તેમના આશિષ માગું છું. આ વેરો જાય તેમ હિંદુઓ અને મુસ્લીમો બન્ને ઇચ્છે છે. બંન્ને ઉપર તેની અસર નડે છે.

## સ્વરાજ્યની તાકાત માટે–

જ્યારે તેઓ આ કર નાબુદ કરાવી શકશે, ત્યારેજ તેઓ સ્વરાજ્ય મેળવવા માટે પૂરતી તાકાત મેળવી શકશે. તેઓએ જાણવું જોઇએ, કે ઇંગ્લાંડમાં કરોડો રૂપીઆ દરેક વર્ષે જાય છે, અને તે અટકાવવા માટે યત્ન કરવોજ રહ્યો.

શારદા બીલ ઉપર ગાંધીજીએ બોલતાં જણાવ્યું, કે આ કાયદાથી પ્રજાએ રજમાત્ર પણ ડરવાનું નથી. સરકાર કદી પણ આવી બાબતોમાં અંતરાય ન મૂકે, પણ લોકોએ જાણવુંજ જોઇએ કે ન્હાની ઉમ્મરમાં લગ્ન કરવાથી કંઇજ લાભ નથી.

## લગ્ન ઉત્સવ ન હોય

'જ્યારે લડત ચાલી રહી છે, જ્યારે સ્વાતંત્ર્ય યુદ્ધ મંડાઇ ચૂક્યું છે, ત્યારે લગ્નના ઉત્સવ ન થઇ શકે, તેમના પુત્ર ઉપર ભલે તેઓ અંકુશના મૂકે. પણ આ બધી અજ્ઞાનતા તે આપણી ગુલામીનું મૂળ છે.

ભરૂચની અંદર ગાંધીજીનો જે સત્કાર કરવામાં આવ્યો છે એ ઇતિહાસમાં અપૂર્વ બની રહેશે.

મહાત્માજીને પ્રેરણાત્મક સદેશો સાંભળવા હજારો લોકોની મેદની એકઠી થઇ હતી. અહિં ગાંધીજીએ લગભગ ૨૫ મિનિટ સુધી ભાષણ કર્યું હતું.




# ભરૂચમાં ગાંધીજીનું યાદગાર પ્રવચન

## 'પ્રભુ આપણી સાથે છે'—ગાંધીજીની શ્રધ્ધા

ભરૂચ તા. ૨૬ મી મારચ

મહાત્માજીની પધરામણી પછી ભારે ઉત્સાહ ફેલાયો છે. સેવાશ્રમ જાત્રાનું ધામ બની ગયું છે. મહાત્માજી પાસે આજે ટોળાબંધ લોકો આવે છે. આ જીલ્લાની મુસાફરી દરમ્યાન બીજી જગા કરતાં સેવાશ્રમમાં વધુ ઉત્તમ ગોઠવણો કરવામાં આવી હતી.

ગાંધીજીની ટુકડીમાં જોડાવાને સીંધથી ૫ વોલંટીયરો આવ્યા હતા. જેમાં એક સકકરના મ્યુનિસિપલ સભાસદ તથા વકીલ ૨ વેપારીઓ, ૧ શીક્ષક અને ૧ સરકારી નોકર હતો. મહાત્માજીએ તેઓને તાલીમ લેવાને ગુજરાત વિદ્યાપીઠમાં જવાને અને હુકમ મળે ત્યારે હાજર થવાને ફરમાવ્યું હતું.

મહાત્માજી ભરૂચમાં ૮॥ વાગે આવી પહોંચશે. એમ જાહેર થયું હતું છતાં મહાત્માજીના ઉતારા પાસે તો લોકોની મેદની કલાક અગાઉથી જામી ગઇ હતી. મહાત્માજીનો ઉતારો ડો. ચંદુલાલ દેશાઇના સેવાશ્રમમાં આપવામાં આવ્યો હતો અને સેવાશ્રમ તો આજે ખરેખર યાત્રાનું સ્થાન થઇ પડયું હતું. મહાત્માજીને સત્કારવા ભાગોળે પણ કેટલાક યુવકો જઇ પહોંચ્યા હતા અને મહાત્માજી

સેવાશ્રમ પાસે આવી પહોંચતા સેવાશ્રમ "મહાત્મા ગાંધીજીની જય" તથા વંદે માતરમ્"ના પોકારથી ગરજી ઉઠયું હતું. લોકોનો ઉત્સાહ કાંઇ ઓરજ હતો. અને લોકોની અવરજવર મહાત્માજીએ ભાષણ આપ્યું ત્યાં સુધી ચાલુજ રહી હતી. સેવાશ્રમને પણ આશોપાલવના પાન, રાષ્ટ્રીય ધ્વજ વગેરેથી સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું અને આશ્રમમાં વ્યવસ્થા પણ ઘણી સુંદર હતી, કે જે અત્યાર સુધીના આ જીલ્લાવા પ્રવાસમાં દેખાઇ ન હતી. મહાત્માજીનો ઉતારો એક ખાસ મકાનમાં આપવામાં આવ્યો હતો. જ્યારે સ્વયંસેવકો માટે તથા મહાત્માજીના ભાષણને માટે જુદા જુદા ખાસ સુશોભીત મંડપો ઉભા કરવામાં આવ્યા હતા. પાણી વગેરેની વ્યવસ્થા પણ સુંદર હતી.

સભા સાડાત્રણ વાગે ગોઠવવામાં આવી હતી. છતાં લોકો તો બે કલાક અગાઉથી મંડપમાં આવી પહોંચ્યા હતા અને ત્રણ વાગતે તો મંડપ ચીકાર ભરાઇ ગયો હતો. બરાબર સાડાત્રણ વાગતાં મહાત્માજી શ્રીમતી સરોજીની નાયડુ, શ્રી અબ્બાસ તઇયબજી તથા પોતાના સૈનિકો સાથે આવી પહોંચ્યા હતા. અને સંગીતાચાર્ય શ્રી ખરેએ સભાનું કામકાજ રઘુપતી રાઘવ રાજારામની ધુનથી શરૂ કર્યું હતું.

બાદ મીસ તૈયબજીએ 'ઉઠ જાગ મુસાફર ભોર ભઇ'નું તથા પંડિત ઓંકારનાથે પણ એક સુંદર ગીત ગાયું હતું.

## ભરૂચને જોઇતા આશીર્વાદ

બાદ ડૉ. ચંદુલાલે મહાત્માજીનો સત્કાર કરતાં જણાવ્યું હતું કે અમારી જીલ્લામાંથી મુખીઓ તથા મતાદારોએ રાજીનામાં આપ-

વાની શરૂઆત કરી છે. અને આજે એક એવા મુખીએ રાજીનામું આપ્યું છે કે જેમના પ્રભાવથી બીજા ૫૦ મુખીઓ પણ રાજીનામાં આપે એમ છે. હજી બીજા રાજીનામાં પણ લખાય છે. લડત વખતે આપ જોશો કે કોઇ પણ જીલ્લા કરતાં ભરૂચ જીલ્લો પાછળ પડશે નહિ. અને અમે તો નક્કી કર્યું છે, કે પ્રાણ જાય તો ભલે જાય પણ વચન તો પાછું નહિજ જાય. બે બ્હેનો પણ તેમના નામ લખાવી ગઇ છે. અને તેમના બળીદાન ઉપર આખો જીલ્લો બળીદાન કરવા તૈયાર થશે એવી અમને ઉમેદ છે, અને આપ અમને આશીર્વાદ આપો એજ અમારૂં કહેવાનું છે.

## મહાત્માજીનું ભાષણ

ચંદુભાઇએ આશીર્વાદ માગ્યા છે, પણ હું આશીર્વાદ આપનાર કોણ? હું તો આશીર્વાદ લેવા નીકળેલો છું. ગામે ગામ ફરતાં જે આશીર્વાદ મેળવી રહ્યો છું તેનો દાંડી પહોંચી જાઉં ત્યાં સુધીમાં આશા છે કે એટલો મોટો પહાડ થઇ જશે, કે ગમે તેવી રાક્ષસી સલ્તનત પણ તેને પ્રતાપે ટાઢીબોળ થઇ જાય.

૧૯૨૧ માં શાળાનો અસહકાર કરનાર એક મુસ્લિમ નવજુવાનનો હમણાં જ મને પત્ર મળ્યો છે. તેમાં તેણે બે પ્રશ્નો પૂછ્યા છે, તે મેં ગોખી રાખ્યા છે.

પહેલો પ્રશ્ન આ છે: 'શું તમે એમ માનો છો કે તમે એકલા જઇ ને સ્વરાજ લઇ લેશો? કે શું તમારા હિંદુ ભાઇઓના બળે જ જે કંઇ કરવાનું છે તે કરી લેશો?'

એવી આશા મેં કલ્પનામાં કે સ્વપ્નામાં પણ રાખી નથી કે મારા એકલાના બળથી કે હિંદુના બળથી સ્વરાજ મેળવીશ. મને તો મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી બધાના બળની ગરજ છે. પણ તે બધાનું બળ મળે તોયે જો એક બળ ન હોય તો સ્વરાજ ન મળે. એ બળ ઇશ્વરનું છે! તે બળ વિના બીજું બધું ફોકટ છે! અને તે હોય તો બીજા કોઇનો ખપ નથી.

હું જે આશીર્વાદ તમારી પાસેથી ભીખી રહ્યો છું, તેમાં ક્યાંક ક્યાંક ઇશ્વરનો નાદ જોઇ શકું છું. માણસના જીવનની અંદર એવો પ્રસંગ પણ આવે, કે જ્યારે આખું જગત તેને થુકતું હોય! તે વખતે પણ ઇશ્વરનો નાદ તે સાંભળી શકે. પણ આજ એવો અવસર નથી. આજ તો હિંદુસ્તાન ૧૦ વરસ થયાં જેને ઝંખે છે, તે સ્વરાજ્યપ્રાપ્તિ માટે, તું સવિનય ભંગ કેમ કરતો નથી, તેમ પ્રજા પોકારી રહેલ હતી. કેટલાક ગાળો પણ દેતા. કેટલાક મિત્રો પ્રેમથી લાલ આંખો પણ કરતા, અને કહેતા તું પ્રગતિને રોકી રહ્યો છે. તું કહે કે સવિનય ભંગ થાઓ તો સ્વરાજ આજે આવી જાય. વાત સાચી છે. હું રોકી રહ્યો હતો, કારણ મને આત્મવિશ્વાસ નહોતો. મને ક્યાંયથી ઇશ્વરનો નાદ નહોતો મળતો. હૃદયની ઘડિયાળના ભણકારા નહોતો સાંભળતો.

લાહોરમાં જ એક ગોરા ખબરપત્રીને મેં તેના પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું હતું કે હિંદુસ્તાનની આબોહવામાં—હિંદુસ્તાનની દૃષ્ટિ-મર્યાદામાં સવિનય ભંગ કરવાનો વખત આવ્યો છે, એવું એક પણ આજે ચિન્હ જોતો નથી. ત્યારે વખત એકાએક કેમ આવી પડયો?

આખું હિંદુસ્તાન કહે કે આ વખત નથી. અંગ્રેજો પણ કહે છે, કેટલાક હિંદી ભાઇઓય કહે છે કે આ વખત નથી; પણ મને વિશ્વાસ આવી ગયો છે કે આજ વખત છે. અને જો આ વખત ન હોય તો બીજો કોઇ વખત નથી આવવાનો. આજે મારે આમાંથી કાં તો ખસી જવું જોઇએ, અથવા જેટલી મારી શક્તિ છે તેનો ઉપયોગ કરી લેવો જોઇએ.

તેથી જ હું આજે હિંદુ અને મુસલમાન પાસેથી, આ ધોળી દાઢી પાસેથી (અબ્બાસ તૈયબજી) ને કુમારિકા પાસેથી પણ હાથ જોડી મદદ માગું છું. આ લડતમાં તો નાની છોકરીઓ પણ કામમાં આવી શકે છે. છોકરીઓના કાગળો મારી પાસે આવ્યાં જ કરે છે કે તમે અમને સાથે કેમ નથી લઇ જતા ? સાથે લીધાં હોત તો તમારી અમે લાકડી પણ બનત અને મીઠું બનાવતાં બનાવતાં જેલમાં પણ જાત.

આમ મુસલમાન યુવકના પ્રશ્નનો જવાબ આપતાં તમને અને તમારે નિમિત્તે હિંદને અને આખા જગતને જવાબ આપી દીધો.

મને તો બધાની, અંગ્રેજની, પૂર્વ અને પશ્ચિમના માણસોની મદદની જરૂર છે.

સત્યાગ્રહીમાં પોતાની મેળે ચાલવાની શકિત જ હોતી નથી. સત્યાગ્રહ જગતની લાગણી ઉશ્કેરીને જ ચાલી શકે છે. ઇશ્વરના આશીર્વાદ હોય તો જ તે ચાલી શકે. તે ન હોય તો સત્યાગ્રહ લૂલો, પાંગળો અને આંધળો છે.

૧૯૨૧થી હું બે શબ્દો કહેતો આવ્યો છું. પાકીઝગી અને કુરબાની, આત્મશુદ્ધિ અને બલિદાન. એ વગર સત્યાગ્રહનો જય ન થાય. કેમકે તે વિના ઇશ્વર સાથે હોય જ નહિ.

જ્યાં જગત કુરબાની જુએ છે ત્યાં ઢળી જાય છે. કુરબાની જગતને વહાલી લાગે છે.

જગત કુરબાની સારા માટે છે કે નઠારા માટે છે તે જોતું નથી. પણ ઇશ્વર કંઇ આંધળો નથી. એ તો કુરબાનીની પણ પરીક્ષા કરે છે. કુરબાનીમાં મેલ કે સ્વાર્થ છે કે નહિ તેનો હિસાબ તેના ચોપડામાં રહે છે. તેથી કુરબાની સાથે આત્મશુદ્ધિ ન હોય, તો મારા જેવો થરથરી જાય.

રિહાના બ્હેને હમણાં જ ગાયું, 'જો જાગત હૈ સો પાવત હૈ.' એ પ્રમાણે જો જાગૃત રહીશ તો જ મેળવી શકીશ. તે પણ હું નહિ મેળવી શકું; પણ ઇશ્વરે મને—તેના બંદાને માત્ર તેના ભાજનરૂપે વાપર્યો હશે, એથી વધારે કંઇ જ નહિ.

આ તો મુસલમાન ભાઇએ પૂછ્યું. કોઇ પારસીએ પણ પૂછ્યું હોત: 'અમે તો મૂઠીભર લાખ પારસી છીએ. તે બધાને નર્મદામાં નાખી સ્વરાજ લેવાનો છે?' તો તેને પણ કહું કે પારસીઓની મદદ ન મળે તોય હું સ્વરાજ ન લઇ શકું. પારસીઓને સાથે આવ્યે જ છૂટકો છે. મુસલમાન પણ આવવાના છે. એમની દુઆ તો રોજ મને મળી રહી છે. કુચ શરૂ થઇ ત્યારથી મુસલમાનની આંખમાં અમી જોઉં છું, અને તેમણે મોઢે પણ કહ્યું છે કે તારી ફતેહ છે; તારું તો ભલું જ છે મુસલમાન ભાઇઓએ અને ભરૂચ જીલ્લાના મનુબરના વહોરા ભાઇઓએ લડત માટે રૂપિયા પણ મોકલ્યા છે.

છતાં મારે કબૂલ કરવું જોઇએ કે જે પોતાના ખીસાની અંદર રાખી મને ફેરવતા હતા, તે મૌલાના શૌકતઅલીનો આજે મને સાથ

નથી, તે મને ઓછું આવતું નથી ! હું તો જાણું છું કે એ મારા સગા ભાઈ જેવા જ છે. એમને વિષે મેં સ્વપ્નામાંય બીજો ખ્યાલ કર્યો નથી. એટલે એમનો વિરોધ ક્યાં સુધી ટકશે? આજ નહિ તો કાલે તેમને જોડાયે જ છૂટકો છે. એટલે હું નિર્ભય છું. જો હું સાચો હોઈશ તો એ બે ભાઈઓ જે મને આજ સુધી ખીસામાં રાખતા હતા તેમને હું હવે ખીસામાં રાખીશ.

આ લડતમાં મને અંગ્રેજ ભાઈઓની મદદની પણ જરૂર છે. વાઈસરૉયને રજિસ્ટરથી કાગળ મોકલી શકતો હતો, પણ એમ ન કરતાં મેં એ પત્ર પહોંચાડવા અંગ્રેજને મોકલ્યો. મારું માન વધારવા માટે એ પત્ર પહોંચાડવા અંગ્રેજને મોકલ્યો એવો મૂર્ખ મને કોઈ ન માનશે. હું તો એક અંગ્રેજને મોકલી પાછો વધારે બંધાઈ જવા માગતો હતો, અને મારા ઉપર બોજો વધારવા માગતો હતો. મારા મનમાં કોઈ અંગ્રેજ પ્રત્યે દ્વેષ નથી, પણ એ રાજ્ય પ્રત્યે દ્વેષ છે. અને હવે મને લાગે છે કે અંગ્રેજ રાજ્યને ભાંગવા સારુ જ હું જન્મેલો છું. પણ એક પણ અંગ્રેજનો વાંકો વાળ થાય તો મારા સગા ભાઈને દુઃખ થયા સમાન મને લાગે. મારા હૃદયમાં અંગ્રેજ વિષે દોસ્તી જ રહેલી છે. તેમને હું કહું છું કે તમારી પ્રજા અમારા દેશને પાયમાલ કરી રહી છે, પણ તમે હજુ કેમ સમજતા નથી ? આ રાજનીતિનો નાશ કરવો છે. પછી તે ભલે પીલી નાખે, દરિયામાં ડુબાડે, ગમે તે કરે. પણ મનની વસ્તુ કહેવાના છીએ.

બીજો પ્રશ્ન આ છે: 'સ્વરાજ મળ્યે તમે મુસલમાનને કેટલા હક, કેટલી બેઠક આપવાના છો?' એનો ઉત્તર શું આપી શકું ! મને જો કોઈ વાઈસરૉય નીમે તો હું તો મુસલમાનને જેટલી બેઠક જોઈએ

તેટલી લઇ જાવ એમ કહું. મુસલમાન, પારસી, ખ્રિસ્તીને જેટલું જોઇએ તેટલું તે ભલે પહેલાં લઇ લે, અને પછી હિંદુ. પણ સનાતની હિંદુ મને વાઇસરૉય થવા જ ન દે. સાચી વાત એ છે કે આ બધો હિસાબ મારાથી ન થઇ શકે. આટલું બસ થવું જોઇએ કે મહાસભા બંધાઇ ગઇ છે, તેથી એક રીતે હું પણ બંધાઇ ગયો છું. મહાસભાએ ઠરાવ કર્યો છે કે એક પણ કોમને જ્યાં સુધી સંતોષ ન મળે ત્યાં સુધી કોમી પ્રશ્નને ઉકેલવાનું કામ મહાસભા હાથમાં નહિ લે. મહાસભાએ આ રીતે પોતાના હાથ ધોઇ નાખ્યા છે. તેની પાસે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી બધા —પછી ભલે તે મંદિર, મસ્જીદ, અગિયારી કે દેવળમાં જતા હોય તોપણ—એક જ હિંદુસ્તાની છે; મહાસભાના મંડપમાં બધા હિન્દુસ્તાની છે.

જે ઠરાવથી સર્વ કોમને સંતોષ નહિ થાય એ ઠરાવને ગમે તેવી સીલ લાગી હશે, તોપણ મહાસભા મંજૂર રાખવાની નથી.

આથી વધારે શો ખુલાસો મહાસભા કરી શકે? સવિનય ભંગમાં તો સ્વરાજ્યની શક્તિ મેળવવાની વાત છે. પણ સ્વરાજ લેતી વખતે તો બધાની સહી જોઇએ. બધી કોમો રાજી થાય, ત્યારે સ્વરાજ્ય મળે. એથી વધારે કઇ રીતે કોને સંતોષ આપી શકાય?

પણ સ્વરાજ મળે તે પહેલાં ભરૂચે ગરીબોને સારૂં શું કરવું જોઇએ? ઓછામાં ઓછું ભરૂચ નિમકહરામ તો ન થાય. જે હિંદુ —મુસલમાન બે કે ચાર આનાના મીઠા પર સવા રૂપિયાનો કર ભરે છે તે બધા નિમકહરામ છે એમ હું માનું છું. આટલા દિવસ સુધી આપણે આ કર સહન કર્યા તે આપણી મૂર્ખાઇ હતી, હિન્દ પ્રત્યે બેવફાઇ હતી અને ગરીબો પ્રત્યે નિમક હરામી હતી.

૭ કરોડ રૂપિયાનો મીઠાનો કર કઢાવી નાખવાની લડત કોને નથી ગમતી? કંગાળ મુસલમાનને નિમક ન મળે તેથી તેની કેટલી હાય પડતી હશે? આ કર કઢાવવા માટે એવો કયો હિન્દી હશે કે જે લડાઇમાં જોડાયા વિના રહે?

આ લડત ઇશ્વરના નામે ચાલે છે. આ લડાઇ મિસ્કીનને સારૂ છે, તવંગરને માટે નથી. અને મિસ્કીનની લડાઇથી કોણ દૂર રહેવાનું છે?

સવાલોના જવાબ મેં આપી દીધા. ચંદુભાઇએ મૂર્છાઇ મારીને કહ્યું કે ભરૂચ જીલ્લો આ લડતમાં વધારેમાં વધારે ફાળો આપશે અને પ્રાણ જશે પણ લોકોની સેવા કરવાનું તેઓ ચૂકશે નહિ. મારી આશા છે કે ભાઇ ચંદુભાઇની અહિ આવેલાં ભાઇબ્હેનો આશા બર આણશે. અહિ આવેલાં ભાઇબ્હેનો બધાં પોતાનું નામ નોંધાવશે તો ભાઇ ચંદુભાઇનું પેટ ભરાઇ જશે, અને મને તો માગ્યા કરતાં વધારે મળ્યું માનીશ.

જે ઇશ્વરને નામે કહેવાનો આરંભ કર્યો તે ઇશ્વરને નામે પ્રાર્થના કરૂં છું કે મારૂં કહેલું સમજવાની અને તે પ્રમાણે આચરવાની તે તમને શકિત આપો.

## ભરૂચથી વિદાયગીરી.

ભરૂચ, તા૦ ૨૬ મી મારચ.

મહાત્માજી આજે સાંજે ભરૂચથી અંકલેશ્વર જવા સારૂં ઉપડી ગયા હતા.

માર્ગમાં તેઓને ભારે આવકાર મળ્યો હતો. રસ્તાઓ અને મકાનો ખાસ શણગારવામાં આવ્યાં હતાં અને નદી કિનારે લોકોના મોટાં ટોળા ભેગા મળ્યાં હતા.

મીસીસ નાયડુ પણ મહાત્માજીની સાથે પગે ચાલ્યાં હતાં મહાત્માજીની ઝડપ એટલી તો હતી કે મીસીસ નાયડુ અને વોલંટીયરોને કાંઇક દોડવું પડતું હતું.

શ્રી. અબ્બાસ તૈયબજી અમદાવાદ ખાતે ઉપડી ગયા છે.

# અંકલેશ્વર (૨૪)

ભરૂચ, તા૦ ૨૬ મી માર્ચ

મહાત્મા ગાંધી ભરૂચથી અંકલેશ્વર જવા ઉપડયા, ત્યારે તેમની આજુબાજુ ગંજાવર માનવમેદની જામી ગઇ હતી. આખો રસ્તો સ્ત્રી પુરૂષોની બાંબી લાંબી હારોથી ચિક્કાર ભરાઇ ગયો હતો, અને એ સાબરમતીના સંતને નીરખવા રસ્તા પરના મકાનોના ઓટલા તથા બારીઓ પણ ખીચોખીચ ભરાઇ ગયા હતાં અને આ વૃદ્ધ સંત હાથમાં લાંબી લાકડી ઝાલીને નીચે મોંએ "મહાત્માજીની જય" ના પોકારો વચ્ચે ઝપાટાભેર કુચકદમ કર્યેજ જતો હતો. આખું દ્રશ્ય અનુપમ હતું અને આખા ગામલોકોએ સ્ત્રીઓ અને પુરૂષોએ સર્વેએ મહાત્માજીને સપ્રેમ વિદાય આપી હતી.

વિદાય આપતું ટોળું પણ મહાત્માજીની પાછળ આવેજ જતું હતું. અને જયારે તેઓ ઓવારે પહોંચ્યા ત્યારે તો આખો ઓવારો માનવ મેદનીથી ચીકાર ભરાઇ ગયો હતો. ઓવારાનાં પગથીયાં પણ ભરચક થઇ ગયા હતાં અને તે વિદાય આપતું દ્રસ્ય તો એવું સુંદર હતું કે ફોટોગ્રાફરો પણ તે જોઇને ફોટો લેવા લલચાઇ ગયા હતા.

ભરૂચમાં મહાત્માજીનું ભાષણ લગભગ પોણા પાંચ વાગે પુરૂં

થવા છતાં પણ, માનવમેદની તો તેમનાં ઉતારા પાસે ચાલુજ રહી હતી. ૭ વાગે તેઓ પોતાનાં સૈનિકો સાથે ગામમાં થઇને નર્મદા નદીના તટપર જનાર હોવાથી ફરીથી તેમના દર્શન કરવા લોકો અધીરાજ બન્યા હતા જે જે રસ્તે મહાત્માજી પસાર થવાના હતા તે રસ્તાઓ પણ આશો પાલવના પાન વગેરેથી સુંદર રીતે શણગારવામાં આવ્યા હતા. ગાંધીઆટાના વેપારીઓએ નાળિયેરીના, કાપડના વેપારીઓએ કાપડના તથા એવા બીજાં તોરણો અગાઉથીજ ગોઠવી દેવામાં આવ્યા હતા. કેટલેક સ્થળે "ધન્ય છે પટેલ, તારી પટલાઇને" "જનની જણ તો વલ્લભ–વીઠલ કાં દાતા કાં શૂર" 'મહાત્મા ગાંધીજી ઘણું જીવો" વગેરેના વિવિધ પ્રકારના મુદ્રાલેખો પણ લટકાવવામાં આવ્યા હતા.

બાદ સાડાપાંચ વાગતા "મહાત્માં ગાંધીજીની જય" ના પોકારો વચ્ચે મહાત્મા પોતાના સૈનિકો સાથે કુચ કરવા નીકળતાં બરાબર પોણાસાત વાગતાં મહાત્માજીએ તેમને માટે રાખવામાં આવેલા ખાસ મછવામાં પગ મુકતાં ચારે બાજુએ "મહાત્મા ગાંધીજીની જય"નો ધ્વની ફેલાઇ રહ્યો હતો. મહાત્માજીનો મછવો રાષ્ટ્રીય ધ્વજથી અને આઠ સુધી પહોંચતા કાગળની ધ્વજાપતાકાઓથી શણગારવામાં આવ્યો હતો. તેમને તેમાં દાખલ કરવા માટે આશોપાલવના પાનની એક સુંદર કળામય કમાન મછવા ઉપર ગોઠવામાં આવી હતી. મછવાના એક ખુણા ઉપર મહાત્માજી તથા શ્રીમતી કસ્તુરબા ગાંધી માટે ખાસ ગાદી તાકીઆ ગોઠવવામાં આવ્યા હતા, અને તેમાં મહાત્માજી દાખલ થયા પછી તેમના બીજા સૈનિકો પણ દાખલ થયા હતા.

લોકોનો હર્ષ અપૂર્વ હતો. મહાત્માજીને વિદાય આપવા શ્રીમતી સરોજીની નાયડુ પણ તટ ઉપર આવી પહોંચ્યાં હતાં અને મહાત્માજીનો મછવો ઉપાડવાની શરૂઆત થતાં તે દુર ગયાં સુધી "મહાત્માજીની જય" ના પોકારથી ફરી પાછું વાતાવરણ ગાજી રહ્યું હતું. મછવામાંથી મહાત્માજીએ વિદાય લેવા આજુબાજુએ ધ્યાન-પૂર્વક નજર ફેંકી હતી અને હસતે મુખે બે હાથે વંદન કરી વિદાય લીધી હતી. શ્રીમતી કસ્તુરબાએ પણ એ મુજબ વિદાય લીધી હતી અને થોડે દૂર ગયા પછી પણ મહાત્માજીએ ફરીથી વાંકા વળી વિદાય માગી હતી. **આ વિદાયનું દ્રષ્ય અનુપમ હતું અને જાણે કે રામ વિદાયનું ફરી પુનરાવર્તન થતુ ના હોય, એવું જણાતું હતું! હાજર રહેલાઓને પણ મહાત્માજીએ વિદાય લેતાં હર્ષાશ્રુ આવી ગયાં હતાં.**

### મછવાઓ મફત

આ વિદાયને અંગે કાર્યકર્તાઓ તરફથી અગાઉથી પાંચ મછવાઓની ગોઠવણ કરવામા આવી હતી. પરંતુ લોકોના ઉત્સાહ એવો તો ભારે હતો કે તે મછવાઓ તો તુરત ભરાઇ ગયા હતા અને વધુ ચારપાંચ મછવાઓ આવી પહોંચ્યા હતા. માહત્માજીના આ પ્રસંગના ફોટા લેવા માટે કેટલાએ લોકો તલસી રહ્યા હતા અને અગાઉથી એક મછવામાં જઇ બેઠા, હતા અને આખે રસ્તે તેમણે પોતાનું કામ ચાલુજ રાખ્યું હતું. મછવાઓના ઇજારદાર એક મુસલમાન ગૃહસ્થ હતા અને તેમણે પોતાની આ મછવાઓની સેવા બદલ કાંઇ પણ લેવાની ના પાડી હતી. અને ૩૦૦ થી ૪૦૦ ભરૂચના શહેરીઓને વિના વેતને સામે કિનારે પહોચાડયા હતા.

## મહાત્માજી અને કસ્તુરબા

મહાત્માજીનો મછવો સામે કાંઠે આવી પહોચતાં તેમની સાથેના સ્વયંસેવકો તથા અમદાવાદના જાણીતા શેઠ રણછોડલાલ અમૃતલાલ વગેરે મછવાની બહાર નીકળી ગયા હતા, પરંતુ ત્યાંથી કિનારે કિનારે થોડે દૂર ચાલવાનું હોવાથી મહાત્માજી માટે એક નાની હોડી તૈયાર કરવામાં આવી હતી. તેમાં માત્ર મહાત્માજી તથા કસ્તુરબાને બેસાડવામાં આવ્યા હતાં અને ધીમે ધીમે હોડી અડધાએક કલાકમાં અંકલેશ્વરને માર્ગે જઇ પહોંચી હતી. મહાત્માજી તથા શ્રીમતી કસ્તુરબા હોડીમાં એકલાંજ બેઠેલા અને ધીમે ધીમે હોડી મધુરા પવન વચ્ચે હંકારતી એ દ્રશ્ય તો કદાપી ભુલી શકાય તેવું ન હતું: અનેકવાર તે દ્રશ્ય જોયા છતાં પ્રેક્ષકોની દ્રષ્ટી તે તરફજ રહેતી હતી અને જેટલી ગતીએ હોડી ચાલતી એટલીજ ગતીએ માનવ મેદની પણ ચાલતી રહી હતી.

## અંકલેશ્વરનો સત્કાર

બાદ સવાસાત વાગે સામે કિનારે મહાત્માજીએ જમીનપર પગ મૂકતાં, તેઓ તેમના હંમેશના કાર્યક્રમ મુજબ પોતાના સૈનિકોને સાથે ખુલ્લા મેદાનમાં પ્રાર્થના કરવા બેઠા હતા. અને તે પૂરી થયા બાદ તેમણે પોતાની કુચ શરૂ કરી હતી. કિનારાના આ સ્થળ અને અંકલેશ્વર વચ્ચે લગભગ સાડાત્રણ માઇલનું અંતર હોવા છતાં ગામલોક મહાત્માજીને સામો આવકાર આપવા, શ્રી છોટાલાલ ગાંધીની આગેવાની નીચે મોટા ટોળામાં ભજન મંડળી સાથે ઉતરી પડયા

હતાં. તેમાં મુસલામીઓ પણ સારી સંખ્યામાં હતા. અને ઠેરઠેર "મહાત્મા ગાંધીજીની જય"ના પોકારો વચ્ચે લગભગ નવ વાગ્યાના સુમારે મહાત્માજી અંકલેશ્વર ગામની ભાગોળે પહોંચ્યા હતા, જ્યાં કેટલીક બ્હેનોએ સુતરનો હાર તથા કંકુ ચોખા અર્પી તેમનો સત્કાર કર્યો હતો અને ત્યાંથી મહાત્માજીને તેમના ઉતારે માળીની ધર્મશાળામાં લઇ જવામાં આવ્યા હતા, ત્યાં પણ લોકોની ભારે મેદની ચાલુ રહી હતી. અને અડધા કલાક પછી તેમણે કાર્યક્રમ મુજબ ગામલોક સમક્ષ એક જાહેર ભાષણ આપ્યું હતું અને તેમાં તેમને રૂ. ૨૦૧ ની થેલી અર્પણ કરવામાં આવી હતી.

મહાત્માજી અને તેમની સેનાના ઉતારા વગેરેની સગવડ કરવાનું કામ અંકલેશ્વરના જાણીતા શહેરી અને આગેવાન વેપારી શેઠ નગીનલાલ હરિનારાયણદાસ લોઢાવાલા અને બીજાઓએ શ્રી છોટાલાલ ઘેલાભાઇની આગેવાની નીચે ઉપાડી લીધું હતું.



## નર્મદાને તીરે રામવિદાયનું પુનરાવર્તન
## અપૂર્વ દ્રશ્ય

# ગાંધીજીને ભરૂચની સપ્રેમ વિદાય

## મુસ્લીમ "ગુહા" આધુનીક 'રામ' ને નદીપાર ઉતારે છે

### નગરજનોને અયોદ્ધાવાસીઓની લાગણીનો અનુભવ.

અંકલેશ્વર મ્યુનીસીપાલીટી તરફથી કિનારાથી ગામસુધી રસ્તા પર ધુળ નહિ ઉડે, તે માટે પાણી છાંટવાની ગોઠવણ કરાઇ હતી.

## મહાત્માજીનું ભાષણ

મહાત્માજીએ ભાષણ કરતાં જણાવ્યું, કે તાલુકાની જે વિગત શ્રી છોટુભાઇએ જણાવી તે એક દૃષ્ટીએ સંતોષકારક કહી શકાય. ખરી કસોટી તો હવે થવાની છે અને હવે જે કસોટી થવાની છે, તેમાં નથી રહેવાના હિંદુ, મુસલમાન કે પારસી. બાકી દરેક હિંદુસ્તાનીને તો સ્વતંત્રતા વ્હાલી હોવીજ જોઇએ.

રાજપીપળા સ્ટેટ કેવું છે, તે અમને ખબર નથી. તેમાં જો છોટુભાઇ કહે છે તેમ દારૂનાં પીઠાં બહુ હોય, તો સ્વરાજ્ય અને પરરાજ્યમાં કાંઇ તફાવત નથી! આ બધા સામે આપણે શક્તિ પેદા કરવાની છે અને તે મીઠાનો કર નહિ ભરવાની લડતથી આવવાની છે, એમ હું માની બેઠો છું.

ધી; દારૂ, બીડી કે એવી ચીજો ઉપર કર નાખે, તે જુદી વાત છે. પણ આ સરકાર તો એવી ચતુર છે–મારા શબ્દોમાં રાક્ષસી છે કે તેતો દરેક જણ વાપરતા હોય તે ચિજ ઉપર કર નાખે છે. હવા ઉપર કેમ નથી નાખતી, એ નથી સમજાતું, પાણી ઉપર તો હોય છે.

મીઠાના ઉપર ૧૪૦૦ ટકાનો કર નખાય તે કેમ સહન કરી શકાય ? પણ એ ઘુંટડો સરકારે પીવડાવી દીધો. ગરીબો પાસેથી શું લેવાય છે તેનો હિસાબ તમને અત્યારે કયાં આપું ? ગરીબોને તો કાંઇ નથી મળતું. એના પૈસા તો પરદેશમાં ધસડાઇ જાય છે.

હું તો આ લડતમાં સ્રીઓની, પુરૂષોની, હિંદુ–મુસલમાન–પારસી બધાની મદદ માગું છું. તમને એમ થાય કે આટલો બધો જુનો કર બંડ કર્યા વિના તો કેમ કઢાવી શકાય ? પણ તમે એમ માનજો કે તમે પકાવવા જશો તો તે એની મેળે નીકળી જવાનો છે. એ નીકળી ગયા પછી તમારામાં ઘણી શક્તિ આવશે એ સમજી લેજો.

જો એ શક્તિ આવશે, તો મારે કે તમારે સાંભળવું નહિ પડે, કે માઇલે માઇલે દારૂની દુકાનો છે. દારૂ શ્રીમંતો પીએ છે પણ તે ગરીબોની માફક ૨૫ કરોડ સરકારને નથી આપતા. એટલુંજ નહિ, પણ પોતાનું ભાન ભૂલી જાય છે. જો તમારામાં શક્તિ હોય, તો બધાં પીઠાં બંધ કરાવી શકો છો. તમે સમજાવો તો દારૂ પીનારાઓ સમજી પણ શકે છે.

અમેરીકામાં તો વિવેક માટે દારૂના પ્યાલા ધરાય છે. એવો વિવેક આપણે ત્યાં નથી. જ્યાં કરોડો માણસ સમજે છે કે દારૂ પીવો એ સયતાનની વાત છે ત્યાં તમે તે દુર કેમ કરી ના શકો ?

બાદ તેમણે જણાવ્યું હતું કે મારું તમને બધાને આમંત્રણ છે, કે મારો સંદેશો આવે ત્યારે તમે બધા મીઠાનું કામ ઉપાડી લેજો. મુખીઓના રાજીનામાની વાત સાંભળી, પણ હજી મારે કાંઇ કહેવું પડે છે. કારણ કે એકજણે રાજીનામું પાછું ખેંચ્યાનો બનાવ બન્યો છે. જો એવું ના હોત તો આપણે ગુલામ પણ શાના કહેવાતા હોત ?

મુખીનાં રાજીનામાં ગુજરાતમાં મળે છે, તેનું કારણ એ છે કે તેનો સરદાર આજે જેલમહેલમાં વસે છે ! અને જેણે આટલું બધું કામ કર્યું છે, તે જેલમાં જાય તે માટે તેમને શરમ આવે છે.

આપણે તો સત્યનો આગ્રહ કરવા નીકળ્યા છીએ. એમાં કાંઇ નાટકી ના હોય. તેથી આપણું કાંઇ ની થાય. સત્યને નામે અસત્ય કરતા હોઇશું, તો આપણી લાજ જાય છે.

આગળ ચાલતાં મહાત્માજીએ ખાદીનું કાર્ય ઉપાડી લેવા દર્શાવી જણાવ્યું હતું, કે તેમ કરવાથી આપણે કરોડો રૂપીયા પેદા કરી શકીએ છીએ અને પ્રભુ તમને તે કરવાની બુદ્ધિ અને શકિત આપો.

બાદ વંદેમાતરમ્ ગવાયા પછી સભાનું કાર્ય ખતમ થયું હતું.

મહાત્માજી અને તેમની સેના ગુરુવારે સવારે અંકલેશ્વરથી સજોદ જવા ઉપડયા હતા.





# સજોદ (૨૫)

ગાંધીજીએ આજે સવારે અંકલેશ્વરથી કુચ કરી સજોદમાં પડાવ નાંખ્યો હતો. બપોરે મળેલી જાહેર સભામાં, પ્રવચન કરતાં ગાંધીજીએ જણાવ્યું હતું કે, હું આવતી કાલે સવારે ભરૂચ જીલ્લાની મુસાફરી પૂરી કરીશ. આથી ભરૂચ જીલ્લાની સ્થિતિની સમિક્ષા કરવી જોઇએ. એકલા ભરૂચ જીલ્લા દ્વારાજ સ્વરાજ્ય મેળવવા માટે ખરેખર ખુબ વખત લાગે. તમે સભાઓમાં હાજર રહો, કે સ્વયંસેવકો તરીકે નામો નોંધાવો એટલું બસ નથી. તમારે બીજી શરતો પણ પાળવી જોઇએ. જેવી કે પરદેશી કાપડના બહિષ્કાર, દારૂ નિશેધ વગેરે. હું તાજુબ થાઉં છું કે તમે આ જીલ્લામાં સારામાં સારૂ રૂ ઉત્પન્ન કરો છો, છતાં તમારૂં રૂ બહારગામ મોકલાવાય છે અને તમે પરદેશી કપડા વાપરો છો. ભરૂચમાં મેં વળી બીજુ જોયું, કે ત્યાંના લોકો બહુ દારૂ પીએ છે. આ બદીમાંથી છુટવાની હું તમને અપીલ કરૂં છું. મીઠાના કર વિષેનો ઝઘડો પતી જાય, ત્યાર પછી હિંદમાં પરદેશી સુતરનો એક પણ તાંતણો ન રહે, તે જોવાની આપણી ફરજ છે અને પછી સાચી ઉત્કંઠાથી દારૂનિષેધના પ્રશ્ન પાછળ આપણે મંડીશું.




માંગરોળ, તા. ૨૭ મી માર્ચ.

પાંચ માઇલની કુચ કરીને મહાત્મા ગાંધી અને તેમની સત્યાગ્રહી સેના રાતના ૮–૩૦ વાગે અત્રે આવી પહોંચ્યા હતા. અર્ધો રસ્તો ઘણો ખરાબ હતો, અને મંડળીને કાંટાની વાડો વચ્ચેથી અર્ધા ફુટની પગથી ઉપરથી ચાલવું પડયું હતું. ગાંધીજી મુશ્કેલીથી આખો રસ્તો ચાલ્યા હતા. માંગરોળ ૨૯૮ માણસની વસ્તીવાળું નાનું ગામ છે.

ડૉ. ચંદુલાલે રાતે મળેલી સભામાં ભાષણ કરતાં જણાવ્યું હતું. કે, દેશના કોઇ બીજા ભાગ કરતાં ભરૂચ લડતમાં પાછું પડશે નહિ. ગાંધીજીને હું ખાતરી આપું છું કે, જે ક્ષણે આપ દાંડી પહોંચશો તે ક્ષણે હું સ્વયંસેવકોની ટુકડી સાથે જીલ્લાના ચાર મથકોપર સત્યાગ્રહ શરૂ કરીશ.

## મીઠાવેરો જશેજ

મહાત્મા ગાંધીજીએ પ્રવચન કરતાં જણાવ્યું હતું કે, મારી વધુને વધુ ખાતરી થતી જાય છે કે, મીઠાવેરો એક કે બે માસની અંદર રદ થશેજ. જો તમે ધીરજ ખોઇ ન હોય અને જો તમે આ

લડતમાં સફળ થશો, તો તમે પરંતુ બળ મેળવશો. આવતી કાલે અથવા તા. ૬ ઠી એપ્રીલે જો હું પકડાઉં તો જ્યાં મીઠું બનાવી શકાતું હોય, તે સ્થાને તમારે દોડી જવું અને મીઠું બનાવી કાયદાનો ભંગ કરવો. તેજ ક્ષણથી બની શકે તો ફકત લંગોટ પહેરવાની પ્રતિજ્ઞા લેવી અને ખાદી વાપરવી.

## સરદારના અતિપ્રિય જીલ્લાને ગાંધીજીનો પડકાર

સુરત, તા૦ ૨૮ મી માર્ચ

મહાત્મા ગાંધી આજે રાતે ભરૂચ જીલ્લો છોડી, કીમ નદી ઓળંગી, સુરત જીલ્લાની હદમાં દાખલ થયા હતા. ગાંધીજીને માટે કીમ નદીપર લાકડાનો ખાસ પુલ બાંધવામાં આવ્યો હતો. મહાત્માજીને ડૉ૦ સુમંત મહેતા, મીસ મીઠાંબહેન પીટીટ અને સુરત જીલ્લાના બીજા કાર્યકર્તાઓએ આવકાર આપ્યો હતો.

ગાંધીજીએ રાતે ઓરપાડ તાલુકાના ઉમરેછી ગામમાં પડાવ નાંખ્યો છે.

ત્યાં રાતે મળેલી જાહેર સભામાં ૩૨ મુખીઓ અને એક તલાટીના રાજીનામાં જાહેર કરવામાં આવ્યાં હતાં. મહાત્મા ગાંધીએ જણાવ્યું હતું, કે સરદાર વલ્લભભાઇ પટેલના આ અતીપ્રિય જીલ્લામાંથી દરેક મુખી અને દરેક તલાટી રાજીનામું આપશે, એવી હું વકી રાખું છું.



# રાયમા (૨૭)

## રાયમામાં ગાંધીજી

ગાંધીજીની છાવણી, રાયમા, તા. ૨૮ મી માર્ચ

મહાત્મા ગાંધીજી પોતાના સૈનિકો સાથ આજ સવારે માંગરોળથી નીકળી, રાયમા ખાતે આવી પહોંચ્યા હતા. જે સમયે ગામ લોકોએ ભાગોળે જઇ તેમનો સારો સત્કાર કર્યો. અંકલેશ્વર અને સુરત વચ્ચે કાંઇ વાહનનો રસ્તો નહિ હોવાથી, કાંઇક મુશ્કેલીઓ સહન કરવી પડે. પરંતુ સુરત અને અંકલેશ્વર વચ્ચે અવાર નવાર મોટરો દોડતી હોવાથી, આ ભાગનો રસ્તો ખેડા જીલ્લાના રાસથી કનકપુરા સુધીના રસ્તા કરતાં સારો હતો. તેથી સૈનિકોને તથા મહાત્માજીને આ રસ્તો પસાર કરતાં ખાસ મુશ્કેલીઓ પડી ન હતી. જો કે ટપાલ તાર માટે તો અનેક મુશ્કેલીઓ વેઠવી પડે છે, અને તેનો આવતા જતા માણસો ઉપર ખાસ આધાર રાખવો પડે છે.

કાર્યક્રમ મુજબ બપોરના સાડાત્રણ વાગે મહાત્માજીના ભાષણનો કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો, પરંતુ સભાના સમય પહેલાં આજુબાજુનાં ગામોમાંથી ઘણા સ્ત્રી પુરુષો સભામાં આવી પહોંચ્યાં હતાં, અને એક કલાક અગાઉ તો સભા બરાબર ગોઠવાઇ ગઇ હતી.

ગામને રંગીન કાગળોની ધ્વજાઓથી સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું. સભા માટે તૈયાર કરવામાં આવેલા મંડપને પણ એવીજ રીતે શણગારવામાં આવ્યો હતો. ગામ ઘણું નાનું હોવા છતાં, સભામાં લગભગ દોઢ બે હજાર માણસોએ હાજરી આપી હતી—જેમાં સ્ત્રીઓની સંખ્યા લગભગ ૨૦૦ ની હતી. મુસલમાનોએ પણ સભામાં સારી સંખ્યામાં હાજરી આપી હતી. બાદ મહાત્માજી સભામાં સાડાત્રણ વાગે આવી પહોચતાં તેમને "મહાત્મા ગાંધીજીકી જય" ના તથા "વંદેમાતરમ્" ના પોકારોથી વધાવી લેવામાં આવ્યા હતા.

## રમુજ !

સભામાં આવતા મહાત્માજીએ પોતે માથે બાંધેલા કકડા માટે એક ટાંકણી માંગતાં તે એક ભાઇએ આપી હતી.

અત્રે મહાત્માજીએ રમુજમાં જણાવ્યું હતું કે 'આ પણ પ્રેસમાં લખજો !"

બાદ સંગીતાચાર્ય શ્રી. ખરેએ "રઘુપતી રાઘવ રાજારામ" ની ધુનથી સભાનું કામ શરૂ કર્યું હતું અને "રઘુકુલ રીત સદા ચલી આઇ, પ્રાણ જાય અરૂ વચન ન જાઇ" નું ગીત બધાને ગવડાવ્યું હતું.

ડો. ચંદુલાલે મહાત્માજીને સંબોધીને ત્યાર બાદ જણાવ્યું હતું કે આ રાયમા–ભરૂચ જીલ્લાની મુસાફરીનું છેલ્લું મથક છે. અને દરેક હિન્દી આજે પ્રાર્થના કરે છે કે આપને ફ-તેહ મળો. અમારામાં ઘણી ત્રુટીઓ તો છે પણ અમને શ્રદ્ધા છે કે તે બધી દુર થઇ જશે, અને આપ હુકમ કરશો ત્યારે જોશો કે આ જીલ્લો પાછો

નહિ હટે. ઇશ્વરે આ જીલ્લાની આબરૂ રાખેલી છે અને હજી રાખે એવી પ્રાર્થના છે.

## ડૉ. ચંદુલાલની પ્રતિજ્ઞા

મહાત્માજી—તમારી પ્રતિજ્ઞા તો સંભળાવો ? તે પ્રતિજ્ઞા મરવા કરતાં પણ વધારે છે.

અત્રે તેમના આગ્રહથી ડૉ. ચંદુલાલે જણાવ્યું હતું, કે આજે મહાત્માજીએ હું કાંતું એ શરતે એક રેંટીઓ મને આપેલો છે અને મેં વચન આપ્યું છે કે તે ઉપર હું હંમેશ ભરૂચમાં હોઇશ ત્યારે કાંતીશ.

મહાત્માજી—બહાર હશો ત્યારે ? (હસાહસ)

## મહાત્માજીનું ભાષણ

બાદ મહાત્માજીએ ભાષણ કરતાં જણાવ્યું, કે ગુજરાતના જીલ્લા છોડતાં ઘણું મુશ્કેલ તો થાય. પણ આપણે તો જે શ્રેય વસ્તુ હોય, તે કરવી જોઇએ. તે માટે તો આપણે દાંડી પહોંચવું જોઇએ. અને મીઠું બનાવવું જોઇએ. અને જે રીતે બને તે રીતે કાયદાઓ તોડવા જોઇએ. આ જીલ્લો છોડતાં વસમું લાગે તોપણ મારે જવું જોઇએ !

આ ગામડું તો ઘણું નાનું છે. આ ગામમાં ૧૫ સ્વયંસેવકો છે, તોપણ તે માંગરોળ કરતાં ચઢી જાય છે. સ્વયંસેવકોમાં વાળંદ પણ છે અને આજે મેં તેને હાથે હજામત કરાવી. મને લાગ્યું કે ધન્ય ઘડી કે મારે સ્વયંસેવકને હાથે હજામત કરાવવાનો પ્રસંગ આવ્યો.

આસામથી આજે તાર વાંચ્યો કે ધારાસભામાં જવા માટે મોચીને ઘણા મત મળ્યા, તે અંગ્રેજી તો નહિ જાણતો હોય, તોપણ પોતાના ધંધામાં તો કુશળ હશે. આપણને તો ધારાસભામાં જવું હરામ બરોબર છે. એટલે તેને મુબારકબાદી ન આપી શકાય. હરિજનમાં તે જીત્યો તે એક શુભ ચિન્હ છે.

જે વર્ગને અત્યાર સુધી આપણે તુચ્છકારી કાઢ્યા છે, તેને અપનાવવા તે આપણો ધર્મ છે. અને તે દ્રષ્ટિએ મોચીની ચુંટણીને હું શુભ ચિન્હ માનું છું. કોઇ પણ ધંધાથી આપણા લશ્કરમાં બાકી ના રહે, ત્યારે આપણે પણ શોભી શકીએ. આપણા લશ્કરમાં સ્ત્રીઓ પણ હોય, બાળકો પણ હોય. આપણું લશ્કર કાંઇ વ્યભિચાર કે લુટફાટ કરવા જવાનું નથી, એવું હોય તો તો બાળકો અને સ્ત્રીઓને તો દુરજ રાખવાં જોઇએ.

આ લશ્કરમાં તો "અલ્લાહો અકબર" કાં તો "રામચંદ્રની જય" કહીએ તે બંને એકજ છે. ગઇ કાલે મારાથીજ કહેવાઇ ગયું, કે ગામડા પાસેથી મીઠું નીકળતું હોય, તો આપણે બધા અને બાળકોને પણ લઇને જઇએ. છોકરો જોશે તો તે પણ સમજશે. તે ઉપરા ઉપરી સવાલ પૂછશે અને તેના જવાબ આપશો એટલે તેમને તાલીમ પણ મળી શકશે. ગામને પાદરે મીઠું થતું હોય, તો તે માટે ગામડાંને ગામડાં હોમી દઇએ!

એ તો યાદજ રાખજો, કે તા. ૧૨ મીએ કુચ શરૂ થઇ, ત્યારે હિંદુ, મુસલમાન, પારસી વગેરેએ દુઆ આપી છે એટલે મીઠાનો

કર ગયોજ છે. સરકારના દફતરમાંથી નથી ગયો, પણ જશેજ. તમે પણ તા. ૬ ઠીએ પેટ ભરીને મીઠું પકાવવામાં ભાગ લેજો અને સક્રિય કાર્ય કરતા થઇ જજો.

જેમ ખેતરમાંથી માટી લઇ આવી શકીએ, તેમ પૂર્વે મીઠું પણ લેઇ આવતા હતા. મીઠું લેવા તે વળી દુકાને શું જવાનું હોય? અથવા તો દાતણ વેચવા નીકળે છે, એવી રીતે વેચનારાઓ નીકળી શકે. એજ કરતા થઇએ ત્યારે આપણે હિંદના કરોડોની સેવા કરી છે એમ ગણાશે.

જાડા તથા પાતળા માણસ માટે એકજ શુળી વપરાય તેમ અહિ મીઠામાં પણ વપરાય છે. આવો જુલમ તો જગતના ઇતિહાસમાં મેં કયાંય નથી સાંભળ્યો કે વાંચ્યો! અને તે પણ એવા વસ્તુ ઉપર કર લેવાય છે, કે જે બધાં માણસો વાપરે છે. આવી વસ્તુ ઉપર જકાત નાખવી એ તો વિકરાળ મનુષ્યના મગજમાંથી નીકળેલી વાત છે.

આ કર કાઢયાથી કંઇ સ્વરાજ્ય નથી આવવાનું. પણ તેથી તો આજના કરનાં સોગણી શક્તિ આવવાની છે. સુર્ય અને ચંદ્ર છે, ત્યાં અંગ્રેજી રાજ્ય રહેવાનું છે એવું કહેવાય છે, તે વાત પણ ભુસાઇ જશે.

ડો. ચંદુભાઇએ પણ મારી પાસેથા રેંટીઓ લઇને પોતાને બાંધી લીધા છે. અને એ રીતે ભરૂચ જીલ્લાને બતાવશે, કે આપણે ખાદી નથી કાંતતા, તે આપણી ઉણપ છે. તેમ કર્યાથી તો ૬૦ કરોડ રૂપીઆ બધાંને સરખા પ્રમાણમાં વહેંચાઇ જવાના છે.

આ સહેલી વસ્તુ નથી કરતા તે આપણી આળસ છે, હિન્દુસ્તાનનું હિત તેમાં આટલું બધું છે, તેને તમે ઓળખવા નથી માગતા, અને તેમ કરીને તમે બેવફા બનો છો. આટલી બધી સહેલી વસ્તુ નથી કરતા, તે એક શરમની વાત છે.

ગરીબો પ્રત્યે પ્રેમ હોય, તો દારૂની બદી પણ દુર કરવી જોઇએ. આમ બે ચાર વસ્તુઓ પડી છે જે સ્વરાજ્ય મળતા પહેલાં કરીજ નાખવી જોઇએ.

જેમ જેમ આપણે આપણા દુઃખને દૂર કરવા મરી જઇશું તેમ તેમ આપણી શક્તિ વધવાની છે. વાવાઝોડા સામે જેમ રક્ષણ કરીએ એ સ્વાભાવિક છે, એમ આ મીઠાં વિષે તૈયાર થવું જોઇએ.

પછી તમનેજ એમ થશે. કે શા માટે આપણે લડતા હતા? સ્વતંત્ર હિન્દુસ્થાનમાં તો દરેક માણસ સ્વતંત્ર થઇ જવાનો છે. અત્યારે તો પારલામેન્ટની સામે ટગર ટગર જોઇ રહ્યા છીએ, તેમ તે વખતે નહિ હોય. તે વખતે બધા ઝગડા એની મેળે નીકળી જવાના છે. અને તે માટે મીઠાંની વસ્તુ તે પહેલી આવી છે.

અંતમાં મહાત્માજીએ બધાને કાર્યમાં રોકાઇ જવા ભલામણ કરી હતી અને વંદેમાતરમનું ગીત ગવાયા બાદ મિટિંગનું કાર્ય ખતમ થયું હતું.



# ઉમરાછી (૨૮)

## પ્રભુના દર્શન માટે ૩૦ કરોડના હૃદયમાં પ્રવેશ થવું જોઇએ

## સુરત જીલ્લામાં મહાત્માજીનું પહેલું ભાષણ

### મહાત્માજી ઉમરાછી ખાતે

મહાત્માજીની છાવણી, તા૦ ૨૮ મી માર્ચ

મહાત્મા ગાંધીજી આજ સાંજે ૭ વાગે પોતાના સૈનિકો સાથે, ઉમરાછી તરફ આવવા નીકળ્યા હતા. આ બન્ને ગામ વચ્ચેનું અંતર લગભગ નવથી દશ માઇલનું હોવા છતાં, અને આટલી લાંબી મુસાફરી કર્યાં છતાં, મહાત્માજીની ઉપર કાંઇ ભારે શ્રમ પડયો હોય, એવાં ચિન્હ જણાતાં ન હતાં. તેઓ તો આખે રસ્તે હસને મુખે વાતો કરતા કરતા એક યુવાન સૈનિકની માફક જોસભેર ચાલ્યેજ જતા હતા.

કાર્યક્રમ મુજબ સવાસાત વાગતાં તેમણે પોતાના સૈનિકો સાથે ખુલ્લા મેદાનમાં પ્રાર્થના કરી હતી અને [illegible] મુસાફરી કરીને, રાતના ૮–૫૦ વાગે ઉમરાછી આવી પહોંચ્યા હતા.

આ ગામ તરફ જવાનો સડકોની બાજુ પરનો રસ્તોજ ગામની દુર્દશા બતાવી આપતો હતો. ગામની વસ્તી આશરે ૪૦ મકાનોની છે અને આજુબાજુએ સુકાં ઝાડો અને બાવળનો–અને તે પણ સુકાં –વન સિવાય કાંઇ દ્રષ્ટીગોચર થતું નથી. ગામના લોકોને પાણીનો ત્રાસ પણ ભારેજ છે અને આખા ગામ વચ્ચે મીઠા પાણીનો એકજ કુવો છે.

મહાત્માજીનો ઉતારો ગામ બહાર ખુલ્લા મેદાનમાં કુવાની સગવડ હોવાથી એ મેદાનમાં રાખવામાં આવ્યો હતો. આસપાસ ઝાડો સિવાય કાંઇ પમ દેખાતું ન હતું અને જો દીવાઓની ગોઠવણ કરવામાં આવી ના હોત, તો આ દ્રશ્ય એક ભયાનક જંગલ સમાન હતું.

## પાશેર મમરા મળ્યા!

ગામની વસ્તી ૪૦ મકાનોની એટલે દુકાનની વ્યવસ્થા પણ કયાંથી હોય? રીપોર્ટરોની પણ આ સમયે ખરી કસોટી થવાની હતી. કાંઇ મળશે એવી આશાએને આશાએ રૂા. ૨૦ ની ભાડે મોટર રાખીને પાંચેક રીપોર્ટરો ઉમરાછી ગામે પહોંચ્યા તો ખરા પણ ઉતારો ખુલ્લા મેદાનમાં જોતાં, પ્રથમ તો એમ લાગ્યું, કે ગામમાં કંઇ વસ્તી હશે કે કેમ? છેવટે તપાસ કરતાં ગામ તો દેખાયું, પણ ખાવાપીવાનું કે દૂધ વગેરે મળે છે કે કેમ, તેની તપાસ કરી તો

આખું ગામ ખુંદી વળ્યા પછી પાશેર મમરા મળ્યા અને પાંચે જણે વહેંચી લીધા.

મહાત્માજી ગામ પાસે આવી પહોંચતાં, ગામલોક તેમનો સત્કાર કરવા ગયું હતું અને સ્ત્રીઓ ગાંધીજી સ્વરાજ લઇ વહેલા આવજો રે નું ગીત ગાતી છેક તેમના ઉતારા સુધી ગઇ હતી, અને આમ મહાત્માજીએ આજે સુરત જીલ્લાના પહેલા ગામમાં પ્રવેશ કર્યો હતો.

ગામ નાનુ હોવા છતાં આજુબાજુના ગામોમાંથી લોકોની ભારે મેદની મહાત્માજીનું ભાષણ સાંભળવા જામી હતી અને લોકોનો ઉત્સાહ ભારે જણાતો હતો.

મહાત્માજી સભામાં આવી પહોંચતાં લોકોએ વિવિધ પ્રકારનાં પ્રેરણાત્મક ગીતો ગાયાં હતાં.

બાદ સાડા નવ વાગતાં મહાત્માજી તેમને તૈયાર કરેલા ઘાસના સાંઠાની ન્હાનીશી દેખાવડી ઝુંપડીમાંથી બહાર નીકળી સભાના ચોગાનમાં આવી પહોંચતાં લોકોએ "મહાત્માજીની જય"ના પોકરોથી તેમનો ભારે સત્કાર કર્યો હતો, અને સભાના ક્રમ મુજબ શ્રી. ખરેએ પ્રાર્થના કરી, સભાના કામની શરૂઆત કરી હતી. સભામાં શ્રીમતી મીઠુબહેન પીટીટ, શ્રી. કલ્યાણજી, ડૉ૦ સુમન્ત મહેતા વગેરે આગેવાનોએ પણ હાજરી આપી હતી.

## શ્રી. કનૈયાલાલનું નિવેદન.

બાદ કનૈયાલાલે ટુંક વિવેચન કરતાં જણાવ્યું હતું, કે આપને અમે આ લડતમાં ફાળો આપવામાં જરા પણ પાછા પડીશું નહિ. તાલુકાનો ઇતિહાસ રજુ કરતાં તેમણે જણાવ્યું હતું કે આ અમારો

ઓરપાડ તાલુકો અગાઉ આબાદ હતો અને તેના બંદરો આજે તુટી ગયાં છે. મીઠું કરવા માટે અહિ ઘણી અનુકૂળ જગ્યા છે, પણ તે ધંધો પણ અગરો તુટવાથી ભાગી ગયો છે. તાલુકામાં દારૂના ૯ માંથી ૮ અને તાડીના ૧૫ માંથી ૧૨ પીઠાં આ વરસે રખાયાં છે. પીઠાં ઉપર દારૂ તાડી ઉપરની ઉપજ છેલ્લા પાંચ વરસમાં ૪૦ ટકા ઓછી થએલી છે. આ તાલુકામાં દારૂની પ્રવૃતિને લીધે ત્રણ જણને સજા થયેલી, પણ તેમને તેમની કોમોએ વધાવી લીધા છે. સરદાર વલ્લભભાઇની ધરપકડના વિરોધમાં આ તાલુકાના ૩૨ પટેલોએ અને એક તલાટીએ રાજીનામું આપ્યું છે. આ ઉપરાંત બીજાં રાજીનામાં પણ આવી રહ્યાં છે અને ૫૦ ટકા ઉપરાંત રાજીનામાં આવશે. મહમદપુરની બે બ્હેનોએ પણ પોતાનાં નામ સ્વયંસેવિકા તરીકે નોંધાવ્યાં છે અને અમારાં તાલુકા તરફથી ૨૫૦ સ્વયંસેવકો આપની લડતમાં આપવાની અમને ઉમેદ છે.

## ડાકટર સુમંત મહેતા

બાદ ડૉ. સુમંત મહેતાએ જણાવ્યું હતું, કે આજે આપણે પુ. મહાત્માજી અને તેમની સાથેનાસૈન્યને આવકાર આપવા એકઠા થયા છીએ. તેઓ શા માટે પગ રસ્તે નીકળ્યા છે, તે આપ જાણો છો. આપણું બધાનું કામ તો એકજ છે કે જે કામ મહાત્માજીએ ઉપાડયું છે તે પૂરૂં થાય, ત્યાં સુધી પુરતી સંખ્યામાં લોકો જોડાઇ જાય. આજે સવારે જયારે એક નાના ગામમાં પોતાનું નામ નોંધાવ્યું, ત્યારે મને આનંદનો પાર ન હતો. જો બ્હેનો આટલી બધી તત્પરતા બતાવે તો જુવાનો સારોજ ભાગ લે એવી આશા રાખી શકાય. બારડોલીની લડતને લીધે સુરત જીલ્લાને સારી તાલીમ મળી

છે અને આશા છે કે જે કામ મહાત્માજી બતાવે તે કરવા તૈયાર થઇ જશે. જો આપણે આ લડતમાં સાથ ના આપીએ, તો જેણે પોતાનું આખું શરીર તમારે માટે ઘસી નાંખ્યું છે તેને દગો દીધો કહેવાશે

## મહાત્માજીનું ભાષણ

બાદ મહાત્માજીએ ભાષણ કરતાં જણાવ્યું હતું, કે ત્રણ જીલ્લામાંથી પસાર થઇને આજે હું સરદારના વહાલાં જીલ્લામાં આવ્યો છું એમ કહી શકાય. વહાલો કહેવામાં બીજાને અન્યાય થાય, એ હું સમજી શકું છું. પણ તેમણે હમણા આ જીલ્લાની જે સેવા કરી છે તેથી તમને લાગેજ કે તેમને આ જીલ્લો વધારે વહાલો હશે. જો એ વાત સાચી હોય તો હું સુરત જીલ્લા પાસેથી વધારેમાં વધારે આશા રાખી શકું. સરદારે કરેલી સેવાની તમે બુજ ગણેલી છે, પણ અત્યારે તો તમારી ઉપર તેથી પણ વધારે જવાબદારી આવી છે.

સરદારને સરકારે પકડયા તે સુરત જીલ્લો કેમ સહન કરી શકે ? હું દાંડી પહોંચુ તે પહેલાં એટલી તો આશા રાખું જ કે એકપણ મુખી બાકી રહ્યો નહિ હોય, કે જેણે રાજીનામું આપ્યું ના. હોય ! દાંડી એ તો આજે આખા હિન્દનું કેન્દ્રસ્થાન બનવાનું છે.

મુખીઓ અને તલાટીઓ વચ્ચે ફેર છે. તલાટીને જેટલો પગાર મળે છે એમાંથી તે કાંઇ નિર્વાહ કરતો નથી. તે લોકો પાસેથી નજરાણું લે છે. સરકારનું મુખ, મુખી, પોલીસ પટેલ, અને

વાઇસરોય સાહેબ છે. પણ વાઇસરોય સાહેબને ત્રણસો હાથ છે અને તે ત્રણસો કલેક્ટર. એટલાથી આખું સલ્તનત ચાલે છે.

આજે આપણે એ સલ્તનતમાંથી નીકળી જવું છે. નહિતો વળી ૬૧ મા વર્ષે કુચ શી? કોઇ કહેશે કે ૬૧ વરસે તો જુદે રસ્તે જાઉં છું. જે રાજ્યમાં અંધેર ચાલતું હોય, તેને ઉથલપાથલ કરીએ નહિ ત્યાં સુધી કાંઇ ના થાય. તે ખરી યાત્રા નથી! આપણે ખરી યાત્રા માટે તો ૩૦ કરોડનાં હાડમાં મળી જવુ રહ્યું. એટલે જ્યાં સુધી આપણે હિન્દનાં દરેક અંગમાં ઓતપ્રોત ના થઇએ, ત્યાં સુધી કોઇ ઇશ્વર ના મળે.

અત્યાર સુધી હુ ઘણાના કહેવા છતાં શાંત બેસી રહ્યો હતો. અને ઘણાના શબ્દો સાંભળતો હતો. તે વખતે મારી હિંમત ન હતી. જ્યાં દોષ વધી જતા હોય, ત્યાં આપણે તેનો ત્યાગ કરવો જોઇએ. અને તેથી તમને બારડોલીના ગુણોજ કહીશ. તેણે તો ઘણી શાંતી જાળવી શકાય છે એમ સાબીત કરી બતાવ્યું. બીજે સ્થળે પણ મેં એવું જોયલું હતું. મેં જોયું તેથી મારી હિંમતનો પારો વધ્યો અને મને લાગ્યું કે જો તું હવે કાંઇ નહિ કરે તો તું દેશદ્રોહી બનીશ.

## તલાટી અને પટેલ રાષ્ટ્ર શરીર

મેં તો ૧૯૨૦ થી અહિંસાથી શાંતિ મેળવવાની પ્રતિજ્ઞા કરી છે. હવે બધી જવાબદારી મેં તો ઇશ્વર ઉપરજ મૂકી છે. એ લડતમાં હું તમને નોતરવા આવ્યો છું. જો તમે સીધી રીતે કામ કરો તો સરદારને ત્રણ મહિનાની અંદર છોડાવી શકો. હિન્દુસ્તાનનું રાષ્ટ્ર

શરીર તલાટી અને મુખીઓ ઉપરજ છે અને જો તેમનાં રાજીનામાં મળી જાય તો પછી મજલા એની મેળે પડી જવાના છે. કલેકટર કે વાયસરોયના રાજીનામાની જરૂર નથી.

પણ તમે ખોટા રાજીનામાં ના આપો. આ તો ખરો ખેલ છે. ગ્રામવાસીઓએ તે સમજી લેવું જોઇએ. તમારી પાસેથી બીજો કોઇ લઇ જવાનો નથી. ગ્રામવાસીઓ ધારે તો મુખીઓ કે તલાટીઓ કાંઇ કરી શકે તેમ નથી.

મારે તો રામરાજ્ય-દીન રાજ્ય જોઇએ છે. હમણાં તમે જોશો કે મુંબઇની મીલોને ૧૦ કરોડ મળવાના છે. આમ તમે જે લુગડા પહેરશો તે પણ પરદેશી હશે.

હું તમારી પાસે એકજ વાત માગું છું. મેં તો સરકાર મને પકડે તો મારૂં કાર્ય કર્યું ગણાશે. ગુજરાત ઉપર તો વધારે આશા રખાય છે. કે ગુજરાતમાંજ વધારે કામ કરનાર માણુસ રહ્યા છે. હું તો આવું અને જાઉં, પણ વલ્લભભાઇએ તો અહિંજ રહેવું પસંદ કર્યું.

આગલ ચાલતાં મહાત્માજીએ જણાવ્યું હતું, કે તમે વીરસદની પટેલ જેવા ના થાશો. જો પટેલ કે ગ્રામવાસી ડરતા ડરતા રાજીનામાં આપે, તો તેમાં તમારી ભુલ છે, જો એવું કરશો તો સેંકડોનાં હાડકાં રામ થઇ જશે. મારાએ થઇ જાય અને વલ્લભભાઇના પણ થઇ જાય. આથી હું પોકારી પોકારીને તમને કહેવા માગું છું કે તમે દગો ના આપશો. જો તમે અમને દગો આપશો તો માતૃભૂમીને દગો આપ્યો કહેવાશે.

આગળ ચાલતાં મહાત્માજીએ ઢસાના દરબારનો હિંમતનો દાખલો આપી જણાવ્યું હતું કે મુખીઓ, તળાટીઓ અને ગ્રામવાસીઓ તેમની માફક હિંમત બતાવે.

મને તો આથી પણ વધારે તેજ થતાં આવડે છે. હું તો અંગ્રેજોનો પણ મિત્ર છું, અને તેથીજ મેં મારા જાસુસ તરીકે એક અંગ્રેજને મોકલ્યો હતો, અને તે પણ મેં તેમને આગળથી વંચાવ્યો હતો. અને તેણે પસંદ કર્યો ત્યારેજ તેને મોકલ્યો હતો.

હું તો આખા હિંદુસ્થાનનું રાજ્ય ગુજરાત કરે એ જોવા ઇચ્છું છું. એટલે કે ગુજરાત બધા માટે સેવા કરે. જો નહિ કરીએ તો પંજાબ કે બંગાળ કે બીજા ભાગના લોકો તમારી ઉપર થુંકવાના છે.

મુખ્ય કામ તો મીઠાનું કરવાનું છે. અને તમે કરો એમ હું ઇચ્છું છું તેમાં તો "આવો ભાઇ હરખા તો આપણે સૌ સરખા" એવું છે અને એ રીતે બધાની ઉપરથી કર લેવાય છે. હું તો કહીજ દઉં છું કે મીઠાનો કર ગયેલોજ છે એમ માની લેજો. અત્યાર સુધી આપણે અજ્ઞાન હતા, પણ હવે સમજી ગયા છીએ. ૧૪૦૦ ટકા કર લેવાય એવો જુલમ તો મેં જોયોજ નથી. તે આપણાથી કેમ જોઇ શકાય? જે માણસો પ્રતિજ્ઞા કરીને નીકળ્યા છે તે શું પાછા હઠવાના છે?

આપણે હમણાં બૈરાંઓએ ગાયું કે "સ્વરાજ્ય લેવું રહેલ છે." પણ કયારે? છે તો સહેલું જાણજો તમે કાંઇ કરો તોજ.

અંતમાં તેમણે ખાદી તથા રેંટીયાનું કાર્ય ઉપાડવા, તથા દારૂ વગેરેનો બહિષ્કાર કરવા સલાહ આપી હતી અને જણાવ્યું

હતું, કે જો તમો એ કામ કરશો તો સ્વરાજ્ય તો નાચીજ રહ્યું છે.

બાદ રાત્રે સાડા દશ વાગે મિટિંગનું કાર્ય ખતમ થયું હતું.

## મુખીઓ અને પટેલોને અપીલ

સુરત, તા. ૨૯ મી માર્ચ.

મહાત્માજી ૯ માઇલનું છેટું ૩ કલાકમાં કાપીને ગઇ રાતે સુરત જીલ્લાના પહેલાં ઉમરાછી ગામમાં આવી પુગ્યા હતા.

જાહેર સભા મધે જાહેર કરવામાં આવ્યું હતું, કે ઓલપાડ તાલુકાના ૩૨ મુખીઓ અને એક તલાટીએ રાજીનામાં આપ્યા હતાં.

વધુ રાજીનામાંઓની આશા રહે છે.

જાહેર ભાષણમાં મહાત્માજીએ જંણાવ્યું હતું કે તમારા ગામ તરફની શ્રી વલ્લભભાઇની પ્રીતિ અને સેવાઓથી તમો વાકેફ છો અને સરદારની ધરપકડ તમો કેમ શાંખી શકો ?

ખાસ કરીને એ જીલ્લાના સઘળા મુખીઓ અને તલાટીઓએ રાજીનાંમાં આપવા જોઇએ. સઘળાઓ રાજીનામાં આપતાં સરકાર આપ મેળે ભાંગી પડશે.

મારી ૬૧ વરસની વય છે, છતાં પ્રભુના દર્શને હું હિમાલય ઉપર જઇ શકતો નથી. હું માનું છું કે જ્યાં સુધી આવી સરકારી રીતિ ચાલુ રહે, ત્યાં સુધી હિમાલય પર જવા છતાં હું ભગવાનને જોઇ શકું નહિંજ. ભગવાનના દર્શન માટે આપણે ૩૦ કરોડના હૃદયમાં દાખલ થવું જોઇએ. ધણુકોએ મને સવિનયભંગ શરૂ કરવા

જણાવ્યું હતું, પણ હું અથકાયા કરતો હતો. પણ આયંદે મને લાગ્યું હતું કે હું દેશદ્રોહી બન્યો હતો!

અમો ભગવાનના નામથી લડનાર છીએ અને તમારી મદદ માંગીએ છીએ, સરદારને છોડાવવું તમારા હાથમાં છે.

સઘળા મુખીઓએ મક્કમ રહેવું જોઇએ. જો તમો વીરસદના મુખીને પગલે ચાલશો, તો તમો ફક્ત મને નહિ પણ સરદારને પણ દગાખોર નીવડશો. અને દેશને ભારે નુકશાન કરશો.

ધસાના દરબારના દાખલાની તમોએ નકલ કરવી જોઇએ. પોલીસ પટેલો તરીકેના રાજીનામાંઓ આપવાથી તમો ગુલામગીરીમાંથી છુટશો.

જો સરદારનું ગુજરાત કાંઇ કરશે નહિ તો પંજાબ, બંગાલ અને બીજા પ્રાંતો તમો ઉપર થુંકશે!

સભામાં મહાત્માજીને ૪૦૦ રૂ. પર્સ એનાયત કરવામાં આવી હતી.



# એરથાણ (૨૯)

## મહાત્માજી એરથાણ ખાતે

મહાત્મા ગાંધીજીની છાવણી,

એરથાણ, તા. ૨૯ મી માર્ચ.

મહાત્માજી ઉમરાછીથી આજે સવારના ૭ વાગતા પોતાના સૈનિકો સાથે એરથાણ તરફ જવા ઉપડી ચુકયા હતા. જે સમયે ગામ લોકોએ તેમને સપ્રેમ વિદાય આપી હતી અને રસ્તામાં પણ મહાત્માજીના દર્શન માટે કેટલેક ઠેકાણે લોકો એકઠા થયા હતા. મહાત્માજી એરથાણ પહોંચતાં, ત્યાં પણ ગામ લોકે તેમનો ભારે સત્કાર કર્યો હતો. મહાત્માજીનો તથા સૈનિકોનો ઉતારો જંબુ વૃક્ષોની ઘટા નીચે રાખવામાં આવ્યો હતો. અને આખો દિવસ મહાત્માજીનાં દર્શન માટે લોકોની અવર જવર ચાલુ રહી હતી.

કાર્યક્રમ મુજબ બપોરના જાહેર સભાનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. સભા માટે એક ખાસ મંડપ બાંધવામાં આવ્યો હતો. અને એક કલાક અગાઉ આખો મંડપ ચીકાર ભરાઇ ગયો હતો. સભામાં અર્ધા કલાક અગાઉથી ઉત્સાહ પ્રેરણાત્મક ગાયનો શરૂ થઇ ચુકયા હતા અને લોકો ઉત્સાહપૂર્વક ઝીલેજ જતા હતા. બરાબર

સાડા ત્રણ વાગતાં મહાત્માજી આવી સભામાં પહોંચતાં "મહાત્માજીની-જય" ના ધ્વનીથી લોકોએ તેમનો ભારે સત્કાર કર્યો હતો, અને સંગીતાચાર્ય શ્રી. ખરેએ લોકો સમક્ષ ધુન કરાવી સભાના કામની શરૂઆત કરાવી હતી. અને પોતે "રઘુકુલ રીત સદા ચાલી આઇ, પ્રાણુ જાઇ અરૂ વચન ન જાઇ" ની ચોપાઇ ગવડાવી હતી. સભામાં કલ્યાણજીભાઇ તથા શ્રીમતી મીઠુ બ્હેન પીટીટે પણ હાજરી આપી હતી.

બાદ શ્રી કનૈયાલાલે જણાવ્યું હતું, કે આજે એક મુખીએ વધારે રાજીનામું આપ્યું છે અને આ ગામના કેટલાક લોકોએ ખાદી પહેરવાની અને રેંટીઓ ચલાવવાની પ્રતિજ્ઞા લીધી છે.

## મહાત્માજીનું ભાષણ

બાદ મહાત્માજીએ પ્રતિજ્ઞા લેનારાઓને અભિનંદન આપતાં જણાવ્યું હતું, કે તમે હમણાં સાંભળ્યું કે "રઘુકુળ રીતી સદા ચલી આઇ પ્રાણુ જાય અરૂ વચન ન જાઇ." આ શબ્દો તો રામચંદ્રજીએ તો જ્યારે પોતાનો સુડીસમ ધા વાગવાનો હતો ત્યારે કહ્યા હતા અને તે હૃદયના ઉદ્દગાર હતા. તેઓ જાણુતા કે તેમના જવાથી રાજા જીવી શકે તેમ ન હતા. એટલે તમે એ મુજબ પ્રતિજ્ઞા પાળજો આપણે બધાએ રઘુકુળનાજ છીએ. અને તે કુળની રીત પ્રમાણે ચાલવુંજ જોઇએ. વચન લઇએ તો તો પાળીએજ. પછી ભલે પ્રાણુ જાય. રેંટીયાની પુજા કરવી એ તમારી પ્રતિજ્ઞા નથી, પણ હાથ ઠુંઠા ન થઇ જાય ત્યાં સુધી તે ચાલવોજ જોઇએ. કેટલાક અત્યંજ ભાઇઓ દારૂ નહિ પીવાની પ્રતિજ્ઞા લીધી હોય, તો તે માટે તેમને

ધન્યવાદ છે અને તેનું પાલન કરવાની પ્રભુ શકિત આપો એમ માગું છું. જો એ પ્રતિજ્ઞા પાળશો નહિ તો સ્વરાજ્ય દૂર દૂર જ જવાનું છે.

અત્યારે તો મીઠાની વાત કરવાની છે. તા. ૬ ઠ્ઠી એ તો દરેક જણે પોતાની પાસે દરિઓ હોય તેણે મીઠું પકાવવાનું છે. આપણે એ મીઠું ખાવા માટે નથી પકાવવાના પણ સરકારને એ બતાવવાનું કે અમે તો તમારા કાયદા ધોઇ પીધા છે. તે માટે લાકડાં બાળવાં પડે તો પણ કાંઇ નથી. જો તેમ કર્યા વિના પાણી લાવીને પકાવાય તો તેમ પણ કરજો. આપણે કાંઇ એમ ઝાઝા દિવસ નહિ કરવું પડે. સરકાર કૃપાળુ છે. અને તે આપણને પકડશે.

મીઠું કેમ શોધી કાઢયું છે. તે તો તમે જાણો છો. રાય અને રંક સરખોજ કર દે એ કેમ બને ? મારા જેવો રોજ પ્રજા પાસેથી ભીખીને દ્રાક્ષ નારંગી ખાય, તે પણ કર આપે અને તમે પણ આપો એ કેમ બની શકે ? હિંદુસ્થાનમાં તો કરોડો માણસો ભુખે મરે છે. તેને અર્થે આપણે મીઠા ઉપરનો કર કઢાવી નાંખવાનો છે. અને તેની તમે તા. ૬ ઠ્ઠી એ શરૂઆત કરી દેશો. હું માનું છું કે છઠ્ઠીના લેખ તો નહિ ફરે.

## રાજીનામું એટલે બહારવટું

જો મુખીઓ રાજીનામું આપ્યા છતાં મામલતદાર વગેરેની ખુશામત કરે, તો તેનો કાંઇ અર્થ નથી. મુખીપણું છોડયું એનો અર્થ તો એ કે સરકાર સામે બહારવટું કર્યું. તમે તો ચોકખું કહી શકો, કે સરદાર વલ્લભભાઇને પકડી ગયા છો એટલે પૂર્ણ સ્વતંત્રતાને પણ પકડી ગયા છો. અને તેથી અમે તમારી સાથે કાંઇ ના કરી શકીએ. જો કોઇને બીકજ લાગી હોય, તો રાજીનામાનો કાંઇ અર્થ

નથી, સરકાર તો હસશે. તેથી તો સરકારનો વેપાર વધ્યો અને આપણે ખોટનો હિસાબ કર્યો કહેવાશે. મુખીઓએ લોકોની સ્તુતિ થાય તો, તે તો શીતળા જેવી વળગી પડે છે. અને તે ફુલી ફુલીને ફુટી જવાની છે.

તે મામલતદારને એમજ કહે છે, કે હવે મારાથી તમારૂં કાંઈ ના થાય. મુખીઓએ અને ગામવાસીઓએ જાણવું જોઈએ કે આપણે અત્યારે સરકાર સામે બેવફાઈનો ધંધો આદર્યો છે અને તે વખતે મામલતદારની સરભરા કેવી રીતે થઈ શકે? સાદા હોય તો કાંઈ આપીએ અને જો અધિકારની રૂએ આવે, તો કહી દઈએ કે જાઓ પાણી પણ નહિ મળે.

તમારી પાસે મીઠુ બ્હેન પીટીટ તો છેજ. તેમને માટે તમે શું કર્યું? મીઠાનો કર તો ગયોજ છે એમ સમજી લો. આજે નહિ તો કાલે અને કાલે નહિ તો પરમ દિવસે જવાનોજ છે. સ્વરાજ્ય માટે તો ઘણું કાંઇ કરવાનું છે. રેંટીયા માટે પ્રતિજ્ઞા લેવી પડે તે તો શરમની વાત છે. બીજા રેંટીયો આપે અને આપણે કાંતીએ એમ કેમ બને? એથી તો હું આજે રેંટીયો લીધા વિના આવ્યો છું અને તકલી ઉપર કાંતુ છું? હું તો તમારા ગામમાંથી હોય તોજ રેંટીઓ ચલાવું.

તકલી એ ગોકળ ગાય છે, અને રેંટીઓ તો સસલા જેવો ચપળ છે. આથી હું તમને કહું છું કે થોડા માણસોએ પતિજ્ઞા લીધી એમાં મને નવાઇ નથી. સ્વરાજ્ય લેવું હોય તો બધા અહિંજ કહી દે, કે અમે આજથી ખાદી પહેરીશું. શરાબ પીનારાઓ પાસેથી શરાબ પણ છોડાવી દો અને કાંતીને કપડાં પહેરતાં થઇ જાઓ એટલે તરત ટીપણું જોઇને ઘડી જોઇને કહી દઇશ, કે ક્યારે સ્વરાજ્ય મળશે? આટલું તો તમે બધા કરી શકો છો. બાદ વંદે માતરમ્ ગવાયા પછી મિટિંગનું કાર્ય ખતમ થયું હતું.



# ભડગામ ( ૩૦ )

## હિંદનું રાષ્ટ્ર શરીર પટેલ અને તલાટી.

મહાત્માજીની છાવણી ભડગામ, તા. ૨૯ મી માર્ચ

મહાત્માજી પોતાના સૈનિકો સાથે આજ ૭ વાગે એરથાણથી નીકળી ભડગામ તરફ કુચ કરવા ઉપડી ગયા હતા અને ગામ લોકે તેમને સપ્રેમ વિદાય આપી હતી. રસ્તામાં થોડા થોડા અંતરે એ સાબરમતીના સંતની કુચ નીહાળવા ખેડુતો કલાક અગાઉથી ખડાજ થઇ રહ્યા હતા.

### સામૈયું

મહાત્માજીનો સત્કાર કરવા ભડગામના લોકોનું એક સામૈયું ભાગોળે ગયું હતું. અને મહાત્માજી આવી પહોંચતાં "મહાત્માજીની જય"ના પોકારો વચ્ચે તેમને સપ્રેમ વધાવી લીધા હતા. ગામને પણ સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું અને "સ્વરાજ્ય એ આપણો જન્મસિદ્ધ હક્ક છે" "બલિદાન વિના સિદ્ધિ નથી." વગેરે અનેક વિવિધ પ્રકારના મુદ્રાલેખો ગામના જુદા જુદા ભાગોમાં લટકાવીને ગામને સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું.

કાર્યક્રમ મુજબ રાત્રે ૯ાા વાગે જાહેર સભા થઇ હતી. જેમાં લગભગ દોઢ હજાર માણસોએ હાજરી આપી હતી. અને સભાનું કામ શ્રી ખરેએ "રઘુપતી રાઘવ"ની ધુનથી શરૂ કરી "દેર સુનો

હજરાજ દુલારી "નું ગીત ગાયું હતું. સભા મળતાં પહેલાં પણ ચાર પાંચ પ્રેરણાત્મક ગીતો સભાજનો પાસે ગવડાવવામાં આવ્યાં હતાં.

શ્રી કનૈયાલાલે ગામનું નિવેદન રજુ કરતાં જણાવ્યું હતું, કે આ તાલુકાના લોકોની એવી ઇચ્છા હતી કે આપના પુનિત પગલાંનો જેટલો લાભ લેવાય, એટલો લેવો. અને તેથી કાર્યક્રમમાં ફેરફાર કરવો પડયો છે. કોળીની કોમ જે દારૂતાડીના ફંદામાં ફસાઇ હતી તેઓ તેમાંથી છુટયા છે, ખારવાઓ પણ ધીમે ધીમે છુટતાં જાય છે. ઓરપાડ કસ્બો આપના કાર્યક્રમમાં આવતો ન હતો અને તેથી આ પાસેનું પાસે ગામ અમે લીધેલું છે. હવે આપને ઉપદેશ આપવા વિનંતિ કરૂં છું.

## મહાત્માજીનો ઉપદેશ

બાદ મહાત્માજીએ ભાષણ કરતાં જણાવ્યું હતું, કે ઉપદેશ શબ્દ વાપરવો સહેલો છે, પણ દેવો એ કઠિન છે. તે દેવાની યોગ્યતા હોવી જોઇએ. હું તો તમારી પાસે કેટલીકક ભુલાતો લેવા ઇચ્છું છું અને તેને તમો ઉપદેશ કે ગમે તે કહો. સુરત જીલ્લાના મારા નિકટ પ્રસંગમાં આવેલા સાથીઓ છે. હું તો આકરા બોલો છું. સરકારના દોષો પહાડ જેટલા બતાવું છું. કારણ કે તે પહાડ છે, પણ આપણા દોષો તો નાના હોય તેને પણ પહાડ જેવા બતાવું છું. આથી કેટલાકને મારો ત્યાગ પણ કરેલો છે.

## સ્વભાવનો પરિચય

આજે હું મારા તે સ્વભાવનો પરિચય કરાવવા માગું છું મારા સ્વયંસેવકોને તો કહી દીધું છે, કે હવે આપણું છેલ્લું અઠવાડીઉં

છે. અને હવે સાવધાન બની વિશેષ આત્મશુદ્ધિ કરવી જોઇએ, આપણે કોઇ દૈવી પુરુષો નથી. મને લાગ્યું કે હવે મારે કાંઇ કહેવાનું નહિ રહે, પણ હું તે દોષ ઉપર દોષો જોતોજ આવ્યો છું. અને મારો ઉકળાટ વધતોજ જાય છે. મને એમ થાય છે, કે વાઇસરોયને લખનાર હું કોણ કે જે પાંચ હજારગણા પૈસા ખાઇ જાય છે. તેઓ દાનમાં વાપરે છે પણ હું તો ૨૧૦૦ રૂપીઆ પણ આપવા નથી ઇચ્છતો, હું ગરીબને નામે કુચ કરવા નીકળું અને ગરીબો પાસેથી પાંચગણું લેતા હોઇએ તો હું બીજાને કહેનાર કોણ?

## લોકોને સુચના

હિંદુસ્તાનની હંમેશા સાત પૈસાની આવક છે. ખવાય તો પાંચગણું. તમે તો બારને બદલે ૧૨૦ નારંગીઓ અને કેળાં વગેરે મને આપો, અને તે મારે ખાવું, તે અમને કેમ પચે? તમે ઘી ગોળ કે ચાર પાંચ વાર દૂધ આપો છો, તો તે પણ લઇ લઇએ છીએ. આમ મફત બધું ખાઇ જઇ શકાય અને તે ખાધાં પછી વાયસરોયને લખું કે તમે પાંચ હજારગણો પગાર ખાવો છો તે શોભે? હવે સ્વયંસેવકો પણ પહાડના પહાડ નિકળવાના છે એટલે બધાને માટે જાહેરમાં કહી દઉં છું અને તમે તે બધું સાનમાં સમજી જાઓ અને મન ધોઇ નાખો.

વાયસરોયને કાગળ લખવા અમે નાલાયક છીએ એમ મને લાગતું જાય છે. હું પોતે બગડેલો, હીન, દીન—ગરીબ છું. દીન સ્વયંસેવકો સાથે નીકળેલો છું. આ વખતે તમે આટલા બધા દીવા લાવો તે લોકોને લુંટવા સમાન છે. ગામડામાં આવું શાનું

હોય ? અંધારામાં બેસીને વાતો કરીએ તો પણ શું ? **મારા મોઢામાં જોવાનું પણ શું છે ?**

## લડતમાં છેલબટાઉપણું નહિ જોઇએ

આ તો મેં બત્તીનો દાખલોજ આપ્યો છે. સ્વયંસેવકોને કહું કે તમે કોડીએ કોડીનો હિસાબ રાખજો. નહિ તો મને સાથીઓની સાથે પણ, સત્યાગ્રહ કરતાં આવડે છે. સરકાર સામે વાર લાગે, પણ સગાં સામે કાંઇ ના લાગે. જો તમારે મદદ કરવી હોય, તો પણ કૃપણ થઇને મદદ કરજો. ઉદાર ના બનશો. મને તમે બકરીનું દૂધ નહિ આપો, તો મારૂં રૂવાડું પણ નથી ઉઠવાનું. **પરાણે ગમે ત્યાંથી લાવીને દુધ આપશો, તે મને સોમલ આપવા બરાબર છે.** સુરતથી દૂધ મંગાવવું શું ? શાક મંગાવવું શું ? મરી તો નથી જવાના ? મરશે તો પણ કાંઇ નહિ. મોટરનું ખર્ચ, ગાડાનું ખર્ચ તમે બધા વિચારીને કરજો. લોકો પાસેથી ભીક્ષા માગીને આ લડત લડવાની છે. ભૂખે પણ લડી શકાય છે. આ લડતમાં છેલબટાઉપણું એક ક્ષણ પણ નહિ ચાલી શકે.

## બત્તીઓ સામે વિરોધ

ચાર પાંચ માણસોની સભા મેળવીશું. રીપોર્ટરો નહિ જાણે એજ ને ? તેમનાથી કાંઇ સ્વરાજ્ય નથી મળવાનું, પણ ઇશ્વરની સહાયથીજ મળવાનું છે. આથી તમને દીનપણે કહું છું કે તમે આવું ખર્ચ ના કરો ! ત્રણ દિવસથી હું આ બધું જોઇ રહ્યો છું. આ મોટી બત્તીઓ પેલા કરસનીયા પાસે ઉપડાવાય, તે કેમ જોઇ શકાય ? આજે તો તે માણસને પજવતો મેં જોયો હતો. અમેરીકા

કે ઇંગ્લાંડમાં આવી રીતે બાજટ ઉપર બત્તી ઉપડાવાયજ નહિ. તે ઉપડાવવાનો તમને શો અધિકાર છે? શું આપણી બત્તીઓથી નથી ચાલતું? આ મારૂં દુઃખ હું કોની પાસે રડું?

સ્વરાજ્ય તો આવવાનુંજ નથી. હું તો મરીજ જવાનો છું. હું તો કાગડા કુતરાની માફક સ્વરાજ્ય ઝંખતો ઝંખતો મરી જઇશ. આશ્રમ તરફ પાછો વળવાનોજ નથી.

જો તમે શાણા હશો તો તમે સમજી ગયા હશો કે આપણે કેવી રીતે ચાલવાનું છે. મહેરબાની કરી આવતી કાલથી બત્તીઓ બંધ કરજો.

બાદ મિટિંગનું કાર્ય ખતમ થયું હતું. આથી સભા આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ હતી અને મહાત્માજીના ભાષણની ઉંડી અસર પડી હતી.



# સાંધીએલ (૩૫)

## 'વેપારીઓથી ખોયેલું રાજ્ય, વેપારીઓથીજ લેવાનું છે.'

### મહાત્માજીની સુંદર તબીયત

#### વજનમાં થયેલો વધારો.

**સાંધીએલ,** તા૦ ૨૯ મી માર્ચ.

મહાત્મા ગાંધીજીની તબીયત પ્રતિદિન પહેલાં કરતાં વધુ તંદુરસ્ત જણાતી જાય છે. અને આટલી લાંબી મુસાફરી તથા મહાન શ્રમ છતાં, તેઓ હંમેશાં હસમુખાજ માલમ પડે છે અને તેમની કુચ કરવાની ઝડપી ચાલ હજી પણ એવીને એવીજ છે. તેઓ આશ્રમમાંથી નીકળ્યા તે વખતે તેમનું વજન ૧૦૨ રતલ હતું જે ભરૂચ ખાતે પહોંચ્યા, તે સુધીમાં વધીને ૧૦૬ રતલ થવા પામ્યું છે.

### પરદેશી કાપડના વેપારીઓને–

#### મહાત્મા ગાંધીની હાકલ.

મહાત્માજી આજે સવારે ભડગામથી પોતાના સૈનિકો સાથે

આંધીએલ તરફ કુચ કરવા નીકળી પડયા હતા. જે સમયે ગામ-લોકોએ પણ તેમને સપ્રેમ વિદાય આપી હતી.

## એ દિવ્ય દર્શન

મહાત્માજીના ગઇ કાલના રાત્રિના ભાષણે ઘણીજ ભારે અસર શ્રોતાવર્ગ પર તથા કાર્યકર્તાઓ ઉપર કરી હતી. અને તે આખું ભાષણ એવો કોઇ ભાગ્યેજ પ્રેક્ષક હશે જે પોતાની જિંદગીમાં ભુલી જાય ! કેટલેક સ્થળે તો તે ભાષણ ઉપર બહુજ ચર્ચા ચાલી હતી અને ભાષણ પૂરૂં થતાંની સાથે, સભાજનોમાં પણ હોહાકાર મચી ગયો હતો ! અને લોકોએ અરસપરસ ગુસપુસ વાતોની શરૂઆત કરી દીધી હતી. આખા વાતાવરણમાં મહાત્માજીના પ્રભાવની છાયા પથ-રાઇ ગઇ હતી ! અને તે ભાષણ સાંભળ્યા પછી કેટલાકનાં કાન પણ દુભાયાં હતાં ! કારણ કે ઉપરનાં ખાલી દેખાવોથી મહાત્માજીનું દીલ ઘણું શોકથી ઉભરાઇ ગયું હતું ! અને મહાત્માજીના હૃદય-સ્પર્શી શબ્દોએ શ્રોતાઓનાં હૃદયને વીંધી નાંખ્યા હતાં ! મહાત્માજીને વધુ દીલગીરી તો એથી થવા પામી હતી, કે તે દિવસે સુરતથી મારા તથા સ્વયંસેવકો માટે કંડીયા ભરીને ફળફળાદી લાવવામાં આવ્યા હતા. અને મોટરો, તથા દીવાઓનું પણ ભારે ખર્ચ કર-વામાં આવ્યું હતું. કેટલાકને મહાત્માજીના ભાષણ ઉપરથી એમ પણ લાગતું હતું, કે પોતે એકાદ દિવસ ઉપવાસ પણ આદરી લે. મહાત્માજીની દેશભક્તિ અને તેમના હૃદયમાં ચાલુ રહેલી ચીનગા-રીઓનું દર્શન કરાવતું આ એક અનુપમ દ્રશ્ય હતું. જાણે કે દીવ્ય દર્શન !

બરાબર સાડાત્રણ વાગે મહાત્માજી સભામાં આવી પહોંચતાં તેમનો લોકોએ "મહાત્માજીની જય"ના પોકારોથી સત્કાર કર્યો હતો અને "સતનો માંડયો છે સંગ્રામ લીધાં કેસરીયાં આ વાર"ના ગીતથી સભાના કામની શરૂઆત થઇ હતી. બાદ સંગીતાચાર્ય શ્રી. ખરેએ "રઘુપતી રાઘવ રાજારામ" ની ધુનથી તથા 'જાકે પ્રિય ન રામ વૈદેહી" ના ગીત ગાયાં હતાં.

બાદ શ્રી. કનૈયાલાલે જણાવ્યું હતું, કે ઓરપાડ તાલુકાની આ ચોથી સભા છે. આજે ત્રણ ગામના એક તલાટીએ પણ રાજીનામું આપ્યું છે.

## મહાત્માજીનું ભાષણ

મહાત્માજીએ ત્યારબાદ તલાટીને અભિનંદન આપતાં જણાવ્યું હતું કે તલાટીઓના રાજીનામાં હજી નથી આવ્યાં. આ તો બીજું રાજીનામું છે. જેમ જેમ આપણે આ લડતને સમજતા થશું અને ઇશ્વર ઉપર વિશ્વાસ રાખતાં થશું, ત્યારે મને આશા છે કે આપણે આગળ વધીશું. જેમ જેમ સમજતા થશું તેમ તેમ સરકારની ધાસ્તી છોડી દેવાના છીએ. જો તે આજે છોડી દઇએ તો આજે સ્વતંત્રતા છે. જે માણસાઇમાં આવ્યો છે તેની ઉપર બીજો કોઇ રાજ્ય ચલાવીજ નથી શકવાનો. તેને એમજ થશે કે મારી ઉપર રાજ્ય ચલાવનારો ઇશ્વર એકજ છે!

તલાટીને પૂછતાં જણાવ્યું, કે પોતે હાથે મહેનત કરીને પણ પોતાનું ગુજરાન ચલાવી લેશે. જો તેમણે બીજાની માફક

પોપટની માફક શીખીને મને જવાબ આપ્યો હોય, અને પછી મામલતદારથી ડરી જાય તો કાંઇ ના વળે.

મામલતદાર તો અત્યારે રાજીનામાં પાછા ખેંચી લેવાની કોશીસ ખોલીનેજ બેઠેલા છે.

ધોળી ટોપી પહેર્યા પછી કાળી ટોપી પહેરો તો કાંઇ ના થાય! પંજાબમાં કેટલાક એમ કરી જુવાનીઆઓએ માફી માગી હતી. વકીલોએ પણ એમ કર્યું છે. આથી તલાટીને અને તેની મારફત બીજા રાજીનામાં આપનારાઓને અત્રેથી નોટીસ આપું છું, કે રાજીનામાં સાવધાનીથી આપજો. કાળું મુખ ના કરશો!

અત્યારે હું રાજીનામાની ભીક્ષા માગવા નથી નીકળ્યો. હું તો મીઠાના કાયદાનો ભંગ કરનારાઓને માગું છું અને તેઓ બહાર આવી જાય એમ માગું છું.

સરદારના ભજનમંડળી ગુણ તો ગાય છે, પણ જો તે સરદારે કર્યું તે ના કરે તો તેના કામની કિંમત ભાટચારણ જેવી છે!

સરદારને તો એક જોશીએ કહ્યું હતું કે તમારે તો જેલ નથી. પણ જોશીઓ આજે ક્યાં ખરા છે? મુખીઓ વગેરેએ તો પોતાની નોકરી ખરાબ ગંદી વસ્તુ છે એમ સમજીને પોતાની નોકરી મૂકીજ દેવી જોઇએ! હજી અહિંના અને બીજા પટેલોએ રાજીનામાં નથી આપ્યાં. અહિંના પટેલ તો વધારે વફાદાર છે અને બધાને સમજાવે છે, કે જુવોને, સરકાર પાસે કેટલાં બધાં સાધન છે? જો આ વાત ખોટી હોય, તો તેમની માફી માગું છુ, અને જો ખરી હોય તો તેમને નમ્રપણે કહેવા માગું છું, કે તમે ભલે રાજીનામાં ના આપો,

પણ બીજાને ખોટે રસ્તે ના દોરો. હવે બીકનો સમય ગયો છે. બહિષ્કાર કેવો હોવો જોઇએ, તેનું પ્રથકરણ મેં નવજીવનમાં કહેલું છે, અને તે તમે વાંચી જાઓ.

## હૃદય મંથન

ગઇ કાલે રાત્રે મેં કાઢેલા ઉદગારો અથવા તો મારૂં રૂદન કે હૃદય મંથન તમારામાંથી કેટલાકે સાંભળ્યું હશે. તે તમે વાંચી લો. તેમાં તો કરૂણારસ ભરેલો છે. હજી પણ એ ઘા સાવ રૂઝાઇ ગયો નથી. તે વાતમાંથી એક પણ અક્ષર પાછો, ખેંચાય તેમ નથી. એ તો જેમ બાણમાંથી તીર છુટે, તેમ મારાં વાકયો મારા વિચારમાંથી નીકળ્યાં હતા એની તરફ તમારૂં ધ્યાન શા માટે ખેંચું છું ? કારણ કે મારે તમારી પાસેથી કામ કરાવવાનું છે. સાથીઓ થનારાને તો મારે કહીજ દેવું જોઇએ.

ઠીક ના લાગે તો દૂર રહેજો! મને અસ્પૃશ્ય ગણવો, તેમાં કાંઇ ખોટું નથી. પણ જો મારા સાથી થવું છે, અને સ્વરાજ્ય યજ્ઞમાં મારી સાથે કામ કરવું છે, ત્યા બધું સાંભળવાનું છે અને જાણજો કે આપણા દોષ રજ જેવડા હશે, તોપણ ગજ જેવડા, પહાડ જેવડા કરી બતાવવાનો છું ! આ લડતમાંથી આપણે દોષોથી બચવું છે અને થાય તો તેનું નગારાં વગાડીને નગરકીર્તન કરવાનું છે અને આખા જગતને બતાવવાનું છે કે અમારામાં આટલા દોષો છે!

## અહિં મુંબઇના કાપડના વેપારીઓ

મેં જોયું કે જે મેં ગઇ કાલે રાત્રે કહ્યું તેનો અમલ આજથી થઇ ચુકયો છે. આજે પેલી મોટી મોટી બત્તીઓ નહિ હોય, મેં જે

શરતો કાલે બતાવી છે તેનો અમલ કરશો તો વીમાનની ગતીથી સ્વરાજ્ય આવવાનું છે. જો કે એ ગતી તો મારે માટે કાંઇ નથી.

મીઠાનો કર તો ગયોજ છે એમ સમજી લો. એ એટલો બધો રાક્ષસી કર છે, કે પોતાનાં બોજાથીજ બચી જવાનો છે. એનો ઇતિહાસ તો જુનો ગંદો છે સરકાર પણ એમ બતાવી શકે તેમ નથી કે તેમાં નીતિ છે- તેને તો પૈસાજ જોઇએ છે. હું તો તમારી શક્તિ ઉપર ઝુઝું છું. તમે જે નામો નોંધાવો છો, તેમાંથી અર્ધા આવશે, તોપણ તે કર જવાના છે!

## ગામડાની પુરતીરૂપેજ

અહિં મુંબઇના કાપડના વેપારીઓ આવેલા છે એક અબજ ૬૦ કરોડની ઉથલપાથલ થાય છે. આ ભાઇઓ સાથે વાત કરતાં જોઉં છું કે ૧૯૨૧ માં જે તૈયારી હતી, તેના કરતાં આજે તેમની વધારે તૈયારી છે અને વધારે રસ લે છે હું કાંઇ શહેરોનો દુશ્મન નથી; શહેરો ગાંમડાંઓની પુરતીરૂપેજ રહી શકે. એવું ના હોય તો આ સલ્તનતની માફક શહેરોનો પણ પ્રતિ-ક્ષણ નાશ ઇચ્છું! આ વેપારીઓ સમજી ગયા છે, કે આ તેમની પણ લડત છે.

હવે જે ધંધો તેઓ કરશે, તે આવતી કાલે તેમનો ધંધો દૈવી હશે. આજે આસુરી હશે. તેમનો એક પક્ષ કહે છે, કે આપણે પરદેશી કાપડનો બહિષ્કાર કરવો. પણ જાપાનનો ન કરવો. મને લાગે છે કે આવો વિચાર કરનારાઓ ટુંકી બુદ્ધિનો ઊપયોગ કરે છે. આપણે કાંઇ ઇંગ્લાંડનું વેર લેવાનું નથી, પણ દરિદ્રનારાયણ માટે

તમામ પરદેશી કાપડનો બહિષ્કાર કરવાનો છે. હું તો એમ કહેવા માગું છું, કે આપણને ગમે તે દેશનું કાપડ આવે, મફત આપે, તો પણ તે ત્યાજ્ય હોવું જોઇએ! ફેંકી દેવું જોઇએ! અને તે આપણો ધર્મ છે.

તમો હજી તેમનો ધંધો કરવા છતાં તેમની ચતુરાઇ સમજી ન શકયા. તેમનામાં તો એક છીદ્રમાંથી ગરી શકવાની શકિત છે. તેમણે દિલ્હી કેમ સર કર્યું, તે તો તમે જાણતાજ હશો. દિલ્હીના કોટમાં પહેલું છીંડું પડયું, તેની સાથેજ તેમની ટોળીઓ ઉછળવા માંડી. અને એક અંદર પેઠો પછી ખલાસ! ત્યારથી તેઓ અહિં સજ્જડ થઇ ગયા. કંપનીનો ઇતિહાસ તો કરૂણાજનક છે! અહિં તે કયાં કહેવા બેશું?

આથી એજ કહેવા માગું છું, કે જો આપણે એક પણ છિદ્ર પરદેશી કાપડ માટે રાખીશુ, તો હજારો ગાંસડીઓ દેશમાં આવી જવાની છે! બીજા દેશની ગાંસડીઓ ઉપર જાપાનની છાપ પણ કાં ના પાડે? અહિં આપણે ખાદીમાં પણ દગો કયાં નથી ચાલતો? અને તમારામાંના કાવકે મોંએ બીજા કાપડને ખાદી કહીને અને તે પણ કસમ ખાઇને વેચતાં કયાં નથી? આમાં તો આપણાજ માણસો પરદેશી કાપડના દલાલો થવાના છે, અને તમે એમ કેમ માનો છે કે જાપાનના લોકો પણ બીજા દેશોનું કાપડ નહિ વેચે? કમીશન મળશે તો તેમનો માલ પણ વેચશે. વળી છાપો બદલાતાં પણ કયાં વાર લાગે છે? તમે પણ કયાં રેંટીયાની અને બીજી છાપો, બીજાં કાપડો ઉપર કયાં નથી મારતા? જો તમે એક તસુ કાપડ પણ આવવા દેશો, તો યાદ રાખજો કે ગાંસડી ને ગાંસડીઓ આવી જશે.

જલવાઇકુરીમાં મેં અગાઉ કેટલાક વેપારીઓને વાતમાં કહ્યું હતું, કે હિન્દુસ્થાનનું રાજ્ય આપણે વેપારીઓથીજ ખોયું છે અને આપણે વેપારીઓથીજ લેવાનું છે. હું પણ વાણીઓ વેપારીજ છું ને? જો તેમણે આપેલા ઓર્ડરો આપણામાં ત્યાગશકિત હશે તો બધા થોક-બંધ પડીજ રહેવાના છે! જો આપણે સાચા હોઇશું, તો તેમનું કાંઇ નહિ ચાલે! સ્વરાજ્યની વાતમાં દારૂના બહિષ્કારની અને શરાબની વાત પણ મારે કહેવાની છે! મીઠુ બ્હેનની માફક તમે આટલી બધી બ્હેનો આવો તો આપણે બધો દારૂ હિન્દમાંથી કાઢી નખાવવાના છીએ. તમારામાં શકિત હોય, તો ૬૦ કરોડ કાપડના, ૨૫ કરોડ દારૂના, અને ૬ કરોડ નીમકના, એમ લગભગ એક અબજ રૂપીયા બચાવી શકાય. જો આપણે આ રૂપીયા આપણી શકિતથી બચાવી શકીએ, તો તો સ્વરાજ્ય પેલા ઝાડ જેટલુંજ દૂર છે! અને તેટલુંએ ના જોઇએ. જો આપણામાં સેવાશકિત ત્યાગશકિત ઇચ્છા-શકિત અને સંઘશકિત આવી જશે, તો આપણું કાર્ય સહેલું છે.

## ચાંડાલવૃત્તિ

ગઇ કાલે રાત્રે મેં કેટલીક વાત કહી હતી, અને તેની સારી અસર થઇ છે એમ મેં આજ સવારથી જોયું છે. મારામાં અને મારા સ્વયંસેવકોમાં ચાંડાલની વૃત્તિ છે, એમ ગઇ કાલે મેં બતાવી દીધું છે. અને હજીએ કહું છું, કે મારી વાત બધા સમજી જાઓ, અને તે સમજવાની પ્રભુ શકિત આપે!

## સ્વયંસેવિકાનો અનુભવ

આજે મારે બીજો અનુભવ એક સ્વયંસેવિકાનો કહેવાનો છે. કેટલીક બ્હેનો આશ્રમમાંથી આવી છે. તેમાં મહુંમ દાદાભાઇ નવ-

રોજીના પૌત્રી ખુરશેદ બ્હેન પણ છે. તે આજે સવારે સાયણ સ્ટેશને આવ્યાં હતાં પણ તેમને રસ્તાની ખબર ન હતી. તેમણે કોઇને પૂછ્યું પણ નહિ. આથી એણે તો લોકો પાસે માગ્યું ઝાડું, અને કહ્યું કે અહિં તો બહુ ગોબરું લાગે છે, અને મારા દાદા તો બધુ સારૂં કરવા માગતા હતા. આથી તેમની ઓળખાણ થઇ, અને લોકોએ તેમનું સ્વાગત પણ કર્યું. આ મેં કાંઇ એની જાહેર ખબર માટે નથી આપ્યું, પણ તેથી તો સ્વયંસેવકોને દાખલો બેસાડવા માંગુ છું. આમ તેમણે પોતાના વખતનો સદુઉપયોગ કર્યો અને તે પણ સ્વરાજ્યના કામમાં કર્યો, કારણ કે આપણે સ્વરાજ્ય તો ગામડાની મારફત જોઇએ છે. આજે તે મને પૂછવા આવી છે, કે હજી પણ કેટલી વાર છે? પણ કહું છું કે તમને પણ વખત આવે સાથે લેવાનો છું. **આપણે તો ઝાડુ વતી આપણું હૃદય પણ સાફ કરવાનું છે.**

બાદ વંદેમાતરમ્ ગવાયા પછી, મિટિંગનું કાર્ય ખતમ થયું હતું. બાદ સાંધીએલ ગામ તરફથી રૂા. ૫૦૧ ની થેલી મહાત્માજીને અર્પણ કરવામાં આવી હતી. સાયણ ગામ તરફથી રૂા. ૧૫૧ ની તથા બીજી પણ કેટલીક પરચુરણ ભેટો તેમને આપવામાં આવી હતી. એક બાલિકાએ મહાત્માજીને એક વીંટીની પણ ભેટ આપી હતી.




# મહાત્માજીનું દેલોડનું ભાષણ

દેલોડ, તા. ૩૦ મી માર્ચ.

મહાત્મા ગાંધીજી આજે સાંજના છ વાગે, સાધીએલથી પોતાના સૈનિકોને સાથે લોકોની "મહાત્મા ગાંધીજીની જય"ની ગર્જના વચ્ચે **દેલોડ** તરફ કુચ કરવા નીકળી પડયા હતા જ્યાં રસ્તામાં પરીયા ગામે ગામલોકોએ સુંદર શણગાર કર્યો હતો અને મહાત્માજીને સપ્રેમ સત્કાર આપ્યો હતો, ત્યાંથી મહાત્માજી દેલોડ તરફ આવતાં, ત્યાંનું ગામલોક પણ ભેલું થઇ તેમની પાછળજ પડયું હતું.

## મસાલ દીવાથી સત્કાર

મહાત્માજીના ગઇ કાલના ભાષણની ખુબજ અસર થવા પામી હતી. અને વીજળીના દીવાઓને ગુમ કરવામાં આવ્યા હતા. અને મસાલના તથા નાના ફાનસોના દીવાઓ લઇ ગામલોક તેમને સત્કારવા ગયું હતું. સ્ત્રીઓ પણ "સ્વરાજ્ય લઇ વહેલા આવજોરે" ના ગીતો ગાતી મહાત્માજીનાં ઉતારા સુધી ગઇ હતી.

રાત્રે સાડાઆઠ વાગે મહાત્માજીનું ભાષણ હોવાથી, લોકો તેમને સાંભળવા ઉત્સુક બની ગયા હતા અને કલાક અગાઉ તો ભાષણનું મેદાન લગભગ પાંચ હજાર મનુષ્યોની મેદનીથી ચીકાર બની ગયું હતું.

# તકલી

મહાત્માજી આવી પહોંચ્યા બાદ સંગીતાચાર્ય શ્રી ખરેએ "રઘુપતી રાઘવ રાજા રામ" ની ધુન ગવડાવી સભાના કામની શરૂઆત કરી હતી અને "રઘુકુલ રીત સદા ચલી આઇ"નું ચોપાઇ સભાજનો સમક્ષ ગવડાવી હતી, રાત્રિનો સમય હોવા છતાં મહાત્માજી તો પોતાના ઉંચા મથકેથી તકલીથી કાંતેજ જતા હતા અને તેમ કરતાં કરતાં ભાષણ આપ્યું હતું.

## પાંચ વધુ રાજીનામાં

બાદ શ્રી કનૈયાલાલે જણાવ્યું હતું. કે ઓરપાડ તાલુકાની આ છેલ્લી સભા છે, અને આપ સંદેશો આપો તે પહેલાં જણાવવાની રજા લઉ છું કે આપ કહેશો તે મુજબ અમે કાર્ય કરીશું અને આ જીલ્લો આપને સાથ આપવામાં દગો નહિ દે, તેની ખાત્રી આપું છું. આજે પણ વધુ પાંચ પટેલોએ રાજીનામાં આપ્યાં છે,

# મહાત્માજીનું ભાષણ

મહાત્માજીએ ત્યાર બાદ જણાવ્યું, કે આ તાલુકમાં મને ત્રણ દિવસ મળ્યા અને પાંચ ગામની મેં મુસાફરી કરી. કુચ કરવાને તો આજે ૧૯ મો દિવસ છે પણ એ ઓગણીસે દિવસના મારી પાસે મીઠા સ્મરણો છે. એ બધા કાલે ભુંસાઇ જવાના છે, પણ આ તાલુકાના તો એવાને એવા તાજા રહેશે એમ લાગે છે. મારી જિંદગીના બહુ કડવા, પણ મને મીઠાં લાગે એવા આ સ્મરણો છે! હું વિશેષ કરીને આમાં ગઇ કાલની રાત્રિનો ઉલ્લેખ

કરૂં છું. એ એની મેળે બનેલો છે, તે અનુભવનું કડવું ફળ હતું. પણ તે કડવુ પણ મીઠું હતું.

આમ છતાં હું કાંઇ મારી શાંતિ ખોઇ બેઠો નથી. તથા મારા જવાના કામમાં રોકાણ થયું છે એવું કાંઇ નથી.

મને તો લવલેશ પણ ભય ના રહ્યો, કે તેમાંથી ગેરસમજ થશે પણ તેને બદલે હું તો ૨૪ કલાકમાં આજે જુદોજ રંગ આ સભામાં જોઉં છું. આજે કાંઇ ગઇ કાલના જેવાં મોટાં ફાનસો નથી. જો કે આજે છે, તેમાં પણ કેટલા પરદેશી હશે. કોડીયા બાળતો હોઉં, અને આ ફાનસો જોઉં, તો તો મને ગઇ કાલે લાગ્યું એમ આ પણ અળખામણું લાગે પણ તેનાથી ટેવાઇ ગયો છું એટલે ચલાવી લઉં. પણ આપણે તો જેમ બને તેમ આપણી આવશ્યકતા ઓછીજ રાખવી જોઇએ અને તે આપણો ધર્મ છે. જો આપણે હિંદુસ્થાનને કર્મભૂમિ રાખવા માગતા હોઇએ, તો એમજ કરવું જોઇએ. જ્યાં ત્યાગ ને સભ્યતા માનવામાં આવે છે, ત્યાં મારા અનુભવ ઉપરથી કહી શકું છું. કે મને આ બધું પ્રિય લાગે છે. આજે હું સંપૂર્ણ શાંતિ જોઉં છે! ગઇ કાલે તો ભડકા વચ્ચે હતો. તેમાં ગ્રામ્યજીવન હું જોતો ન હતો, હિંદુસ્તાનમાં એવા અસંખ્ય ગામો છે. જે શહેરથી દૂર છે અને ત્યાં આવા જાતનાં ભડકાના ફાનસો શોભી ના શકે અને ત્યાં આવા ફાનસો પણ ભાગ્યેજ સાંપડી શકે. સંયુકત પ્રાંતમાં મે જોયું છે. ત્યાં તો ઘર જોતાં પણ રડવું આવે, રહેનારા પણ હાડપીંજર! ચીંથરા ઓઢીને પડયા રહે છે! એવા ગામડામાં પાંચ બત્તીઓ ગને કોઇ માણસો

આપે તો પણ લઇ ના જાઉં ! જો મુંબઇના માણુસો રેંટીયા, ખોરાક કે બીજા કામ માટે પૈસા આપે તો લઉં, પણ ભડકા માટે તો નાજ લઉં !

## એ વહેતો જખમ, ગાંધીજીનું હૃદય મંથન !

## હિંદના માણસો અપવાસી

હિંદના ૨૦ લાખ તો સર્પના .ડંખથી મરી જાય છે. તેની પાસે દવા નથી ! બત્તી પણ નથી ! ત્યાં તો આવી બત્તી લઇ જવાની પણ હિંમત ના કરૂં ! તેની પાસે પૈસા ના હોય, ત્યાં તેની હાજતો કેમ વધારાય ? હિંદુસ્થાનના માણસો તો આજે અપવાસી છે !

હું દૂધ પી લઉ છું, પણ સમજું છું, કે આ મારા પાપી પેટને માટે મારે કરવું પડે છે ! આપણે તો આમાંથી ધર્મનો વિચાર કરવાનો છે. અને રાક્ષસી સલ્તનતની સામે થવાનું છે. તે કેવી રીતે થવાય ? અહિંસા મનુષ્ય પાસે જાય, પછી સામો માણુસ ઝાંખો થઇ જાય છે. તેના હાથ નરમ પડે છે, તેને ફિકવો થાય છે એમ મેં મારા અનુભવ ઉપરથી જોઇ લીધું છે.

આ ઓરપાડ તાલુકાનો છેલ્લો પ્રવાસ છે. હું માનું છે કે તમો ધર્મયજ્ઞ સમજો. હવે તો હું શહેરમાં જવાનો છું અને ત્યાં પણ આ વાત સમજાવું, તો ઘણું સારૂં પરીણામ આવી શકે.

આટલા કામ છતાં આ તકલી તો કામ કરેજ જાય છે. તેનાથી સંધશકિત કેળવી શકો છો. તમે બધા ધારો તો રમત વારમાં આ તકલીમાં મોટું કામ કરી નાખો, અને તેમાંથી કેટલી બધી શકિત વધી

જાય ? મેં સાંભળ્યું કે આ ગામમાં તો એક બે રેંટીયા છે. એમ કેમ ચાલી શકે ? તમે તકલી ચલાવશો, તો એ મીઠાના કામમાં મદદ આપવાના છો. જો તમે પેલા ગરીબોને માટે કાંઇ કરવા માગતા હો, તો આ ભુલશો નહિ.

જો તમને ભગવાન વસે અને હિંદના ગરીબો પ્રત્યે દયા ઉપજે, તો આવતી કાલથી રેંટીયા ફેરવતા થઇ જાઓ. બ્હેનો તો ઘણું કરી શકે. ચરખાસંઘની ખાદીમાં પણ મોટો ભાગ ખાદી, સ્ત્રીઓજ બનાવે છે.

સુતરને તાંતણે એ વાત સાચીજ હોય. હું માનું છું કે તે બ્રહ્માના અક્ષરો છે, તો આ કામ કરતા થઇ જાઓ અને જો તે કામ સ્ત્રીઓએ કર્યું હશે, તો છોકરાઓ તમને સંભારવાના છે. હું બ્હેનોને પૂછું છું, કે તમે તેમ કરશો ? દયાનો ભાગ હોય તો તો જરૂર કરો. આમાં કાંઇ અક્ષરજ્ઞાનની જરૂર નથી.

અંતમાં તેમણે સ્ત્રીઓને આ કામ ઉપરાંત મીઠાના કામમાં પણ વળગી જવા જણાવ્યું હતું કે જો આપણામાં શક્તિ હોય, તો એકલા ગુજરાતની શક્તિથી જે જોઇએ છે તે મેળવી શકીશું. હું તે મળ્યા પછી જીવતો હોઉં તો પૂછજો કે હવે કેમ દીવા બાળવા ? તે વખતે ભડકાની તો નાજ કહીશ. આપણી પાસે તો કળા છે. દિવાળી જેવું કહી શકીએ. પણ આજે દિવાળી કયાં છે ? આજે તો હોળી છે !

એવો સમય કયારે આવશે તેની તો હું રાહ જોઇ રહ્યો છું, કે જ્યારે હું સાંભળું કે આજે તો બધે શાંતિ છે અને ઘેર ઘેર અનાજ છે !

બાદ સભા વિસર્જન થઇ હતી.




## છાપરાભાઠામાં ગાંધીજી

છાપરાભાઠા તા૦ ૧ લી એપ્રીલ,

મહાત્મા ગાંધીજીનો ગઇ કાલે મૌનવાર હોવા છતાં, તેમના ઉતારા નજદીક લોકોની ભારે મેદની તેમનાં દર્શન કરવા અવારનવાર આવજા કરેજ જતી હતી. આજ સવારે મહાત્માજી ઓરપાડ તાલુકાના એ છેલ્લા ગામ દેલાડથી પોતાના સૈનિકો સાથે કુચ કરવા નીકળી પડયા હતા, અને ગામ લોકે સારી સંખ્યામાં એકઠા થઇ તેમને સપ્રેમ વિદાય આપી હતી.

## ચોર્યાસી તાલુકામાં પ્રવેશ

લગભગ સાડાઆઠ વાગ્યાના સુમારે મહાત્માજીએ પોતાના સૈનિકો સાથે કુચ કરતાં કરતાં ચોર્યાસી તાલુકાના પહેલા ગામ છાપરાભઠામાં પ્રવેશ કર્યો હતો. તેમનો સત્કાર કરવા આખું ગામ કયારનુંય વાટ જોઇ રહ્યું હતું. અને ઘણાએ ભાગોળે જઇ, તેમનો "મહાત્માકી જય" ના પોકારોથી સત્કાર કર્યો હતો અને વિવિધ પ્રકારનાં પ્રેરણાત્મક ગીતો ગાતાં ગાતાં, વિદ્યાર્થીઓની ટોળી મહાત્માજીની પાછળ ગામમાં પ્રવેશી હતા. આખું ગામ આશોપાલવના, લીમડાના તથા આંબાનાં પાદડાંઓના તોરણોથી સુંદર રીતે શણગાર-

વામાં આવ્યું હતું અને ચાર પાંચ સ્થળે તો સુંદર આરકાઓ પણ ગોઠવવામાં આવ્યા હતા, આખું ગામ ખુબ પાણી છાંટીને સ્વચ્છ કરવામાં આવ્યું હતું સૈનિકોનો ઉતારો ગામના મંદિરની ઓશરીમાં આપવામાં આવ્યો હતો. જ્યારે મહાત્માજીનો ઉતારો ગામના જાણીતા ગૃહસ્થ રા. પરભુદાસ રણછોડભાઇના મકાનમાં આવ્યો હતો.

## ઉતરી પડેલી માનવમેદની

આજ સવારથી સુરત સ્ટેશન તો દરેક ટ્રેન વખતે ચીકાર રહ્યું હતું. અને સવારમાં તો ચાલતી ટ્રેને પણ અંદરના ઉતારૂઓ "મહાત્મા ગાંધીજીની જય" ના નાદ કરતા સુરતના સ્ટેશને આવી પહોંચ્યા હતા અને ટ્રેનની બહાર ઉતારતાં તો આખા સ્ટેશનનું વાતાવરણ "મહાત્મા ગાંધીજીની જય" ના પોકારોથી ગર્જી રહ્યું હતું. મુંબઇથી પણ સંખ્યાબંધ લોકો સુરત તરફ ઉતરી પડયું હતું. પુના તરફથી પણ કેટલાક યુવકોની એક ટોળી આવી ચુકી હતી.

## અમદાવાદના મીલમાલેકો ખાદીમાં

અગાઉ જાહેર થયા મુજબ અમદાવાદના મીલમાલીકોની એક ખાસ સ્પેશીયલ આજે સવારે સાત વાગે અમદાવાદથી ઉપડી હતી અને ભરૂચ ખાતે વિઠ્ઠલ મીલના માલીક શેઠ મોતીલાલ હીરાભાઇ તરફથી તેમને ચહાપાણી વગેરે આપવામાં આવ્યું હતું. વડોદરામાં પણ તેમને ચહાપાણી માટે રોકવામાં આવ્યા હતા અને ત્યાંથી ઉપડી બરાબર ૧૧ વાગે તેઓ સુરત સ્ટેશને આવી પહોંચતાં આખું સ્ટેશન "મહાત્મા ગાંધીજીની જય" ના પોકારોથી ગર્જી

ઉઠયું હતું. અને તેમનો સત્કાર કરવા સંખ્યાબંધ સ્વયંસેવકો ઉતરી પડયા હતા. સ્પેશીયલમાં લગભગ મીલ કુંટુંબોના મળી ૨૫૦ માણુસો આવી પહોંચ્યા હતા અને તેમાં એક નોંધવાજોગ બીના તો એ હતી કે ઘણાખરાએ ખાદીનાંજ વસ્ત્રો ધારણ કર્યાં હતાં. ત્યાંથી તેઓ મોટર મારફત છાપરાભાઠા આવી પહોંચ્યાં હતા અને મહાત્માજીને મળ્યા હતા.

## ગંજાવર મેદની

સભાનો સમય બપોરના સાડા ત્રણ વાગે રાખવામાં આવ્યો હતો. સભાનું સ્થળ આંબાના વૃક્ષોની મહાન ઘટા નીચે રાખવામાં આવ્યું હતું. અને તે સ્થળ પાણી વગેરે છાંટી સુંદર કરવામાં આવ્યું હતું અને રાષ્ટ્રીય વજ્જ તથા આશોપાલવનાં પાન વગેરેનાં તોરણોથી આખું દ્રશ્ય સુંદર બન્યું હતું. સભાના સામેના ભાગમાં મહાત્માજીની બેઠક એક ઉંચા આસન ઉપર રાખવામાં આવી હતી. આસનના આગળના મધ્ય ભાગમાં મહાત્માનો તથા બંને બાજુએ સરદાર વલ્લભભાઇ તથા પંડિત જવાહીરલાલના ફોટાઓ ગોઠવવામાં આવ્યા હતા.

## છ હજારની ગંજાવર મેદની

સભાનો સમય સાડાત્રણ વાગ્યાનો હોવા છતાં બે કલાક અગાઉ આંબાના વૃક્ષોની ઘટા રૂપ મંડપ ચીકાર થવા માંડયો હતો અને મહાત્માજી આવી પહોંચતાં તો આખું સ્થળ લગભગ પાંચ છ હજાર માણુસોની મેદનીથી ચીકાર ભરાઇ ગયું હતું. જેમાં સ્ત્રીઓએ પણ ઘણી મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

## પ્રેરણાત્મક ગીતો

સભાના સમયમાં એક કલાક પહેલાં તો રા. ઉમેદરામે પ્રેક્ષકો પાસે વિવિધ પ્રકારનાં પ્રેરણાત્મક ગીતો ગવડાવવાં શરૂ કર્યાં હતાં જે મહાત્માજી આવી પહોંચ્યા ત્યાંસુધી ચાલુજ રહ્યા હતાં. સુરત જીલ્લામાં મહાત્માજીએ પગ મૂકયો ત્યારથી તેઓ પ્રેક્ષકો પાસે આવા ગીતો પ્રેક્ષક વર્ગને ઘણાં પ્રેરણાત્મક થઇ પડે છે.

બરાબર પોણાચાર વાગે મહાત્માજી સભામાં આવી પહોંચતાં લોકોએ " મહાત્માજીની જય " ના પ્રચંડ ધ્વનીથી તેમનો સત્કાર કર્યો હતો અને સંગીતાચાર્ય શ્રી ખરેએ " રઘુપતી રાઘવ રાજારામ " ની ધુનથી સભાના કામની શરૂઆત કરી " અબકી ટેક હમારી " નું ગીત ગાયું હતું. મહાત્માજીએ સભામાં આવ્યા પછી અને ભાષણ આપતી વખતે પણ તકલીથી કાંતવાનું નિયમ મુજબ ચાલુજ રાખ્યું હતું.

પ્રાર્થના થયા બાદ રા. ડો. ધીયાએ જણાવ્યું હતું કે ચોર્યાસી તાલુકામાં પુજ્ય મહાત્માજીનું આગમન થાય છે તે વખતે હું તેમને અને તમોને હાર્દીક સ્વાગત કરૂં છું. પણ તેમ કરતા હૃદય ડગે છે. કારણ કે સરદાર વલ્લભભાઇને લીધે આ તાલુકાને જેટલો ફાયદો મળ્યો છે એનો જવાબ જોઇએ તેવો હજી આ તાલુકાએ વાળ્યો નથી ! પણ આશા છે કે હવે તે જવાબ વાળશે.

બાદ મહાત્માજીએ તકલી કાંતતાં કાંતતાં જવાબ આપતાં જણાવ્યું હતું કે–

જેને જેલોનો અનુભવ છે એ તો તમને બધાને કહી શકે. તેને

કોઇપણ પ્રકારની સ્વતંત્રતા હોતી નથી. તેને તો જ્યાં ફેરવે, બેસાડે અને સુવાડે તેમ તેને કરવું રહ્યું. એવી સ્થિતિ આજે મારી છે! અને મારે મહાસમિતિના પ્રમુખો કહે તેમ કરવું રહ્યું. ગઇ કાલે કાનજીભાઇ હતા અને હવે થયા ડા. ઘીઆ. આ તાલીમ મારે માટે સારી તો છેજ–રોજ રાતે મને કહેવાય છે કે આજે તમને પકડી જશે પણ વાત્ર આવતોજ નથી. લઇ જાય જલ્દી તો સારૂં!

## મારો ધર્મ

છાપાવાળાઓ તો કહે છે, કે હું તો જેલ માટે તલપી રહ્યો છું. તેમાં અર્ધું સત્ય છે અને અર્ધું ખોટું છે. વલ્લભભાઇ ગયા છે એટલે હવે મારે એટલા પ્રયત્ન તો કરવાજ કે જેથી સરદારને ત્રણને બદલે વહેલા પણ છોડાવવા બની શકે. તે પ્રમાણે કરવું તે આપણો ધર્મ છે અને તે ધર્મ બતાવવો તે મારો ધર્મ છે.

## વ્યાજ સુધ્ધાં ચુકવવું રહ્યું

ચોર્યાસીએ તો દુઃખ સહન કર્યા વિના લીધું છે. સરદારે બારડોલીની સાથે તેને કાંઇ બાકી રાખ્યો ન હતો. શુદ્ધ સ્વરાજ્યવાદી પાસે કોઇ પણ પ્રકારનો ભેદ હોયજ નહિ અને એજ રીતે સરદારે જે લડાઇ કરી તેમાં ચોર્યાસીને પણ ફાયદો મળ્યો. ચોર્યાસીએ તો હવે તેમને વ્યાજ સુધાં ચુકવવું રહ્યું. પણ એટલું કરી શકીએ કે કેમ તે જોવાનું છે.

તાલુકાઓની તૈયારીઓ જોતાં મને લાગે છે કે હવે આપણે જોઇએ છીએ તે ઝટ ઝટ મેળવી સકીશું. પણ હું એમાં છેતરવાનો નથી. હું બારીક નિરિક્ષણ કરૂં

છું. હું રેંટીયાનું પણ નિરિક્ષણ કરૂં છું. આ ગામમાં એકજ રેંટીઓ હતો અને તે પણ જેવો તેવો. મને કહેવામાં આવ્યું કે પાસેના ગામમાંથી રેંટીઓ લાવીએ તો? મેં તો કહ્યું કે તમારામાંનો સફેદ પહેરણવાળો લાવે અને તે માથે ઉપાડીને. તો તો વળી તેની ઉપર કાંતું. આ વાત એક ભાઇએ સાંભળી લીધી અને તે તો સુરતથી રેંટીઓ લઇ આવ્યા એટલે પ્રેમથી પણ મારે તેની ઉપર તો કાંતવુંજ રહ્યું અને આજે બપોરે તેની ઉપર કાંત્યું, તમારે પણ તેમ કરવાનું છે.

## બધા અંગ મજબુત કરો

સરદારને છોડાવવા હોય તો બધા અંગ મજબુત કરવા જોઇએ. સરકાર તો એવી છે કે તે ખાશે નહિ, ખાવા દેશે નહિ! અને આપણે પૈસે ભીંદાને માટીમાં નાખી દે છે. તે આપણે કાઢી નાખવું છે. જેલમાં જઇશું અને જોઇશું કે સરકાર કેમ કર્યા કરે છે. જેઓ જેલમાં ન આવે તેઓ આ સ્વરાજ્યનું બીજું અંગ પણ ઉપાડી લે. સુતરને તાંતણે સ્વરાજ્ય લેવું છે ખરૂં, પણ એતો જ્યારે અમલમાં મૂકો ત્યારેજ લઇ શકાય.

## હૃદયનો કચરો કાઢો

દારૂનું કામ તો પહેલુંજ છે. જેટલું કામ થઇ શકે એટલું કરવાનુંજ છે. પરમ દિવસે આવેલી બ્હેનોએ સ્વયંસેવકોને શીખવી દીધું છે, કે નકામાં નહિ બેસી રહેવું અને સમાજ તથા હૃદયના કચરાને પણ કાઢવા જોઇએ. જો એમ બધાં અંગો ખીલવીએ તો સ્વરાજ લેવું સહેલજ છે. તેમ ના કરીએ તો સ્વરાજ તદ્દન અશક્યજ છે. આપણે ધર્મનું પાલન ના કરીએ તો કાંઇ ના વળે.

આ ગામમાં છોકરાંઓને સાફ કરતાં જોયા. ફીમનો પુલ બાંધેલો તે પણ મેં જોયો. માથોડું પાણી હોવા છતાં તેમણે તે એક રાતમાં બાંધ્યો અને મારા ત્રણ માઇલ બચાવ્યા. આમ જો લોકો પોતાની શકિત પ્રમાણે કામ કર્યા કરે, તો સ્વરાજ્ય લેવામાં કાંઇ વાર ના લાગે.

## અમે નાલાયક છીએ

આટલું કહીને આટલો બધો પ્રેમનો જે વરસાદ તમે વરસાવો છો તે માટે તમારો આભાર માનું છું. અમદાવાદથી આવેલા મીલ માલેકોનો પણ માનું છું, હું કહું છું કે મારે પૈસાની જરૂર નથી, છતાં મુંબઇના શેઠીઆઓ પૈસા આપી ગયા છે, અમે નાલાયક છીએ તે જાણવા છતાં લોકો અમારી ઉપર અઢળક વિશ્વાસ કરે છે, તે એમ બતાવે છે કે અમે નાલાયક તો પણ પ્રયત્નશીલ છીએજ અને તેઓ માને છે કે તેથી એવું કોઇ પરિણામ આવશે કે જેથી કાંઇને કાંઇ એવી ચીજ આવશે કે જેથી બધાને કાંઇ ફાયદો થશે.

બાદ વંદે માતરમનું ગીત ગવાયું હતું અને જુદાં જુદાં ગામો તરફથી ભેટો અર્પણ કરવામાં આવી હતી, અને સભાનું કાર્ય ખતમ થયું હતું.

## મહાત્માજીને મળવા આવેલા મીલ માલેકો

અમદાવાદના મીલ માલીકો પણ મહાત્માજીની લડતમાં રસપૂર્વક ભાગ લઇ રહ્યા છે તે વાત કયારનીય પ્રસિદ્ધ થઇ ચુકી છે. પોતાની વધુ સહાનુભુતિ દર્શાવવા અને પોતાનાથી બનતી તમામ મદદ કરવાની

ખાત્રી આપવા આજે પણ તેઓ ખાસ અત્રે સ્પેશીયલ ટ્રેન દ્વારા આવ્યા હતા-જેમાં જાણીતા મીલ માલીકો નીચે મુજબ હતાઃ-શેઠ સાકરલાલ બાલાભાઇ, ( એમ. એલ. સી. ) શેઠ અંબાલાલ સારાભાઇ, શેઠ કસ્તુરભાઇ લાલભાઇ, શેઠ અમૃતલાલ કાલીદાસ, શેઠ ચીમનલાલ લાલભાઇ, શેઠ નરોત્તમદાસ લાલભાઇ, સરદાર સર રૂસ્તમજી, શેઠ નારણલાલ જીવણલાલ, શેઠ ચીમનલાલ નગરી, શેઠ પોપટલાલ નગરી, શેઠ ચંદુલાલ મશરૂવાળા. શેઠ નરસીંદાસ જેઠીશનદાસ, શેઠ ગોરધનભાઇ ઇશ્વરભાઇ પટેલ, શેઠ નરસિંહભાઇ લલ્લુભાઇ, શેઠ ચીમનલાલ ગીરધરલાલ દેસાઇ, શેઠ રતિલાલ નાથાલાલ, શેઠ જયંતીલાલ અમૃતલાલ, શેઠ ગીરધરલાલ અમૃતલાલ, શેઠ ધીરજલાલ ખુશાલદાસ, શેઠ કેશવલાલ પ્રેમચંદ મોદી, શેઠ હિંમતલાલ કાળીદાસ પાલણપુરવાલા, શેઠ ઠાકોરલાલ મુનશી, શેઠ બાબુભાઇ લાલભાઇ ત્રીકમલાલ, શેઠ શાંતિલાલ મંગળદાસ, શેઠ રમણલાલ વ્રજવલ્લભદાસ, શેઠ ત્રીકમલાલ હરિલાલ, શેઠ નેમચંદ પોપટલાલ, શેઠ ચીમનલાલ જેશીંગભાઇ, શેઠ રમણીકલાલ શેર દલાલ ( મ્યુ. કાઉન્સીલર ) શેઠ સારાભાઇ ડાહ્યાભાઇ, શેઠ નંદદાસ હરિદાસ અને શેઠ ચત્રભુજ ચીમનલાલ. આમાં કેટલાક પોતાના આખા કુટુંબ સાથે આવ્યા હતા, અને તેમણે મહાત્માજી સાથે પાંચેક કલાક વાતચીત કરી હતી.

## સ્વયંસેવકો મીઠું વેચવા નીકળશે

અમદાવાદ તા. ૧ લી એપ્રીલ.

મહાત્માજીએ મીઠાને માટે પસંદ કરેલ દાંડીનું મીઠું કેટલાક સ્વયંસેવકો અત્યાર અગાઉ મોટા જથામાં લઇ ગયા છે અને તે

મીઠાની આખા ગુજરાતમાં વેચીને લ્હાણી કરવામાં આવશે એવી બીના બહાર આવી છે. એવી વાત પણ સંભળાય છે કે અમદાવાદમાં પણ દાંડીનું મીઠું આવી પહોંચ્યું છે અને મહાત્માજીનો સવિનય ભંગ કરવાનો હુકમ છુટતાં સ્વયંસેવકો તે વેચવા માટે બહાર નીકળી પડશે. જો કે આ બાબતમાં કાંઇ ચોકસ પાયાદાર બીના હજી સુધી બહાર આવી નથી.

અમદાવાદના યુવકોનો પ્રતિદિન ઉત્સાહ વધતોજ જાય છે. અને સ્વયંસેવકોની સંખ્યા પણ વધતી રહી છે. સ્વયંસેવક તરીકે નામ નોંધાવનારાઓમાં કેટલાક શ્રીમંતોના પુત્રોનો પણ સમાવેશ થઇ જાય છે. દરરોજ યુવકો શહેરમાં રટણ કર્યાજ કરે છે. અને સ્વયંસેવકોની ભરતી માટે દરરોજ જુદાં જુદાં સ્થળોએ સભાઓ પણ ભરવામાં આવે છે. એવી પણ સખ્ત અફવા છે કે જે મીઠું અમદાવાદ તથા ગુજરાતનાં બીજા ગામોમાં ગયું છે તે પાંચ પાંચ તોલાની કોથળીઓ કરીને વેચવામાં આવશે અને તે ખરીદનારાઓની સંખ્યા પણ તુટી પડશે.






# સુરતનાં નગરજનોને હિંદના તારણહારનો પડકાર

## સુરતમાં દૈવી સત્કાર

સુરત, તા. ૧ લી એપ્રીલ

મહાત્મા ગાંધીજી છાપરાભાઠા ખાતેથી કાર્યક્રમ મુજબ બરાબર સાંજના છ વાગતાં પોતાના સૈનિકો સાથે કુચ કરતા, ગામ લોકે સપ્રેમ ભારે હર્ષપૂર્વક વિદાય આપી હતી, અને તેમની સાથે કેટલાક તો, કે જેઓ સુરતથી તથા બીજા ગામોથી આવેલા હતા, તેઓ પગપાળે છેક સુરત સુધી જવા તૈયાર થઇ ગયા હતા.

સાબરમતીના આ સંતનો આજે સુરતે કરેલો સત્કાર, એ એક દૈવી સત્કાર હતો, એમ કહેવામાં જરા પણ અતિશયોકિત નથી. આખું ગામ મહાત્માજીના દર્શન કરવા ગાંડુ બની ગયું હતું, અને મહાત્માજીના આગમનના એક કલાક પહેલાં તો જે રસ્તેથી મહાત્માજી પસાર થવાના હતા તે આખો રસ્તો ચીકાર થઇ ગયો હતો. ઓટલાઓ બારીઓ, બારણા અગાશીઓ, માનવમેદનીથી ચીકાર ભરાઇ ગઇ હતી,

અને એ માનવ દેવ મહાત્માજીના, આગમનની આતુરતાથી લાંબી લાંબી રાહ જોઇ રહ્યું હતું.

મહાત્માજીની આ ઐતિહાસિક કુચમાં, **મહાત્માજીએ કુચની શરૂઆત કરી, તે સમયનો દેખાવ, નર્મદા નદી ઓળંગી તે વખતનો દેખાવ, અને ચોથો આ તાપી નદીના તટે મળેલી ગંજાવર માનવમેદનીની સભાનો દેખાવ, એ ચાર દેખાવો તો સ્વતંત્રતાના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે કોતરાઇ રહેવાના છે.**

મહાત્મા ગાંધીજી શહેરમાં દાખલ થતાંની સાથે, આખું શહેર "મહાત્મા ગાંધીજીની જય" "વંદેમાતરમ્" "સરદાર વલ્લભભાઇકી જય" વગેરેના પ્રચંડ ધ્વનીથી ગાજી રહ્યું હતુ. આખે રસ્તે મહાત્માજીની પાછળ, તેઓને તેમના ઉતારે લઇ જવામાં આવ્યા, ત્યાં સુધી માનવમેદની ઉલટીજ રહી હતી. અને અનેકવાર દર્શન કર્યા છતાં, સાબરમતીના એ સંતને નીહાળવા લોકોની આતુરતા સંતુષ્ટ થઇ ન હતી.

## સુંદર શણગાર

જે જે રસ્તે થઇને મહાત્માજી પસાર થવાના હતા, તે રસ્તા સુંદર રીતે શણગારવામાં આવ્યા હતા. ઠેર ઠેર આશોપાલવના પાનોના વિવિધ પ્રકારના મુદ્રાલેખોના તોરણો ટાંગી દેવામાં આવ્યાં હતાં, અને લોકોનો ઉત્સાહ અપૂર્વ હતો. આજે તો સુરત શહેર જાણે કે એક યાત્રાનું પ્રચંડ સ્થાન બની રહ્યું હતું.

## મહાત્માજી સભા તરફ

સભાનો સમય થતાં મહાત્માજી, પોતાના ઉતારેથી નીકળતાં, તેમને મોટરમાં બેસાડીને લઇ જવામાં આવ્યા હતા. અને તે વખતે પણ રસ્તાઓની બંને બાજુએ તેમના દર્શન કરવા, માનવમેદની જામી ગઇ હતી. સભા તાપી તટે ભારનાર હોવાથી ત્યાં તો માનવ-મેદની જામેજ એમાં નવાઇ શી? સભાના એક કલાક પહેલાં તો આશરે ૫૦ હજાર માણુસો તાપી તટે જમા થઇ ગયા હતા. અને તેમનો ઉત્સાહ અનહદ હતો.

## અમદાવાદમાં મીલ માલેકો

આ સભામાં સુરતના શહેરીઓ ઉપરંત આજુબાજુના ગામોમાંથી પણ લોકોના મોટાં ટોળા ઉતરી પડયાં હતાં. અને મહાત્માજી સભામાં આવી પહોંચતાં, લગભગ એક લાખ મનુષ્યોની મેદની જામી ગઇ હતી. અને સભાની વ્યવસ્થા જાળવવી તે મુશ્કેલ થઇ પડયું હતું. અમદાવાદથી આજે સવારે આવેલા મીલમાલેકો પણ આ સભામાં આવી પહોંચ્યા હતા. અને અવારનવાર રાષ્ટ્રીય ગીતો ગવાતાં હતાં. અને "મહાત્માજીની જય" ના પોકારોથી વાતાવરણ છવાઇ ગયું હતું. મહાત્માજીની બેઠક સભામાં એક ઉંચા સ્થાન પર ગોઠવવામાં આવી હતી. લોકોમાં એટલો તો ઉત્સાહ ફેલાયો હતો. કે એક ભાઇએ છેવટે સભામાં ઉભા થઇને જણાવ્યું હતું કે આટલી મોટી મેદનીમાં ગાંધીજીનો અવાજ પહોંચે નહિ. જો તમે બોલ્યા કરશો, તો મહાત્માજીએ કહેડાવ્યું છે, કે તેઓ પાંચ મિનિટમાં પોતાનુ

બોલવાનું પૂરૂં કરી દેશે. સુરતે પોતાની અત્યાર અગાઉ જાળવેલી છે, અને આ વખતે પણ તમે જાળવી રાખશો એવી આશા છે.

બરાબર નવ વાગે મહાત્માજી સભામાં આવી પહોંચતાં ચોમેર ‘મહાત્મા ગાંધીજીની જય” ના ધ્વની ફેલાઇ ગયા હતા, અને મહાત્માજી હસતે વદને બન્ને હાથે વંદન કરીને પોતાના સ્થાનકે જઇ પહોંચ્યા હતા. ભારે ગીરદીને લીધે મહાત્માજીને જુદાજ રસ્તેથી સભામાં લાવવામાં આવ્યા હતા. અને પાંચ મિનિટ સુધી તો ‘જય’ ના પોકારો ચાલુજ રહ્યા હતા.

ભારે ગીરદી હોવાથી મહાત્માજી થોડો સમય તો પોતાના સ્થાનકે ઉભાજ રહ્યા હતા.

કલ્યાણજીભાઇએ ભારે ગીરદીને લીધે ઉભા થઇને પંડિત ખરેની પ્રાર્થના સાંભળવા અને મહાત્માજીનું ભાષણ સાંભળવા સંપૂર્ણ શાંતિ જાળવવાની અપીલ કરી હતી,

બાદ સંગીતાચાર્ય શ્રી. ખરેએ “રઘુપતી રાઘવ રાજારામ”ની ધુનથી સભાનું કામ શરૂ કરી “રઘુકુલ રીત સદા ચલી આઇ”નું ગીત ગવડાવ્યું હતું.

## ગુલામીનાં મૂળ.

શ્રી. કલ્યાણજીભાઇએ ત્યાર બાદ જણાવ્યું હતું. કે આ લડતને અંગે સુરત જીલ્લાનો અહેવાલ હું આપને સંભળાવું છું. આપણા એટલા સદ્ભાગ્ય છે, કે મહાત્માજી અને સરદાર વલ્લભભાઇને આ જીલ્લો વહાલો લાગ્યો છે. ૧૯૨૧ માં આપણે આ લડત ચલાવી હતી, અને આજે પણ તેની શરૂઆત અહિંથી થાય છે.

ગુલામીનાં મૂળ આ નદીને તટેથી નંખાયા હતાં અને ત્યાંથીજ લડત થાય તે સારૂં છે.

બાદ તેમણે જુદા જુદા ગામોના આંકડાઓ આપી જણાવ્યું હતું, કે આ જીલ્લામાં અત્યાર સુધીમાં ૮૬૯ ગામોના પોલીસ પટેલોએ રાજીનામાં આપ્યાં છે. અને સ્વયંસેવકોના નામ નોંધાયાં છે, જેમાં સ્ત્રીઓની સંખ્યા ૮૭ ની છે. વધુમાં તેમણે જણાવ્યું કે આ તાલુકા માટે લડાઇ કરવા બધી સત્તા મહાદેવભાઇ દેશાઇને આપવામાં આવી છે.

## મહાત્માજી

બાદ મહાત્માજીએ ભાષણ કરતાં જણાવ્યું હતું કે સુરત શહેરે મારૂં અને મારી સાથેના સંઘનું આટલું બધું સ્વાગત કરેલું છે તે માટે હું તમારો બધાનો આભાર માનું છું. અને જેમ બીજી સભાઓમાં કહ્યું છે તેમ આવા સ્વાગતમાં મને લોકોના આટલા મોટા વિશાળ પ્રેમમાં હું ઇશ્વરનો હાથ જોઉં છું. તમારા સ્વાગતથી અમારે ફુલાઇ જવાનું નથી, એ હું ઘડીએ અને પળે પળે સમજી રહ્યો છું.

મેં મારા અને સાથીઓના દોષોનું પણ દરશન કરાવ્યું છે, એટલે કોઇ પણ રીતે આ સ્વાગત માટે અમે લાયક છીએ એમ એક ક્ષણ માટે પણ માનતો નથી. છતાં હું માનું છું કે ઇશ્વરનું કહો કે ખુદાનું કામ પડેલું છે ત્યાં સુધી તમે આ પ્રમાણેજ સ્વાગત કરવાનાં છો. તમે ગમે તો મુસલમાન, હિંદુ કે પારસી અથવા ગમે તે કોમના હો તમે જે વસ્તુ માગો છો, તે લેવા અમે નીકળી પડયા છીએ. આપણે માંહો માંહે ગમે એટલા લડીએ, તો પણ આ દેશ

આપણો છે એ કોઇ દિવસ ભૂલી શકતા નથી. અને કારભાર તો આપણા હસ્તકજ હોવો જોઇએ, એમાં શંકા ના હોય. તેથી આવી મોટી ચળવળ શક્તિ હોય યા ના હોય, તો પણ સુઝેલી છે અને તેથી આટલી સંખ્યામાં તમે એકઠાં થાઓ છો.

સુરતનો આભાર માનવાની સાથે, અમદાવાદના મીલમાલીકોનો અને મુંબઇના મીલ માલીકો જેઓ ખાસ ટ્રેનમાં આવેલા છે તેમનો પણ આભાર માનું છું.

અમદાવાદના મીલમાલીકો આજે તેમના ખાસ પ્રેમથી આવેલા છે, અને એમનો આશીર્વાદ છે, એમ બતાવવા આવ્યા છે. મુંબઇવાળાનો પણ છે એ પણ જાણું છું. છતાં થોડા શબ્દોમાં યાદ કરાવવા માંગુ છું, કે આટલા વિશાળ જલસાથી આપણે સ્થાને પહોંચવાના નથી. કષ્ટની બરદાસ કર્યેજ છુટકો છે. અને તે માટે મીઠાનો કર છે. તે આજે ઇશ્વરે મોકલેલો છે. તે કર એવો રાક્ષસી છે, કે જે કર સરકાર એક બાળક પાસેથી પણ લે છે, તે એક સેતાનીયત છે.

## "ઓરતોપર કર ન હોય"

આ સરકારે તો એના કાગળીઆમાં એવો દાવો કરેલો છે, કે જે રાજ્ય કારભાર ચલાવવા માગે, તેણે પ્રજાના દરેક માણસ પાસેથી કર લેવોજ જોઇએ. અને તે એવી વસ્તુ ઉપર, કે જે દરેક માણસ વાપરતો હોય. આ તો રાક્ષસી ન્યાય છે! હું હિન્દુ મુસલમાન, ખ્રીસ્તી, જરથુસ્તનાં ગ્રંથો થોડાં વાંચી ગયો છું, અને તે બધામાં બતાવવામાં આવ્યું છે, કે ઓરતોની ઉપર કોઇ દિવસ કર ના હોય.

લડાઇના કાયદામાં પણ બતાવેલું છે કે-ઘરડા, બાળક અને સ્ત્રીઓને લડાઇમાંથી છોડી દેવાં જોઇએ. પણ અહિ તો સરકારે એવી યુક્તિ શોધી કહાડી કે બધાની પાસેથી-ગરીબ હોય કે તવંગર તેની પાસેથી -કર લેવો. મુસલમાન, હિન્દુ અને પારસી એ સરખા એ પ્રમાણમાંજ નીમક ખાય છે. અને આમ આ તો બધાને અન્યાય છે. આવો ન્યાય જગતમાં મેં ક્યાંયે સાંભળ્યો નથી. એવા ન્યાયને રાક્ષસી, સેતાની ન્યાય કહું છું.

## સલ્તનતની બંદગી ના થાય

જે માણસ સવારમાં બંદગી કરે છે, તે આવી સલ્તનતની બંદગી ન કરી શકે, ના કરવી જોઇએ. પ્રાર્થના કે નીમાઝ વખતે એમ માગવું જોઇએ, કે આવી સેતાની સલ્તનત-રાક્ષસી રાજનો નાશ થાઓ. એ આપણો ધર્મ છે.

આપણને ભલે રાજા મારી નાંખે. ૨૦ દિવસથી હું કોટડીમાં અને આવી સભાઓમાં પોકારી પોકારીને કહું છું, કે આ સુલ્તનતનો નાશ થાઓ. છતાં આ સલ્તનત મને છુટો મૂકે છે, તેમાં પણ તેની ખુબી રહેલી છે.

## જગતની લાજ વળગી છે

તેને રાક્ષસી, રે સેતાનીયત કહેવા છતાં કહું, કે તેની પાસે જોઇએ તેટલો દારૂગોળો છે. મારા જેવાને ચપટીમાં કચરી શકે એમ છે. પણ એને આમાં જગતની લાજ વળગી છે. તેથી તે કેમ પકડી શકે ? તમારામાંના કોઇ પણ સાચી રીતે આવ્યા હો, મને

દગો દેવા આવ્યા ના હો, તો એમજ ઇચ્છો કે આ રાક્ષસી સલ્તનતનો નાશ થાઓ.

જે વાત મેં સાબરમતીને નદીને કાંઠે કહી હતી, તે આજ ફરીથી કહું છું. જો અમોએ અમલદારોને કોતરી નાંખી હોત તો શું છુટો હોત કે ? કેટલાક કહે છે તેમ હું પકડાઇ જવાનો પણ ધર્મ માનતો નથી. પકડે તો પણ હું ડરતો નથી. બ્હેનોને પણ કહું છું કે ડરો નહિ. ધર્મ બજાવનાર તો જેલ કે ફાંસીથી ડરે નહિ.

હમણાં કોઇને ગાળ દઉં, લફંગો થાઉં, તો તે એમ નહિ, કે આતો મહાત્મા મુવો છે માટે નહિ પકડાય. કોઇનું બુરૂં નથી ઇચ્છતો, અને તેથી તેની હિંમત નથી કે મને પકડી શકે.

## 'જેલમાં પણ શુભ ઇચ્છું'

જેલમાં પણ તેનું શુભ ઇચ્છું છું, અને એવી પ્રાર્થના કરીશ, કે તેની બુરી લાગણી ફેરવી નાખ. તેને મારી નાખ એમ તો નાજ કહું !

તેને તો મને પકડતાં શરમ લાગે છે, અને તેથી તેને ધન્યવાદ આપું છું આ તો સાપે છછુંદર ગળ્યા જેવું છે. જેલમાં લેવો અને ના લેવો તે બંને તેને મન સરખું છે. હું તો ઇચ્છું છું, કે હિંદુ, મુસલમાન, પોતાના ધર્મનું પાલન કરી શકે, અને એ કરતા થઇ જઇએ તો એ શકિતની બહારની વાત છે, કે તે કોઇને પણ પકડી શકે.

## કાયદાના નાશ પછી સલ્તાનત ક્યાં રહી?

તેના કાયદાઓ તો પછી નાશ પામશે. પછી તેની સલ્તનત ક્યાં? તલાટી ભય છોડી દેશે. મીલમાલીકોને કામદારો ડરાવે છે, છતાં સંઘરવા પડે તે શા માટે?

અપંગ પણ વફાદાર હશે, તો તેને પૈસા તો મળવાનાજ છે. સરકાર શું કરશે? જ્યારે હિંદુ, મુસલમાન, પારસી, ના પાડશે, ત્યારે સરકાર શું કરશે? શુ ઇંગ્લાંડથી હોડીઓમાં માણસો ઉતારશે?

વલ્લભભાઇનો સાદ થાકી ગયો. તેને જેલમાં જવા દીધો. કારણ આપણે નબળા છીએ, તે જેલમાં ગયા. તે વખતે વકીલો, બેરીસ્ટરો વગેરેએ શું કર્યું? પોતાના ધર્મનું પાલન કર્યું? કરે તો આજે સરદારને છોડાવી શકે છે.

હું અને સરદાર કહી કહીને થાક્યા, કે સુતરનો તાંતણો કેમ નથી કાંતતા? સારામાં સારૂં ભાષણ તો મેં હાથે કર્યું. આ તકલીથી કર્યું, તમને લાગે છે કે ખાદી મોંઘી–જાડી છે.

### આજનો ધર્મ!

કપડાં પહેરવાં છતાં નાગા દેખાવું, એ તો આજનો ધર્મ છે નાગા રહેવું એ પણ આ સલ્તનતમાં ગુહનો નથી. ઢાંકવા માટે ખાદી કરતાં સારી વસ્તુ ક્યાંથી હોય, અને મચ્છો પણ કેમ કે જ્યાં અનેક બ્હેનો ભુખે મરતી હોય.

આ અલબેલી નગરીની, અહિં આવેલી બ્હેનો આજથી એ વાત લેતી જાય, તો પોતાનાં કપડાં પોતાની મેળે બનાવી શકે.

## કાપડનો બહિષ્કાર

બીજો ઉપાય કે જાપાનનું કાપડ લઈને ઇંગ્લાંડના કાપડનો બહિષ્કાર કરીશું, પણ તે વાત ખોટી છે. ખાદી વિના બહિષ્કાર અશકય છે. ખાદી અને આપણી મીલો વચ્ચે સહિષ્કારથી તમે બહિષ્કાર કરી શકો છો. જાપાનનું કાપડ આવશે. એથી તો તે પણ ઇંગ્લાંડની માફક આપણી ઉપર રાજ્ય કરશે.

મીઠુ બ્હેન પીટીટ દારૂનો ત્યાગ કરાવવાનું કામ કરે છે, અને જો આ બ્હેનો તેમને મદદ કરે, તો આ જીલ્લામાં તમે સહેજે આ બદી દૂર કરી શકો.

આ શરતો તો હું તમને રોજ સંભળાવતો આવ્યો છું. મારે તો તમે સાંભળો યા ના સાંભળો, તોપણ હવે નિશ્ચય છે, કે સવિનય ભંગ કરતાં ખપી જઇશ.

તમારામાંના કેટલાક નહિ આવો, એ હું જાણું છું. તેઓએ તો હવે જાતેજ ખાદી કરવાની છે, કારણ કે **ખાદી કરનારો હું તો હવે ચાલ્યો જવાનો છું.**

સરદાર તો જેલમાં પોતાનું કામ કર્યાજ જાય છે. હું પણ જેલમાં જઇશ. ત્યારે ઝંખતો હોઇશ, કે પ્રજાએ શું કર્યું ? તમો અહિ તો મુસલમાનો પણ આવ્યા છો. તમે એક બીજાપર ભરોસો રાખો. જયારે સ્વતંત્રતાને માટે યોજના ઘડવાની હશે, ત્યારે જોઇ લઇશું. આ સલ્તનત આવવાની છે ? હું તો કહું છું, કે તમને ધારાસભામાં બધા હકો આપીશ, પણ મારી સાથે ના લઢશો. મુસલમાન પણ ઇચ્છે છે કે આ કર જાય.

શરાબ તો હિંદુ, મુસલમાન અને પારસીને હરામ હોવો જોઇએ. પારસીઓ જરથુસ્તને જાણુતા નથી અને તેથી તે પીએ છે. આજે તમે પ્રમાણુમાં જે શાંતિ જાળવી છે, તે માટે તમારો આભાર માનું છું, અને તમે બધાં મને આશીર્વાદ આપજો. એટલું તો તમે કરો. શરાબ, મીઠું અને ખાદીની બચતથી ૯૧ કરોડની ભેટ તમને કરવા આવ્યો છું. તમારે લેવી હોય તો લો અને સમજો.

બાદ વંદેમાતરમ થયા પછી મહાત્માજીને જુદા જુદા શખ્શો તરફથી આશરે રૂ. ૬-૭ હજારની ભેટો અપાયા પછી મિટિંગનું કામ પૂરૂં થયું હતું.

## સુરતમાં ઠામઠામ પુષ્પવૃષ્ટિ
## આખે રસ્તે જયઘોષ

આજે સ્હવારે ચાર-વીસ મિનિટે પ્રાર્થનાનો કાર્યક્રમ હતો. ગાંધીજીએ પ્રાર્થના કર્યા બાદ, હંસ બાગમાં પોતાનો મુકામ નાંખ્યો હતો. ગાંધીજીની ટુકડી દૂધ વગેરે લઇ, ત્યાં આવી પહોંચી હતી. સ્વયંસેવકોની ટુકડી પણુ હાજર થઇ ગઇ હતી.

બાદ ત્યાંથી પ્રચંડ સરઘસ નીકળ્યું. લોકો પણુ ખુબ ભરાઇ ગયા. પ્રથમથીજ લોકોના ટોળેટોળાં ધસી આવ્યાં હતાં. સુરતની અલબેલી પ્રજા, ગાંધીજીની સ્વરાજ્ય યાત્રાની કુચ નીહાળવા, ગાંધીજીના પંથ કાપવાની પદ્ધતિ નીહાળવા અને તેમના દર્શન કરવાને ખડે પગે ત્યાં હાજર રહી હતી.

બરાબર છ કલાકે ગાંધીજીએ પોતાની કુચ શરૂ કરી. શરૂ થતામાંજ જયનાદોથી આકાશ ગાજી ઉઠયું, ચોમેર તેનો ધ્વની ફરી વળ્યો.

ગાંધીજીની એક સરખી ઝડપી ચાલથી, સર્વ મુગ્ધ થયા. ગાંધીજીની આજુબાજુ લોકો ન આવી પહોંચે, તે માટે કાર્યકર્તાઓએ સારી કાળજી રાખી હતી.

મ્યુનીસીપાલીટીએ પણ રસ્તાપર બધેજ પાણીનો છંટકાવ કરી, ઉડતી ધુળ બેસાડી દીધી હતી. કેટલેક સ્થળે તો કાદવ થાય, એટલું પાણી પણ છાંટાતું હતું. પુરજનોએ સારૂંય શહેર ધ્વજા પતાકાથી શણગાર્યું હતું. ઠેરઠેર અનેક રાષ્ટ્રધ્વજ મંત્રોથી શહેર ગુંજી રહ્યું. ઠેરઠેર મુદ્રાલેખો ધ્યાનમાં આવતાં.

પુરજનો પણ ઉત્સાહઘેલા થઇ ગયા હતા. શહેરની કુચનો માર્ગ, બારી, અગાસી, જરૂખો, અટારી અને ઓટલા માણુસોથી ચીકાર હતા. કેટલેક સ્થળે તો છાપરાં પર પણ લોકોએ ધસારો કીધો હતો. જાણે દરેક છાપરૂં અને અગાસી માનવ મેદનીથી ઝોલા ખાતું હોય, એવું દ્રશ્ય નીહાળતું, ઠેરઠેર ગાંધીજી પર પુષ્પવૃષ્ટિ થતી હતી. અને ગુલાબ જલ છંટાતું હતું. પરંતુ ગાંધીજી જાણે આ બધી વસ્તુઓથી અજ્ઞાત હોય, નીર્લેપ હોય, જય-નાદોથી, મન પર બીલકુલ અસરજ ન થતી હોય, તેમ તેઓ એક સરખા ડગલાંથી પોતાનું કાર્ય કર્યે જતા હતા.

## આખે રસ્તે જયનાદો

આ પ્રચંડ સરઘસ ધીમે ધીમે લંબાઇમાં, પહોળાઇમાં વધતુંજ ચાલ્યું. કેટલું માણુસ હશે, એની લંબાઇ કેટલી હશે તે તો કલ્પના બહારજ ગણાય. એ લાંબા, પ્રચંડ સરઘસને લોકોએ વધાવ્યું. આખે રસ્તે જયનાદો અને વંદેમાતરમના પોકારો તો ચાલુજ હતા.

લોકોએ કુચનો માર્ગ આશોપાલવના તોરણોથી, રાષ્ટ્રીય વાવટાઓથી અને જુદા જુદા મંત્રાથી શોભાવ્યો હતો. શામીયાનાની એક બાજુએ રેંટીઓ આપોઆપ ઇલેકટ્રીકથી ફરતો રાખવામાં આવ્યો હતો. ઉપરાંત ત્યાંથી ગોપીપરા સુધીના માર્ગનો શણગાર બહુજ ઉત્તમ હતો. સાથીયાઓ પુરાયલા હતા ને શ્રીફળનાં તોરણો પણ હતા. વચ્ચે વચ્ચે કેટલાક તરફથી ગાંધીજીને નાણાની ભેટ અપાતી હતી. જે મહાદેવ દેશાઇ પોતાના થેલામાં નાખતા હતા.

સરઘસની કુચનો માર્ગ હંસબાગથી થઇ સ્ટેશનથી ગલેમંડી, છાપરીયાશેરી, રૂવાળાનો ટેકરો, નવાપુરા, કરવારોડ, નવાપરાની કોટસફીલ, વાડીફળીયા, અંબાજીરોડ, ખપાટીયા ચકલા, ગોપીપરા, નવસારી ભાગોળથી મોટો, રસ્તો નવસારી બજારના હેઠ દરવાજા સુધીનો રસ્તો અને ઉધના દરવાજે થઇ, ડીંડોળીનો હતો, રાત્રે શહેરને શણગારવામાં આવ્યું હતું. છાપરીઆશેરી આગળ કાંઇક ગાંધીજીને થોભવું પડયું હતું. તે સિવાય તેમણે પોતાનો માર્ગ બીલકુલ અટક સિવાય કાપ્યો હતો.

મહાત્માજી સાથે નીકળેલા એ 'સરઘસના સ્વાગતાર્થે' આખી રાત્રી જાગરણ કરી, જનતા ઉલટભેર સ્વાગતની તૈયારી કરી રહી હતી. આ સ્વાગતમાં છાપરીઆશેરી, પારસી શેરી, નવા પરા, કરવા રોડ હતા.

## કોટસફીલ પર

કોટસફીલ આગલ હિંદ બેંડવાળા શ્રી હિંમત ભરૂચીનું બેંડ સત્કારાર્થે હાજર હતું. જ્યારે કોટસફીલના લાઇટના સ્ટેન્ડ ઉપર

મહાત્માજીની, હાથે ચીતરેલી તસ્વીર મૂકાયલી હતી. કે જે ઉપર સમુદ્ર વાટે લક્ષ્મી ગઇ છે, મને સમુદ્રમાંથી બહાર કાઢો, એ મતલબનો લેખ લખવામાં આવેલો હતો. ઉપરાંત કમાન એ નામ ઉપર બનાવી, રાષ્ટ્રધ્વજો ચઢાવી દેવામાં આવેલા હતા.

## ઓટોમેટીક ઇલેકટ્રીક રેંટીઓ

સિદ્ધ માતાની શેરીને નાકે તો આપોઆપ ઇલેકટ્રીકથી ફરતો રેંટીઓ કમાન ઉપર મૂકી દેવામાં આવેલો હતો. જ્યારે ત્યાંથી અંબાજીરોડ ખપાટીઆ ચકલા ને ગોપીપરાના માર્ગમાં પણ કમાનો, ધ્વજો ઉપરાંત શ્રીફળનાં તોરણો પણ ટંગાયલા દીસતા હતા. ગોપીપરાથી નવસારી ભાગળ તથા સગરામપરાનો મોટો રસ્તો પણ સારી રીતે સણગારાયલો હતો. તેમ બારણાંઓ સ્વચ્છ કરી શાથીઆ. પણ પૂરેલા દીસતા હતા. ટુંકમાં મહાત્માજીને પસાર થવાનો આખો માર્ગજ વાવટા, તોરણો, રાષ્ટ્રધ્વજો અને કમાનો ઉભી કરીને અને માર્ગની બંને બાજુ આસોપાલવનાં તોરણો બાંધી દેવાયલાં હતાં.

મહાત્માજીને વિદાય આપવા ડેઠ ભાગોળ સુધી શહેરી જનોનાં પુર ઉલટયાં જેવુંજ હતું. ઉપરાંત મહાત્માજી અને તેમની સેનાની પાછળ પાછળ પણ શહેરીજનો મોટા પ્રમાણમાં સાબરમતીના સંતની પાછળ ડીંડોળી સુધી ગયા હતા.

અમદાવાદના મીલમાલીકો ગાંધીજીને એવી ખાતરી આપવાના છે, કે પોતપોતાના કુટુંબમાંથી એક માણસને સ્વયંસેવક તરીકે

આપશે, અને મીલોના કામદારોને સ્વયંસેવક બનાવવના કાર્યમાં મદદ કરશે. તેમ જેઓ સ્વયંસેવક તરીકે ભરતી થશે તેમના પગાર ચાલુ રહેશે, એવી છાપામાં છપાયેલી અફવા નાપાયાદાર છે. આગેવાન મીલમાલેકોઓ ફ્રી પ્રેસ' ને જણાવ્યુ હતું કે, આ રીપોર્ટ ખોટો છે, અને અમે આવી કોઇ સુચના કે વિચાર કર્યો નથી.

## મહાદેવ દેસાઈની ચેતવણી

શ્રી મહાદેવ દેશાઇએ મું. સ. ના પ્રતિનીધિ સાથેની મુલાકાત દરમીયાન લોકોને દાંડી જવા સામે ફરી ચેતવણી આપતાં જણાવ્યું હતું કે નવસારીની પશ્ચિમે દસ માઇલ દૂર દાંડી આવેલું છે. ત્યાં જવાને મોટર સર્વીસ નથી. ત્યાં મધ્યમ વર્ગના ખેડુતોના ૧૨ ઘરો અને લગભગ સોએક ઝુંપડીઓ છે. લોકોને ઉતરવાની અને જમવાની સગવડ કરી શકાય તેમ નથી. ત્યાં એકજ કુવો છે. આથી લોકોએ દાંડી ખાતે દોડી આવવું નહિ. પણ છેટેથી લડત નીહાળવી લોકો જો દાંડી ખાતે દોડી આવશે, તો લડતને સહાય કરવાને બદલે નુકશાન કરશે. ફરજ પરના સ્વયંસેવકોને માટે રસોડું ઉઘાડવાની ઓછી વકી છે અને તેથી પૈસા આપતાં પણ લોકોને ખાવાનું મળશે નહિ. આથી જેઓ આવવાજ માગતા હોય, તેમણે ખોરાક એકલોજ નહિ પણ પાણી સાથે લઇને આવવું. તેમણે સ્થાનિક કાર્યકર્તાઓ પાસેથી પોતાની મુસાફરીને લગતી ગોઠવણની આશા રાખવી નહિ.

# ડીંડોલી (૩૫)

## હું તો ધુળમાંથી ધાન પેદા કરી શકાય એવો ધંધો બતાવી રહયો છું

### ડીંડોળીના મુખી તથા તાલુકા લોકલ બોર્ડના પ્રમુખનું રાજીનામું.

ડીંડોળી, તા. ૨ જી એપ્રીલ.

આજે બપોરે મહાતમાજી-અત્રે આવી પહોંચ્યા બાદ ગંજાવર જાહેર સભા મળી હતી. અને તેમાં પ્રેક્ષકવર્ગે પણ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

બરાબર બાર વાગે મહાતમાજી સભામાં આવી પહોંચતાં, પ્રેક્ષકોએ "મહાતમા ગાધીજીની જય" તથા "વંદેમાતર"ના પોકારોથી ભારે ગર્જના ફેલાવી હતી. અને શ્રી. ઉમેદરામે જોઇ ધોળા એક ભોળી ધોબણ"નું ગીત સુમધુર સ્વરે ગાયું હતું. જેમાં એક ધોબણ પરદેશી કાપડના બહિષ્કાર વિષે સુંદર ભાવના રજુ કરતી હોય, એવી પ્રતિતી થતી હતી. બાદ સંગીતાચાર્ય શ્રી. ખરે એ "રઘુપતી રાઘવ રાજા રામ"ની ધુનથી શરૂઆત કરાવી "રઘુ કુલ રીત સદા ચલી આઇ"નું ગીત બધા પ્રેક્ષકો પાસે ગવડાવ્યું હતું,

## ડા. ધીઆ

બાદ ડો. ધીયાએ જણાવ્યું હતું કે પુજ્ય મહાત્માજીના પવિત્ર પગલાં આ ગામમાંથી પસાર થાય છે, તે વખતે આ ગામ તેમનો સત્કાર કરે છે, આ ગામમાં કેટલા સમયથી બે સબળ પક્ષો હતા પણ તેમના પૂણ્ય પગલાંથી તે બે જોડાઇ ગયા છે અને ચોર્યાસી તાલુકાનાં પ્રમુખે પોતાના પ્રમુખ તરીકેનું અને મુખી તરીકેનું રાજીનામું આપ્યું છે અને આમ આ ગામે તેમનો સત્કાર કર્યો છે.

## મહાત્માજીનું વિવેચન

બાદ મહાત્માજીએ તકલી કાંતતા કાંતતા ભાષણ આપતાં જણાવ્યું, કે હું સુરતમાં હતો ત્યારથી જાણતો હતો કે આ ગામના બે પક્ષો ક્યારના લડી રહ્યા હતા અને કેટલાય પૈસા ખરચ્યા હતા. કોંગ્રેસના કાર્યકર્તાઓને પણ આ ગામમાં આવવું કે કેમ તે વિષે શક હતો. પણ અમે તો એવા સંકલ્પથી નીકળ્યા છીએ, કાંઇ મળે તોજ આવવું. ભટગામમાં તો અમે કહી દીધું હતું. કે અમે લાલચુ માણસ છીએ અને કહ્યું હતું, કે અમને શા માટે વધારે લાલચમાં નાંખો છો? વધારે પ્રેમ કરો, એ તો કાંટાની માફક સાલે.

પણ આપણે તો એક બીજાની કાંધ ઉપર બેસીને ચલાવનારા છીએ. એક બીજાનું ખાઇ જવું. એ શીખ્યા છીએ. અહિં કેટલાક મુસલમાનો આવ્યા છે તે હું જોઇ શકું છું કે તેઓ મોટા મોટા વેપારીઓ છે અને મારા બરાબર છે દશને ખીસામાં રાખીને ફરે તેવા છે. અને તેઓ તો મીઠાના કર આપી શકે છે, પણ ગરીબો ક્યાંથી આપી શકે?

## અહિં તો હવાના પણ પૈસા લેવાય છે

અહિં તો હવાના પણ પૈસા લેવાય છે. વાઇસરોય પહાડ ઉપર

જઇને કોના પૈસે હવા ખાય છે. ગરીબ માણસ તો નથી પાણીના, મીઠાના કે હવાના પૈસા આપી શકતો. ગઇ કાલે મેં કહ્યું હતું તે તમો જાણો છો. હિન્દુ જરથોસ્તી, મુસ્લીમ બધા શાસ્ત્રોમાં એવુંજ છે, કે આવી મીઠા જેવી ચીજ ઉપર કર નાજ હોય. ગરીબીની ખીદમત કરવા માટે આપણે લડીએ શા માટે ?

આપણે અત્યાર સુધી તો નીમક હરામ કરી રહ્યા છીએ. સરકારનાજ લખેલાં પુસ્તકો વાંચીએ તો જાણીએ છીએ, કે જેમ જેમ મીઠાના કર વધતા ગયા છે, તેમ તેમ રોગો વધતાજ ગયા છે અને ઘટયા છે ત્યારે મીઠું વધારે વપરાય છે.

ગરીબ લોકો પહેલાં તો કાંતીને વણકર પાસે કપડા કરાવતા તેના બદલામાં તેમને દાણા મળતાં. આજે પણ કેટલેક સ્થળે એવું છે. એ કપડાં જેટલાં સોંઘા પડે તેટલાં સોંઘા. શું વીલાયતી કાપડ સોંઘું પડે છે કે ?

આવે વખતે તો આપણે બધાએ એકઠાજ થઇ જવું જોઇએ. પટેલ તાલુકા બોર્ડના પ્રમુખ થઇ શકે, એની મને તો ખબરજ ન હતી. કારણ કે નથી પટેલાઇ મેં કરી, કે નથી મારા બાપે કરી ! આ પટેલ ઉપર તો કોઇ એમ નહિજ કહી શકે કે તેની ઊપર કોઇએ દબાણ મૂકયું હતું.

તાલુકા બોર્ડની લાલચો અને પટેલાઇ છોડવી, તે કાંઇ સહેલી વાત નથી. આપણે સ્વરાજ્ય લીધા પછી કોઇ ઓદ્ધાઓ પર આપણા સગાવહાલાઓને નીમવાનો ન્યાય ના કરીએ. **જો એવો ન્યાય થશે, તો હું જીવતો હોઇશ તો તે લડતની પણ સામે થઇશ.**

## " મારી તો બુઢાની લાકડી છે "

મારી પાસે લાકડી છે, પણ તે તો બુઢાની લાકડી છે, તે તો

મને ઉગામતા પણ ન આવડે. બચપણમાં પણ ઉપાડી હોય એવું મને યાદ નથી. આવા માણસને બાદશાહી સામે લડતા કેમ આવડે; પણ મારા હૃદયમાં ખુદા હોય તો સિંહની સામે પણ લડી શકું. ઇશ્વર હોય તો બીક કોની?

આથી હું તો કહું છું, કે તમે તૈયાર થઇ જાઓ. ધોબણની વાત તો સાંભળી. પણ તે તો કલ્પનાની વાત! પણ તમે તો પહેરી લો. જો આપણે ખાદી પહેરીએ, તો ધોબીને વીલાયતી કપડાં ધોવાના પણ ના મળે. તમે આ ખાદીનો મંત્ર સમજી જાઓ, તો ૬૦ કરોડ રૂપીયા જે દેશ બહાર ચાલ્યા જાય છે, તે બચશે. અને તે આપણાં ઘરમાં આવે તો હિંદુસ્તાન તો તાજુ થઇ જાય.

### "રેંટીયા જેટલા પૈસા ભાયડા પણ નથી લાવતા"

એક ડોસી તો કહે છે કે અમારા રેંટીયામાંથી જેટલા પૈસા મળે છે એટલા તો ભાયડા પણ નથી લાવતા. ભાયડાના પૈસા તો લાંચ રૂશ્વતથી પણ આવતા હોય, પણ આ રેંટીયાના તો સીધી રીતે આવે છે. અમે રોજ કેટલુંયે સુતર કાંતતા રહીએ છીએ. આમ ધુળમાંથી ધાન કરી શકાય એવા ધંધા હિંદુસ્થાન પાસે મૂકી રહ્યો છું, તે તમે કાં ના કરો?

આપણા ડેપ્યુટેશનને વાઇસરૉય તો જવાબ ના આપે, પણ પીઠાવાળા તો આપી શકે. આવી સીધી વાતો કર્યાજ કરૂં છું. હું તો ઇશ્વર પાસે પ્રાર્થના કરૂં છું, કે હિંદુસ્થાનના લોક આજે ભોળા થઇ ગયા છે, તેમને તું સમજ આપ કે જેથી તે સમજી શકે!

હવે આપણેજ જીતવાનું છે, અને મીઠાનો કર પણ જવાનોજ છે એમ સમજી લો. પછી તેમ કરતાં મરી જઇશું એજને?

બાદ વંદેમાતરમ ગવાયા પછી મિટિંગનું કાર્ય ખતમ થયું હતું. અને શ્રી. કલ્યાણજીભાઇએ વધુ ૧૦ ગામોના પોલીસ પટેલોએ રાજીનામાં આપ્યાનું જાહેર કર્યું હતું.




## ૯૧ કરોડ રૂપીયા કેમ બચે ?

વાઝ, તા૦ ૨ જી એપ્રીલ

મહાત્મા ગાંધીજી આજ સાંજના ૭ વાગતાં ડીંડોળીથી સુરત જીલ્લાના મુખ્ય કાર્યકર્તા રા. કલ્યાણજીભાઈના ગામ વાઝ તરફ કુચ કરવા નીકળી પડયા હતા. અને તેમને વિદાય આપવા આખું ગામ ઉલટી પડયું હતું. અને સંખ્યાબંધ યુવકો તેમની પાછળ પડયા હતા.

રસ્તામાં મહાત્માજીનો ભારે સત્કાર કરવામાં આવ્યો હતો. અને રાણીયા તથા ખરવાસા ગામોએ ગામલોકોની પ્રચંડ મેદની જામી હતી. અને બંને સ્થળોએ મહાત્માજી પાંચ મિનિટ રોકાયા હતા. અને ત્યાં તેમને સુતરના હાર તથા પર્સો પણ અર્પણ કરવામાં આવી હતી.

તેઓ લગભગ સાડાઆઠ વાગતા ગામમાં આવી પહોંચતાં લોકો તેમને સત્કારવા ગામની ભાગોળે જઇ પહોંચ્યા હતા. અને **આખું ગામ આશોપાલવના પાનના તોરણો અને ઘેર ઘેર દીવાઓ કરીને શણગારવામાં આવ્યું હતું.** ઘેર ઘેર સુંદર સાથીઆઓ કરવામાં આવ્યા હતા અને આ ગામ આજે તો દિવાળીના દિવસોની યાદ આપતું હતું.

બાદ રાત્રે બરાબર સાડાનવ વાગે મહાત્માજી સભામાં આવી પહોંચતાં, લોકોએ તેમને "મહાત્મા ગાંધીજીની જય" ના પોકારોથી વધાવી લીધા હતા. મહાત્માજીની બેઠક એક ઉંચા સ્થાન ઉપર ગોઠવવામાં આવી હતી, અને તેમની બાજુએ "જુલ્મી સલ્તનતનું મૂળ કાઢો" અને "ખેડુતો દયા નહિ પણ ન્યાય માગે છે" ના મુદ્રાલેખો ટાંગવામાં આવ્યા હતા. સભામાં લગભગ ચારથી પાંચ હજાર માણસોએ હાજરી આપી હતી જેમાં સ્ત્રીઓની હાજરી પણ સારી હતી. મહાત્માજી આ ગામમાં આવતા હોવાથી આખું ગામ સભામાં ઉલટી પડયું હતું. અને આસપાસનાં ગામોમાંથી પણ લોકો, મોટી સંખ્યામાં ઉતરી પડયા હતા. શ્રીમતી મીઠુબેન પીટીટ પણ સભામાં આવી પહોંચ્યા હતા. અને સભામાં આશરે ૧૦-૧૨ મશાલો રાખવામાં આવી હતી,

## રા. કુંવરજીભાઇ

ત્યારબાદ રા, કુંવરજીભાઇએ જણાવ્યું હતું, કે મહાત્માજીના આગમનથી અમારૂં ગામ પાવન થયું છે. આજથી ૨૦ વર્ષ ઉપર દક્ષિણ આફ્રીકાના ઇતિહાસ વાંચતાં મને લાગેલું કે તેઓ હિંદમાં આવે અને અહિ આવે. થોડા સમય ઉપર તેઓ બીજાં ગામોની પ્રજાને દર્શન આપી શકયા હતા, અને તેમણે ૧૯૨૦ થી બ્યુગલ ફુંકયું હતું, ત્યારથી અહિ ઠીક ઠીક પ્રગતી ચાલી રહી હતી, અત્યાર સુધી અમને લાગતું હતું, કે અમે તેમને બોલાવવા લાયક ન હતા. પણ હવે અમારી તૃટીઓ ચાલી જવા પામી છે, અને હવે આપ કાંઇ બોધ આપશો એવી આશા છે.

બાદ સંગીતચાર્ય શ્રી. ખરેએ "રઘુપતી રાઘવ રાજારામ" ની ધુન ગવડાવી. "અબ હમ અમર ભયે ન મરેંગે" નું ગીત ગાયું હતું.

## મહાત્માજી

બાદ મહાત્માજીએ તેમના નિયમ મુજબ તકલી કાંતતાં કાંતતાં ભાષણ આપતાં જણાવ્યું હતું, કે આ ગામમાં હું જ્યારથી દક્ષિણ આફ્રીકાથી પાછો ફર્યો છું, ત્યારથી મારા સાથીઓ રહે છે અને તે મને મળે તેમાં મને હર્ષ થાય એમાં મને નવાઇ નથી.

આવાં ગામો પાસેથી તો ઘણી આશાઓ કરૂં, અત્યારે જે મહા અંતિમ યજ્ઞ આદર્યો છે, તેમાં મારી એવી આશા તો છે, કે જે જે ગામોમાં મારા જુના સાથીઓ વસે છે, તે ગામો મને પૂરેપૂરો સાથ આપશે, એવો મેં હિસાબ નથી કર્યો, પણ આવી વસ્તુઓનું જ્ઞાન મારી લડતના કારણમાં પ્રેરક થયું હશે.

કુચ દરમીયાન પણ મારી આશા વધતી ગઇ છે. અને ઉમેદ છે, કે દિવસો જતાં મારી આશાનાં કારણો સબળ હતાં એમ જણાશે. ઇશ્વર કૃપા હશે તો શનિવારે અમે દાંડી પહોંચી ગયા હોઇશું અને મીઠું બનાવવાના કે તેના કાયદાનો સવિનય ભંગ કરવાના કામનો અમલ થશે.

## ગરીબોને 'હણનારો' કર

તે કર રાક્ષસી–ગરીબ માણસોને હણનારો છે એ વાત ખરી છે, પણ આપણે તો ઘણું કામ કરવાનું છે. સ્વરાજ્ય માટે મીઠાનો કર કઢાવવાની શકિત ઉપરાંત બીજી શકિતઓની પણ જરૂર પડશે. મળેલી

વસ્તુ જો આપણે લાયક ના હોઇએ, તો ચાલ્લીજ જાય. આથી આપણે વિચારી લેવું જોઇએ કે સ્વરાજ્ય આપણા હાથમાં હોય, ત્યારે આપણે કેવી રીતે ચલાવી શકીએ.

## વીલાયતી દીવા ત્યજો

આથી મને વિલાયતી દીવાઓ જોઇને કાંઇ થાય. મેં કહ્યા છતાં, મારી શરમને લીધે કાંઈ કરે તેથી મને તો રોષ થાય. આ કાંઇ મને રીઝવવાનો રસ્તો છે ? જ્યાં જાહેર સેવા કરવાની હોય, ત્યાં માત પિતાને પાળી શકીએ નહિં, એવું પણ બને. જો મારૂં કહેવું અયોગ્ય લાગે, તો તમો વીલાયતી બત્તીઓ પણ બાળી શકો. મેં તો માત્ર બતાવ્યું છે.

## રેલ્વે તે ગામડાં ચુસીને ચાલે છે

રેલ્વે તો ગામડાઓને ચુસીને ચાલે છે એમ ખચીત માનવું. મશાલનો તો મશાલચીજ અડે, એમ કહેવાય છે. આ વસ્તુ હવે સ્વરાજ્યની અંદર તો નજ ચાલી શકે. તે વખતે તો આગણા બધા હકો ભંગીને પણ મળી શકે. તે વાતને આપણે આવશ્યક અને શુધ્ધ સમજીએ.

## 'આપણે પોતાના મશાલચી બનીએ'

આજ રીતે આપણે ચરખાનું કરીએ, એ વખતે આપણે પોતાના મશાલચી થઇશું. તે વખતે ખરૂં જોઇ શકવાના છીએ. આજે મશાલો કલ્યાણજીભાઇ વગેરેએ ઉપાડી, તે કેવું સુંદર દ્રશ્ય હતું અને જો આપણે મશાલને સુધારીશું તો તે ઘણી કિંમતી થઇ પડશે. જે વખતે કીટ્સન બત્તીઓ ના જોઇએ. તે દીવાઓ

આપણા સાત લાખ ગામોમાં આપણે મૂકી નથી શકતા. કારણ કે તે લેવાની તેમનામાં શકિત નથી. કુંભારના ધંધાને પણ સુધારી શકીએ છીએ. આપણે આપણી જુની સુંદર સ્થિતિનો નાશ કર્યો છે. તેનો પુનરૂધ્ધાર કેમ થાય તે જોવાનું છે.

## પટેલ અને ટલાટી બેસી જાય તો

અહિંના પટેલે રાજીનામું આપ્યું તે જાણ્યું. એ પટેલ અને તલાટી બેસી જાય, તો સમજો કે સરકારનું આખું રાજયતંત્ર બેસી રહે. ગામડાના વેરી તો પટેલ અને તલાટી થઇ જાય છે.

હું તો ઇચ્છું છું કે આ ગામડાંઓમાં આજથીજ સ્વરાજ્યને માટે જે જે વસ્તુઓ જોઇએ તે કરતા થઇ જાય.

## લાઇટ મરચંટસ એસોસીએસનનો ફાળો

અંતમાં મહાત્માજીએ જણાવ્યું હતું કે અત્યારે તો ૨૦-૨૫ હજાર રૂપીયા આવી ગયા છે. અને હવે મારે તેની જરૂર નથી. આજે મુંબઇના લાઇટ મરચંટ એસોસિએશન તરફથી . ૩૬૬૧ રૂપીયાનો ચેક આવેલો છે.

## છીકણીની ડબીનું લીલાંઉ

બાદ મહાત્માજીને એક ડોસીએ આપેલી છીકણીની ડબીનું લીલાંઉ થતાં તેના રૂ. ૧૦૧ ઉપજ્યા હતા. અને વાંઝ ગામ તરફથી રૂ. ૫૦૧ ઉપરાંત બીજી કેટલીક રકમ ભેટ આપવામાં આવી હતી અને પાંચેક વધુ ગામોના પોલીસ પટેલોએ રાજીનામાં આપ્યાનું જાહેર થયું હતું.



## ધામણ (૩૭)

સુરત, તા. ૨ જી એપ્રીલ

મહાત્મા ગાંધી અને તેમની સત્યાગ્રહી સેના આવતી કાલે (ગુરુવારે) વડોદરા રાજ્યની હદમાં દાખલ થઇ, સવારે ધામણુમાં અને રાત્રે નવસારીમાં પડાવ નાંખશે.

પોતે જે ગામે છાવણી નાંખે, તે ગામની બહારથી લાવેલાં ફળફળાદિ નહિ ખાવાનો મહાત્માજીએ ઠરાવ કર્યો છે.

વાના ખાતેથી ધામાન જતાં માર્ગમાં મુસ્લિમોએ મહાત્માજીને આવકાર આપ્યો હતો, અને પર્સ એનાયત કરી હતી.

જાહેર સભામાં ગામના મુસ્લિમો ઉપરાંત પડોશના ગામોના મુસ્લિમોએ પણ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

એક મોલવી સાહેબે મહાત્માજીને ખાત્રી આપી હતી, કે સ્વરાજની લડતમાં મુસ્લિમો પછાત રહેશે નહિ.

ડૉ. સુમંત મહેતાએ જાહેર કર્યું હતું, કે વડોદરામાં ઘણા વોલંટીઅરો ઉભા થયા હતા.

જાહેર ભાષણમાં મહાત્માજીએ દક્ષિણ આફ્રીકા મધેની લડતની યાદ આપતાં જણાવ્યું હતું કે ત્યાં તેઓને મુસ્લીમ સભ્યોએ ઘણી મદદ કરી હતી અને તેમાં મરહુમ કાચાલીઆએ યાદગાર સેવા બજાવી હતી. જે વગર ફતેહ મળી શકતે નહિ.

મહાત્માજીએ છેવટે જણાવ્યું હતું કેઃ—

**આથી હું મારા મુસ્લિમ મિત્રો ઉપર સંપુર્ણ ભરોસો રાખીશ. જો હું સાચો હોઉં અને હિંદુઓ જેટલોજ હું મુસ્લિમોનો મિત્ર હોઉં તો મારા મુસ્લિમ મિત્રો લડતમાં જોડાવા વિના રહે નહિ. એક સાચો મુસ્લિમ નીમક ઉપરનો આવો ગેરકાયદેસરનો કર, કેવી રીતે સાંખી શકે?**

સાંજે પાર્ટી નવસારી જવા સારૂ ઉપડી ગઇ હતી.

## ખોરાકી અને પાણી

શનિવારે દાંડી ખાતે પહોંચવા બાદ વોલંટીઅરો ચોખા, દાળ અને ભુંજેલા અનાજ ઉપર રહેશે.

હંમેશ મુજબ તેઓને ૩ તોલા ઘી આપવામાં આવશે.

દાંડી ખાતે પાણીની તાણ હોવાથી પાણી માટેની ગોઠવણો કરવા મહાત્માજીને ૧૫૦૦ રૂ. ની રકમ આપવામાં આવી છે.

## વજનમાં વધારો

કુચ દરમ્યાન મહાત્માજીના વજનમાં ૨ રતલનો વધારો થયો હતો.

# નવસારી ( ૩૮ )

## ' કાં તો વિજયમાળ અગર તો સાગરમાં મૃત્યુ સમાધી '

નવસારી, તા. ૩ જી એપ્રીલ.

મહાત્મા ગાંધીજી ધામણથી આજે રાતે અત્રે આવી પહોંચ્યા, ત્યારે ચીર સ્મરણીય ઉત્સાહના દેખાવો થતા હતા. ધામણથી નવસારી સુધીના ૭ માઇલના આખા રસ્તા પર પાણી છાંટવામાં આવ્યું હતું. અને રસ્તાને આસોપાલવનાં તોરણ અને ફુલપાનથી શણગારવામાં આવ્યો હતો. રસ્તાની બંને બાજુએ અથાગ લોક મેદની ગાંધીજીનાં દર્શને ઉભી હતી. નવસારીમાં ગાંધીજીને સાંભળવા વીરાટ જન સંખ્યા એકઠી થઇ હતી.

## વિજયમાળ અગર મૃત્યુ સમાધી

મહાત્મા ગાંધીએ નવસારીની વીરાટ સભામાં પ્રવચન કરતાં જણાવ્યું કે, **કાં તો હું જે માગું છું તે લઇને પાછો ફરીશ, કાં તો મારૂં શબ મહાસાગરમાં તણાઇ જશે.** " દેશી રાજ્યની પ્રજા બ્રીટીશ હિંદમાં મીઠાવેરા સામે સત્યાગ્રહ આદરી શકે છે. **મહાત્માજીએ** નવસારીના પારસીઓને હૃદયસ્પર્શી **અપીલ કરતાં**

જણાવ્યું, કે તમારે દારૂનો ધંધો છોડી દેવો અને સ્ત્રીઓએ દારૂ-નિષેધનું કાર્ય ઉપાડી લેવું.

ગાંધીજીને મળેલા ફાળા અને એ ગામડાંના મુખીનાં રાજીનામાં જાહેર કરવામાં આવ્યાં હતાં.

## નવસારીમાં અપૂર્વ દ્રશ્ય

### ગાંધીજીનો પડકાર

મહાત્મા ગાંધી અને તેમના સત્યાગ્રહી સૈનિકો સાંજના છ વાગે ધામણથી ઉપડીને સાત વાગ્યા પછી નવસારી ખાતે આવી પહોંચ્યા હતા. નવસારીના શહેરીઓએ સાબરમતીના સંત અને તેમની સેનાનો બાદશાહી સત્કાર કર્યો હતો. જે મહોલ્લાઓમાં થઇને પ્રચંડ અને ભવ્ય સરઘસ પસાર થયું તે રસ્તાઓને સ્વરાજ્ય ધ્વજ અને આશો-પાલવના તોરણ તથા ફુલહારથી સુંદર શણગારવામાં આવ્યા હતા. ૫૦ હજાર ઉપરાંત સંખ્યાની પ્રચંડ લોકમેદનીએ દૂધીયા તળાવ પર મહાત્મા ગાંધીનો સંદેશો સાંભળ્યો હતો. નવસારીએ પોતાના જીવનમાં આવી પ્રચંડ મેદની અને આવો ઉત્સાહ કદી નીહાળ્યો ન્હોતો. સભાના સમયની ઘણા સમય અગાઉ લોકોનાં ટોળાં દૂધીયા તળાવ પર એકઠાં થવા લાગ્યાં હતાં. પ્રચંડ જનમેદની એકઠી મળવા છતાં, સ્થાનિક કાર્યકર્તાઓએ ઉત્તમ બંદોબસ્ત સાચવ્યો હતો. હિંદના તારણહારના સંદેશને સાંભળવા સ્ત્રીઓએ હજારોની સંખ્યામાં હાજરી આપી હતી, એ દેખાવ કોઇ અપૂર્વ હતો. ગાંધીજી પધારતા પહેલાં લોકોની મોટી મેદનીને રાષ્ટ્રીય ગીતો ગાઇને આકર્ષી રાખવામાં આવી હતી. દર મિનિટે લોકોનું ટોળું

ભરતી થતું જતું હતું. મહાત્મા ગાંધી સભામાં આવી પહોંચતાં લોકોએ અજાયબ સત્કાર કર્યો હતો. ગાંધીજીને "મહાત્મા ગાંધીકી જય" ના ગગનભેદી હર્ષ નાદથી વધાવી લેવામાં આવ્યા હતા. મહાત્માજીએ ઉંચા બાંધવામાં આવેલા માંચડા પરથી ભાષણ કર્યું હતું, જેથી આ વિશાળ જનસમુદાયને તેમનો અવાજ પહોંચી શકે.

## 'સહકાર એ પાપ છે'

શરૂઆતમાં વલસાડ તાલુકાના અથાર અને નીઆગોડ ગામના બંને મુખીઓએ પોતાનાં રાજીનામાં ગાંધીજીના હાથમાં મૂકયાં હતાં. આ રાજીનામામાં મુખીઓએ ખુલ્લે ખુલ્લું લખ્યું હતું કે, સરકારના હાલના રાજતંત્ર સાથે સહકાર કરવો એ પાપ છે.

## ડૉ૦ સુમંતનો આવકાર

ડૉ૦ સુમંતે વડોદરા પ્રજા મંડળ તરફથી મહાત્મા ગાંધીને આવકાર આપતાં જણાવ્યું હતું, કે જે મીઠા વેરાનો નાશ કરવા ગાંધીજી બહાર પડયા છે, તે બ્રિટિશ હિંદની જેમ દેશી રાજ્યની પ્રજાને પણ અસરકર્તા છે, જ્યારે આખો દેશ કુચ કરી રહ્યો છે, ત્યારે હું આશા રાખું છું, કે આ રાજ્યની પ્રજા પાછો પગ માંડશે નહિ.

# મહાત્માજીનું પ્રેરણાત્મક પ્રવચન

મહાત્મા ગાંધીજીએ પ્રેરણાત્મક ભાષણ કરતાં જણાવ્યું કે, તમે મારો અને મારા સ્વયંસેવકોની ટુકડીનો જે અપૂર્વ અને ભાવભીનો સત્કાર કર્યો છે, તે હું કદી ભુલી જઇશ નહી. હુ તમારા આ

સત્કારને અમે જે મહાન લડત આરંભી છે તેના પ્રત્યેની તમારી સહાનુભુતી તરીકે માની લઉં છું. સરદાર વલ્લભભાઇએ ગુજરાત માટે જે મહાન ભોગ આપ્યો છે, તેની હું તમને યાદ આપું છું. સરદારે અખીલ હિંદના નેતા તરીકે નામ કાઢયું હોત, પણ તેમણે ગુજરાતને તૈયાર કરવામાં પોતાની તમામ શક્તિનો ભોગ આપ્યો. આથી આ લડતમાં તમારે ગુજરાતીઓને માથે મહાન જવાબદારી મૂકાઇ છે. તમને તમારા સરદારે જે કહ્યું છે, તે કરવાનો તમારો ધર્મ છે. હું આ રાજ્યની પ્રજાને આ રાજ્ય સામે લડત ઉપાડવાની સલાહ આપી નથી રહ્યો, પણ હું તમને આ રાજ્યની બહાર ઉપડેલી લડતમાં દરેક પ્રકારની બનતી સહાય આપવાની તમને વિનંતિ કરી રહ્યો છું. તમારે સઘળી ભયની લાગણીનો ત્યાગ કરીને પરદેશી હેઠળથી આપણા દેશને સ્વતંત્ર કરવા હિંમતભેર બહાર પડવું જોઇએ.

## પારસી બીરાદરોને

મહાત્મા ગાંધીએ પારસી કોમની સેવા અને સખાવતી સ્વભાવનાં વખાણ કરતાં જણાવ્યું, કે આ ખોબા જેટલી સંખ્યાના કોમ સખાવતે બહાદુર છે. દક્ષિણ આફ્રીકામાં પારસી કોમે આપભોગ આપીને અને નાણાંની મદદ કરીને મને સહાય કરી છે. જ્યારે હિંદમાં મેં મદદ માંગી છે, ત્યારે ત્યારે આ કોમે મને તે આપી છે. મને આનંદ થાય છે કે, પારસી કોમે મારી લડતને આશીર્વાદ આપી, મારી ફતેહ ઇચ્છી છે. હું ફરીથી મારી એ માન્યતા પ્રગટ કરીશ કે મીઠા વેરો દફન થયો છે. હિંદુઓજ તે માગતા નથી. પારસીઓ પણ મીઠા વેરો રદ થાય એમ ઇચ્છે છે. મુસ્લીમ બીરાદરો તરફથી

મને વધુ ને વધુ સહકાર મળતો જાય છે એ જાણીને મારા આનંદનો પાર નથી. મીઠા વેરો કાઢયા પછી આપણું તે પછીનું કામ દારૂનિષેધનું રહેશે. દારૂના પીણાએ હિંદની આથીંક પાયમાલી કરી છે. આ કુટેવનો નાશ કરવાના કાર્યમાં હું મારા પારસી ભાઇઓનો સહકાર માગું છું. જો પારસીઓ હજીએ દારૂના ધંધાને વળગી રહેશે, તો હું તેમની સાથે સત્યાગ્રહ શરૂ કરતાં અચકાઇશ નહિ. હું આશા રાખું છું, કે એટલે દરજ્જે મારે જવું પડશે નહિ. હું પારસીઓ પાસેથી હાથ જોડીને માંગી લઉં છું, કે તેમણે દારૂ નિષેધના કાર્ય પાછળ પોતાની શક્તિનો ઉપયોગ કરવો. પારસી કોમ જોગ મારો આ નમ્ર સંદેશ છે. **પારસી કોમ પાસેથી હું પૈસા કે સ્વયંસેવકોની માગણી કરતો નથી. ફકત એટલું માંગું છું કે, તેમણે દારૂનો ધંધો છોડી દેવો.**

આવતી કાલે મહાત્મા ગાંધી જલાલપુર તાલુકાના માટગામ જશે.





# વેજલપુર (૩૯)

## સંતને ત્રાજવે હિંદનું ભાવિ

વેજલપુર, ૪ થી એપ્રીલ

આજે સવારના પહોરના છ વાગતાં મહાત્માજી પોતાનાં કાર્યક્રમ મુજબ પોતાના સૈનિકો સાથે નવસારીથી વેજલપુર તરફ જવા ઉપડી ચૂક્યા હતા. જે સમયે લોકોએ "મહાત્મા ગાંધીજીની જય" ના પોકારો વચ્ચે તેમને સપ્રેમ વિદાય આપી હતી. અને છેક પરોઢીએથી મહાત્માજીના દર્શનનો લાભ લેવા, લોકો રસ્તા ઉપર ઉલટી પડયું હતું. મહાત્માજીની આખી કુચ દરમ્યાન, આજની કુચ ઓછામાં ઓછી હતી. અને તે માત્ર દોઢ માઇલની હતી. અને કલાક પહેલાં તો મહાત્માજી અને તેમના સૈનિકો વેજલપુર ખાતે જઇ પહોંચ્યા હતા. અને આખો દિવસ તેમના ઉતારા પાસે માનવમેદની જામેલીજ રહી હતી. તેમનો ઉતારો રા. મણિલાલ ચતુરભાઇ તેલી ( અમદાવાદ મ્યુ. કાઉન્સીલર) ના મકાનમાં આપવામાં આવ્યો હતો. જ્યારે તેમના સૈનિકોનો ઉતારો મકાન પાસેના આંબાઓના વૃક્ષોની ગંજાવર ઘટા નીચે રાખવામાં આવ્યો હતો અને તે એક સુદર દ્રશ્ય હતું.

કાર્યક્રમ મુજબ ઉતારાથી થોડે દૂર બપોરના સાડાત્રણ વાગે

જાહેર સભા ગોઠવવામાં આવી હતી, અને તે માટે એક ખાસ મંડપ તૈયાર કરવામાં આવ્યો હતો. તેને આશોપાલવનાં પાન તથા રાષ્ટ્રીયધ્વજ વગેરેથી સુંદર રીતે શણગારવામાં આવ્યો હતો. સભાના સમય પહેલાં અગાઉથી આખો મંડપ ખીચોખીચ ભરાઈ ગયો હતો. મહાત્માજીની બેઠક મંડપના મધ્ય ભાગમાં એક ઉંચા સ્થાનકે રાખવામાં આવી હતી અને સ્ત્રીઓ તથા પુરૂષો વગેરેને બેસવા માટે સારી વ્યવસ્થા કરવામાં આવી હતી. સભામાં નવસારી ઉપરાંત આજુબાજુના ગામોમાંથી પણ લોકો મોટી સંખ્યામાં ઉતરી પડયાં હતાં.

મહાત્માજી આવી પહોંચતાં અગાઉ રા. ઉમેદરામે જુદાં જુદાં રાષ્ટ્ર ગીતો પ્રેક્ષક વર્ગ પાસે ગવાડયાં હતાં અને બરાબર ૩ાા વાગે મહાત્માજી સભામાં આવી પહોંચતાં, તેમને "મહાત્માજીની જય" ના ભારે ધ્વનીથી વધાવી લેવામાં આવ્યા હતા. અને સંગીતાચાર્ય શ્રી. ખરેએ "રઘુપતી રાઘવ રાજારામ" ની ધુનથી સભાના કામની શરૂઆત કરી હતી અને "ટેર સુનો બ્રીજરાજ દુલારી" નું ગીત ગાયું હતું.

બાદ એક ભાઈએ તાલુકાની હકીકત દર્શાવતાં જણાવ્યું હતું, કે આજે હિંદમાં જે સ્વતંત્રતાના યુદ્ધનું ધર્મ મંડાણ થયેલું છે, તે અહિંથી શરૂ થાય છે તે માટે આપણે અભિમાન લેવાનું છે. આ તાલુકામાંથી ૩૨૫ સૈનિકોએ નામ નોંધાવ્યાં છે જેમાં ૪૦ બ્હેનો છે. પહેલી ટુકડીમાં ૬૪ સ્વયંસેવકો વિદાય થવાના છે. દારૂ તથા તાડીનો ઉપાડ આ તાલુકામાં સૌથી વધારે થતો હતો. પણ પ્રચારકાર્યને

પરિણામે ૫૦ ટકા માણસોએ તે વ્યસન છોડયું છે અને આશા છે કે મહાત્માજીના ઉપદેશથી આપણે શુદ્ધ થઇશું.

## મહાત્માજીનું ભાષણ

મહાત્માજીએ તકલી કાંતતાં કાંતતાં જણાવ્યું હતું, કે આ સભા પછી જે ધામ મારે પહોંચવાનું છે ત્યાં પહોંચું તેના પહેલાં હવે મારે બે ભાષણો કરવાના રહ્યાં. અહિં અને બીજું કરાડી, ત્યાર પછી મારા ઉપરથી એક બોજો ઉતરી જાય છે. દાંડીમાં ભાષણ કરી શકું; એમ પણ બને; પણ આ યાત્રામાં તો આ છેલ્લાની પહેલાંનું એક છે. તે સમયે હું તમને શું કહું ? ૪૧ પટેલોએ રાજીનામું આપ્યું પણ એ રાજીનામાનો વિચાર કરવા બેઠો ત્યાં બીજાં ૭ રાજીનામાનું સ્મરણ મને થયું. આજે મને ખબર મળી છે કે ભરતખંડના ભૂષણરુપ પંડિત માલવીયાજી અને તેમની પાછળ બીજા છએ ધારાસભામાંથી નીકળી જવાના રાજીનામાં આપ્યાં છે. મને એમ થયું કે પં. માલવીઆજી પુજનીય છતાં પટેલોના રાજીનામાં હોય, તો તે વધારે કિંમતના હતાં. માલવીઆજી કંઇ સરકારી નોકર ન હતા. ધારાસભાનો જન્મ થયો તે પહેલાં તે હિંદની સેવા કરતાજ આવ્યા છે. તેમના જેવી અનન્ય સેવા કોઇએ કર્યાનું મારી ધ્યાનમાં નથી. આથી તેમના રાજીનામાંની કિંમત વધારે હોયજ. કયાં તેમનું રાજીનામું અને કયાં પટેલોના રાજીનામાં, કે જેમનાં નામ કોઇપણ ના જાણે ? માલવીઆજી તો ધારાસભામાં જઇ સરકારની પ્રતિષ્ઠા વધારે અને તેને તેઓ ઓપે છે." કંસારા વાસણને ઓપ આપે છે અને તેમાં રાંધીએ તો ઝેર આવે, મુખીઓ એતે

સરકારનાં અવિભાજ્ય અંગો છે અને એ રીતે પટેલના રાજીનામાંની કિંમત વધારે છે. પટેલ વિના સરકાર પોતાનો રાજ્ય કારભાર ચલાવી ના શકે. પટેલ અને તલાટી તો આ સરકારના બે પગ છે આમ હિંદના સાત લાખ ગામડા ગણતાં તેના ૧૪ લાખ પગો છે. આ પગ ગયા એટલે થઇ રહ્યું. આ રાજીનામાની કિંમત પણ કયારે, કે જ્યારે તે સાચા હોય ત્યારેજ. તેણે ખરા દીલથી રાજીનામું આપ્યું હોય તો તેની કિંમત નથી. અને તેવાં રાજીનામાં આપણને નુકશાનકારક છે.

આપણે સરદારને, તેઓ જબરા હતા તેથી સરદાર કહીએ છીએ; તે કાંઇ જેલમાં રોતા નથી. તે મનમાં ઇચ્છી રહ્યા છે, કે મારા જેવા થાવ—મારા જેવા નીડર બનો, એ તો પાટલુન પહેરવાવાલો ને સીગાર ફુકનારો તે પણ ત્યાગી છે, અને તે કાંઇ તમારી દયા નથી ઇચ્છતો. અફઘાનના અમીરોને તો લાખો રૂપીઆનું નજરાણું મળે પણ પટેલોને કેટલું ? રૂ. ૫૧ાા નુ કે બે આના ઉપર. તેઓ કઇ ચીજને વલગી રહ્યા છે કે પટેલાઇ નથી મૂકતા. તેનો સરદાર જેલમાં વિચાર કરે છે.

હવે માલવીયાજી ધારાસભામાં જાય, તો તેમના રાજીનામાની કાંઇ કિંમત નથી. **સરદારની માફક તેમને પણ ભારત ભુષણનો ઇલકાબ આપેલો છે. અને હવે જો જાય તો તે ભારત દુષણજ થઇ જાય.** જે પટેલોએ રાજીનામા આપ્યાં હોય તે પાછા ખેંચી લે, તો તેઓ નિંદાને પાત્ર છે. તે તો તેનું દફતર કલેકટરને ત્યાં આપી આવે, અને કદા કરી આવે. અને જો તેમ ના કરે તો તેમનાં રાજીનામાની કિંમત ચીંથરા જેવી છે. જો તેઓ

મારી વાત નહિ સમજે તો દેશને અને સરદારને પણ નુકશાન કરે છે. સરદાર ત્રણ મહિના પછી દાવાનળ સળગાવશે કે શું તે હું જાણતો નથી. પણ હજી જો હું સાંભળું છું કે પટેલે રાજીનામા આપ્યા છતાં, કામ કરેજ જાય છે. તો તેથી મને દુઃખ થવાનું છે.

## જોવા દાંડી ન આવશો

હું બીજી તમોને વિનંતિ કરવા માગું છું, કે તમો બધા જોવા માટે દાંડીએ ના આવશો. હું તો ત્યાં જે કામ કરવાનો છું તે કર્યે જઇશ. મેં સાંભળ્યું છે કે નવસારીના કેટલાક ગૃહસ્થે ત્યાં પાણી વગેરેનો બંદોબસ્ત કર્યો છે પણ તે ઉપર ભાર ન મૂકાય. જેઓ આવે તે પણ એવો નિશ્ચય કરીને આવે કે આપણે પણ આ લડતમાં ભાગ લેવો છે. ઉજાણી કરવા ના આવે. પૂર્ણ સ્વરાજ્ય મળ્યા પછી ઉજાણી કરજો અને કાનો ફોડી નાંખજો. તે વખતે હું બધું જોઇ લઇશ. પણ એટલું તો તમને કહીજ દઉં કે ત્યાં તમો વિદેશી કપડાં પહેરીને આવશો તો તેથી મને દુઃખ થવાનું છે, ગઇ કાલે મને જણાયું કે ધોળી ટોપીઓ નવસારીમાં ખુબ વેચાઇ. આમ મને બતાવવા માટે તમે તેમ કરો તે હું સમજી શકું. પણ જો દાંડીને યાત્રાનું સ્થાન અને પૂર્ણ સ્વરાજ્યનો કિલ્લો બનાવવો હોય, તો મારી વિનંતિ છે કે ખાદીના કપડાં પહેરીનેજ આવજો. જો આટલુંએ ના કરો, તો ત્યાં આવો તેનો કાંઇ પણ અર્થ નથી. સરદારને તો શર્ટ, જેકેટ, નેકટાઇ, પાટલુન પહેરતાં મેં મેં જોયા છે; પણ આજે તે શું પહેરે છે! જો તેઓ એવું પહેરે તો આપણે કોણ? આપણે તો ગરીબ છીએ. તમે વિદેશી વસ્ત્ર પહેરીને આવશો, તો મારે પણ તમારી સામે સત્યાગ્રહ કરવો પડશે. મારા સાથીઓ તમને પગે પડશે. તમે સામી ગાળ દઇ શકશો

અને થપ્પડ પણ મારી શકશો. પણ તે તેઓ સહન કરશે અને એક પદાર્થપાઠ પણ મેળવશે. પછી સરકાર થપ્પડ મારશે, તો તે પણ સહન કરી લેશે.

સ્ત્રીઓને દારૂનિષેધની પ્રવૃતિમાં ભાગ લેવાની સલાહ આપતાં મહાત્માજીએ જણાવ્યું હતું કે આ ઉપરાંત તમે રેંટીયાનું કામ પણ ઉપાડજો અને તેમાંથી તાકાઓ અને તાકાઓ કરે જજો.

આ ૭૫ રૂપીઆની ખાદી એક બ્હેને મને ભેટ આપી છે. તે તેણે તૈયાર કરી છે અને હું જોઉં છું કે તે ખાદી ખરાબ નથી. અને તે તમો લઇ શકો છો. અને આ પવિત્ર ભાવનાથી ઉત્પન્ન કરેલી ખાદી જેઓ પહેરશે તેઓમાં પવિત્ર વાતાવરણ પણ પેદા થવાનું છે. આપણું ઘણું કપાસ પરદેશ ચાલ્યું જાય છે. અને ૩૦ કરોડને પહેરાવી શકીએ એટલું તે થાય છે. તો તેમાંથી કાપડ કેમ ના બનાવીએ? જેઓની જેલમાં જવાની શકિત ના હોય તો આ કામ કેમ ના કરે?

જો તમારે સરદારનું નાક રાખવું હોય અને તેમને ત્રણ મહિના પહેલા છોડાવવા હોય, તો મેં બતાવેલા કામો હાથ ધરો. અને જો તે આ ટોપીએ તો સ્વરાજ્ય એની મેળે આવવાનું છે, અને આપણાં બધાં દુઃખો નાશ થવાનાં છે.

બાદ વંદેમાતરમ્ ગવાયા પછી જણાવવામાં આવ્યું હતું, કે શેઠ મનસુખભાઇએ રૂ. ૭૫ ની ખાદી લઇ લીધી છે અને તેઓ તે વેડછી શાળાના વિદ્યાર્થીઓને ભેટ આપે છે.

બાદ મહાત્માજીએ જણાવ્યું હતું કે જેઓની ઇચ્છા હોય, તે આ ખાદી પહેરવાની શરતે લઇ શકે છે. વેડછી શાળાના વિદ્યાર્થીઓને તો આપણે લંગોટી ઉપર પણ રાખી શકીએ.

બાદ કેટલાકે ખાદી લેવાની ઇચ્છા દર્શાવતાં મહાત્માજીને આશરે રૂ. ૧૦૦૦ ઉપરની રકમની ભેટ આપવામાં આવી હતી.




## "હવે છતો ગુન્હો કરવાનો છે"

## નીમકના કાયદાના ભંગ વિષે મહાત્માજી

### વીલાયતી કાપડના બહિષ્કારની ભલામણ

---

કરાડી મટવાડ તા૦ ૫ મી એપ્રીલ

મહાત્મા ગાંધીજી આજે સાંજે વેજલપુરથી વિદાય થતા, તેમને વિદાય આપવા ગામલોક મોટી સંખ્યામાં એકઠા થઇ ગયા હતા. નવસારીમાંથી પણ લોકોની ભારે મેદની તેમની પાછળ પડી હતી.

રસ્તામાં મહાત્માજીના દર્શન માટે લોકોની ઠેર ઠેર ટોળે જામેલીજ રહી હતી. અને આખો રસ્તો પાણીના અખંડ છંટકાવથી સુંદર કરવામાં આવ્યો હતો.

બરાબર સાંજના સાડાસાત વાગતાં તેમણે ખુલ્લા મેદાનમાં પ્રાર્થના કરી હતી અને બરાબર પોણા નવ વાગતા મહાત્માજી પોતાના સૈનિકો સાથે મટવાડ ખાતે આવી પહોંચ્યા હતા, જ્યાં આશરે ૬ થી ૭ હજાર માણસોની મેદની જામી હતી. ઉતારા માટે એક ઘણોજ સુંદર મંડપ તૈયાર કરવામાં આવ્યો હતો, અને કાર્ય-

ક્રમ મુજબ રાત્રે સાડાનવ વાગે ખુલ્લા મેદાનમાં જાહેર ભાષણુ ગોઠવવામાં આવ્યું હતું. જે સમયે આજુબાજુનાં ગામોમાંથી લોકોના ટોળે ટોળાં ઉતરી પડયા હતાં. બરાબર સાડાનવ વાગે મહાત્માજી સભામાં આવી પહોંચતા, તેમનો ભારે ધ્વની વચ્ચે સત્કાર કરવામાં આવ્યો હતો.

બાદ સંગીતાચાર્ય શ્રી ખરેએ પ્રાર્થનાથી સભાના કામની શરૂઆત કરી "શુર સંગ્રામ કો દેખ ભાગે નહિ" નું ગીત સભાજનો પાસે ગવડાવ્યું હતું. સભા ખુલ્લા મેદાનમાં હોવા છતાં, વ્યવસ્થા ઘણીજ સુંદર રાખવામાં આવી હતી. અને મહાત્માજીની બેઠક એક ઉંચા અને આશો પાલવનાં પાન વગેરેથી સુંદર રીતે શણગારાયલા સ્થાનકપર રાખવામાં આવી હતી.

બાદ અત્રેના જાણીતા એક પારસી સાધુએ કે જેઓ વર્ષો થયાં અત્રે દારૂતાડી નિષેધનું કાર્ય કરી રહ્યા છે. તેમણે ટુંક વિવેચન કરતાં સ્વયંસેવકો વગેરેને આ દિશામાં કાર્ય કરવા ભલામણ કરી, બધાને પોતાના દોષોનો એકરાર કરવા અને મહાત્માજીના જીવનમાંથી બોધ લેવા ભલામણ કરી હતી.

## મહાત્માજીનું વિવેચન

બાદ મહાત્માજીએ જણાવ્યું હતું, કે આ ગામ પાંચીયાભાઇનું છે અને તેના શેઠ એકવાર મારી પાસે આવેલા અને તેમણે પોતાનો જમીનનો દર ભર્યો ન હતો ત્યારથી મને તેમનું નામ તો યાદ રહી ગયું છે.

એટલે અહિં આવીને આનંદ તો થાય છેજ. વળી એ પણ સાંભળ્યું કે અહિંના જેટલી ગુજરાતમાં બીજે ક્યાંય મદ્યપાન નિષેધની ચળવળ ચાલી નથી. અને અહિં સારૂં પરિણામ આવ્યું છે અહિંના લોકો ઘણા સાહસિક છે, તે હું જાણું છું. અને તેમાંના કેટલાક તો મારા અસીલ હતા. હું તો આમ તમને બધાને જાણું. હું તો કામી રહ્યો એટલે કે મજુર. એટલે તમારી આદતોથી હું ઠીક ઠીક વાકેફગાર છું.

૧૯૧૫ ની સાલથી હું અહિં આવ્યો, ત્યારથી અત્યાર સુધી મને ખબર ના પડી કે હું શું કરી શકું. એ તો બારડોલીની લડત પછી મીઠુ બ્હેને ઉપાડયું છે. અને તે ચળવળ ચાલી મીઠાના કર વિષે ચળવળ ચલાવવા મને બે ત્રણ સ્થળ બતાવવામાં આવેલો પણ પસંદગીનું કામ મેં સરદારને સોંપ્યું હતું. અને છેવટે તેમણે જણાવ્યું હતું કે તેમણે જલાલપુર તાલુકો પસંદ કર્યો હતો. કારણમાં જણાવ્યું કે ત્યાં મદ્યપાન નિષેધનું પણ સારૂં કાર્ય થયેલું છે ને લોકો બહાદુર છે. અને મીઠું પણ બહુ છે.

અહિ તો પાણી પણ ના મળે એવી જગ્યા પસંદ કરવામાં આવી છે. અને આ પસંદગીમાં હું ઇશ્વરનો હાથ જોઉં છું, મને તો ખબર મળી ચુકીજ હતી, કે તમે છાનામાના કર આપ્યા વિના મીઠું લાવતા હતા. પણ આ તો સવિનય કર હતો. આમાં છાનેમાને થયું તે ગુહનો છે.

### "હવે છતો ગુન્હો કરવાનો છે"

હવે છતો ગુન્હો કરવાનો છે અને મારે પકડાવું છે. સરકાર

ગમે તેમ કરે. પણ તમે આમાં હિસ્સો આપશો એવી આશા મને છે. હું તો ઇચ્છું છું કે તમો આ આત્મશુદ્ધીની લડતમાં મદ્યપાનનો તો જરૂર નિષેધ કરો.

અમે માત્ર ૮૦–૧૦૦ માણસો આવ્યા છે તે બધા થઇને અને બારડોલીના થઇને ૩૦૦–૪૦૦ માણસ થશે. તેમનું તમે શું સ્વાગત કરશો ? તેઓ મમરા, દાળીયા, ગોળ કે ઘી વિના લેવાનાજ નથી એટલે તેમને ખવડાવવામાં સ્વાગત જોઇએ એવું થવાનું નથી.

તમારી પાસેથી મારા સ્વાગતની તો એ આશા રાખવાની છે, કે તમે બધા તેમની સાથે જોડાઇ જાઓ. હું કાંઇ દાંડી પહોંચ્યા પછી મને લઇ જવામાં નહિ આવે તો હું એક જગ્યાએ બેસી રહેવાનો નથી. એમ મારાથી એક જગ્યાએ લાંબો સમય બેસી રહેવાય નહિ.

## તમો દારૂડીઆનું રાજ્ય તો પંસંદ નહિજ કરો.

બાદ સ્ત્રીઓને દારૂનિષેધની પ્રવૃતિમાં ભાગ લેવાની સલાહ આપી જણાવ્યું હતું, હું અહિ રહીશ ત્યારે એ હિસાબ તો લેવાનોજ છું, કે તમે કેટલાએ દારૂ છોડયો ?

મને આશા છે કે તમે દારૂડીયાનું રાજ્ય તો પસંદ નહિજ કરો. રાજ્યમાં દારૂનો આટલો બધો વેપાર ચાલે છે તે એક દોષ છે અને તે આપણે દુર કરવા માગીએ છીએ.

એક બાજુએ તમે મીઠાનો કર ભરો અને બીજી બાજુએ દારૂ પીઓ તો કાંઇ ના થાય. જો તમે દારૂનો બહિષ્કાર કરવા ના માગતા હો તો મને અહિથી વિદાય કરવો જોઇએ.

## બધા ખજુરાંઓનો નાશ કરો

તમારા ખજુરાને મારાથી હાથ ના અરાડી શકાય. પણ તમે તો કરી શકો છો. એવું કરશો તો મને શેર લોહી ચઢવાનું છે. એ તો સરકાર રાક્ષસી છે કે તે આ ખજુરાઓ ચલાવી દે છે. આથી હું તમોને જણાવું છું કે તમે તમારી જમીનમાંના બધા ખજુરાઓનો નાશ કરો, કે જે આપણો નાશ કરે છે. જો તમે મારા દેખતાં કરશો તો હું તે જોઇનેજ જઇશ. અને માનીશ કે તમો સ્વરાજ્ય લઇ શકો છો.

અંતમાં મહાત્માજીએ આત્મશુદ્ધિ અને ત્યાગશકિત કેળવવા ભલામણ કરી, રાજીનામાં આપનાર પટેલોને તેમણે ચેતવણી આપી હતી.

વધુમાં તેમણે જણાવ્યું હતું કે તમો કોઇ દાંડી આવો તો ખાદી પહેર્યા વિના નાજ આવશો. લંગોટી હશે તો ચાલશે. તેથી કાંઇ નાગા કહેવાવાના નથી અહિંની સ્ત્રીઓએ તો કચ્છ અને એક કકડો રાખી લેવો જોઇએ.

## ખાદી આપણી લાજ ઢાંકે છે

ખાદીનો કકડો ઢાંકયાથી આપણી લાજ સચવાઇ રહી છે. પણ વીલાયતી પહેરવાથી લાજ લુંટાઇ જાય છે એમ સમજી જાઓ. લંગોટીમાં જેટલા શોભશો તેટલા વીલાયતીમાં નથી શોભવાના એ નક્કી માનજો.

બાદ વંદેમાતરમ્ ગવાયા પછી મિટિંગનું કાર્ય રાત્રે ૧૦॥ વાગે પૂરૂં થયું હતું.




## ધર્મક્ષેત્ર દાંડીમાં સત્યાગ્રહનાં મંડાણ

# યાત્રા ધામ નીહાળવા જતી માનવમેદની

### મીઠા ભેગી માટી પાથરવાનું ચાલી રહેલું કાર્ય !

### ભાંગેલી ઓરડીમાં પોલીસનું થાણું અને તંબુઓ !

દાંડી વહોરાઓનું કબ્રસ્થાન હોવાથી તે કોમના સંખ્યાબંધ વોહરાઓ પોતાની માનતાને છોડવા કે દારા દરગા કરવા આખું વર્ષ આવ્યાજ કરે છે. તે સ્થળ તે કોમનું એક યાત્રાનું સ્થળ થઇ પડેલું છે.

પરંતુ હવે તો આ સ્થળ આખા હિન્દની સ્વતંત્રતાનું કેન્દ્રસ્થાન બની ગયું છે. જાણે યાત્રાસ્થળ ના હોય, તેમ સંખ્યાબંધ માણસો સવારથી તે સાંજ સુધી દાંડીના દર્શને મોટરોમાં અવરજવર કરી રહ્યા છે. સ્ત્રીઓ પણ આ ચાલી રહેલી મોટરો મારફત મોટી સંખ્યામાં તે સ્થળે જાય છે.

### વહોરાઓની કબરોનો ઇતિહાસ

આ સ્થળ વહોરાઓનું યાત્રાસ્થળ કેવી રીતે થઇ પડયું તેનો

ઇતિહાસ પણ જાણવા જેવો છે. એમ કહેવામાં આવે છે કે જેમ હિન્દુઓમાં સતી સાવીત્રી, સીતાજી તથા એવી બીજી જે મહાન વ્યકિતઓ થઇ છે, તેવીજ ત્રણ સતીઓ આ કોમમાં પુરાતન કાળમાં હતી. અને તેઓ વહાણુ મારફત મુસાફરી કરતી હતી, તે વખતે અચાનક વહાણુ ડુબી ગયું હતું. પરિણામે કેટલા સમય સુધી આ સ્રીઓની લાશ હાથ આવી ન હતી પણ છેવટે સખત પ્રયાસ પછી દાંડી પાસે તેમની લાશો જણાઇ હતી. તે સમયે દાંડી ગામ ન હોતું, પરંતુ તે સ્થળે માત્ર દરિઓજ હતો. પણ આ મહાન પવિત્ર સ્રીઓને એજ સ્થળે દફનાવવી એવું નક્કી થયાથી તે સ્થળનો દરિઆનો કેટલોક ભાગ પૂરી તેમના પવિત્ર શબને ત્યાં દફનાવવામાં આવ્યાં હતાં. અને ધીમે ધીમે લોકોએ ત્યાં પોતાનું ગામ વસાવ્યું હતું. હાલમાં તે સ્થળમાં બીજી પણ ચાર પાંચ દરગાહો આવેલી છે. આમ આ સ્થળ વહોરા કોમ માટે યાત્રાનું મહાન સ્થળ થઇ પડયુ છે. એ દરગાહની આજુબાજુ શ્રીમંત વહોરાઓએ આશરે બે ત્રણ લાખ રૂપીયાનું ખરચ કરી તેમની કોમ યાત્રાએ આવે, તે વખતે આરામથી રહી શકે, તે માટે પડાવીઓ તથા એક મકાન પણ તે દરગાહની ફરતી બાજુએ બંધાવ્યાં છે. પાણીનો તો આ ગામમાં ભારે ત્રાસ છે. પરંતુ ભારે ખરચ કરીને આ દરગાહના અંદરના ભાગમાં, દાંડી ગામના એકના એક મીઠા પાણીના કુવામાંથી પાણી લેવાની વ્યવસ્થા કરવામાં આવી છે.

પણ આજે તો દાંડી સર્વ કોમનું યાત્રાસ્થાન બની ગયું છે. અને ત્યાં કાંઇ જેવાનું હશે એવી આશાંએ લોકોની તે તરફ દોડધામ ચાલુ છે. તેમના ઘણા ખરા મીઠું કેમ પકવવામાં આવશે

તે વિષે વિવિધ પ્રકારના તર્કો ચલાવ્યા કરે છે, અને એવા તો કોઇ ભાગ્યેજ હશે કે જેઓ દાંડીએ ગયા પછી ત્યાનું મીઠું લીધા વિના પાછા ફરતા હોય. જે જે સ્ત્રીઓ તથા પુરુષો ત્યાં જાય છે તેઓ જ્યાં મીઠાનાં થર બાઝેલા જુવે છે, તેને ઉખાડીને લઇ જાય છે. અને આમ મહાત્માજી શરૂઆત કરે તે પહેલાં તો આ લોકોએ સત્યાગ્રહની શરૂઆત કરી દીધી છે.

## પોલિસ થાણું

હાલમાં દાંડી ખાતે કાંઇ ખાસ પોલીસ ગોઠવવામાં આવી નથી, પણ જલાલપુર ખાતે પોલીસોને ગોઠવવામાં આવ્યા છે એમ જણાય છે. દાંડી નજદીક દરિઆ પાસે જે પોલિસ થાણું રાખવામાં આવ્યું છે તે તો એક ભાંગ્યા જેવી ઓરડીમાં છે અને તેની આસપાસ આઠેક નાનાં તંબુઓ ગોઠવવામાં આવ્યાં છે.

## સત્યાગ્રહ છાવણી

સત્યાગ્રહ છાવણી પણ તેની નજદીકમાં રાખવામાં આવેલી છે. મહાત્માજીનો ઉતારો જાણીતા વહોરા શેઠ વાસીવાળાના મકાનમાં રાખવામાં આવનાર છે. જ્યારે સ્વયંસેવકોનો ઉતારો રા. અંબારામ સાકરલાલે બંધાવેલા મકાનમાં રાખવામાં આવનાર છે. ગામમાં મીઠા પાણીનો માત્ર એકજ કુવો છે અને તેથી જો બહારના લોકો આવે; તો પાણીની જરૂર તાણુ પડે તેમ છે. સ્વયંસેવકો વગેરે માટે પાણીનો બંદોબસ્ત કરવાનું કાર્ય શરૂ થઇ ચુકયું છે. અને કેટલુંક પાણી તો ગાડાઓ મારફત આંટ મુકામેથી પણ ત્યાં લઇ જવામાં આવે છે. ગામમાં એક મુસ્લીમ ભાઇનીજ દુકાન છે, તે પણ ઘણી નાની છે.

બીજાઓ માટે ચવાણું કે બીજી કોઇ પણ ચીજ મળી શકે તેમ નથી. સિવાય કે દુર દુર દેખાતાં ઝાંઝવાનાં જળ !

## મોટર વ્યવહાર પણ અશક્ય !

આજે તો નવસારીથી દાંડી સુધી મોટરો ચાલે છે. પણ તે માત્ર બે કે ત્રણ. મહાત્માજીના આગમન પછી મોટરો મળશે કે કેમ તે પણ શંકા છે. સિવાય કે કાંઇ ખાસ બંદોબસ્ત થાય.

## માટીઓ પથરાય છે !

હાલમાં દાંડી ખાતે જે થોડા માણુસો રાખવામાં આવેલા છે તે પૈકી કેટલાક અવારનવાર પાવડા વતી મીઠાંને માટી ભેગું કરવાનું કાર્ય કરે છે. પહેલાં આવું કાર્ય થતું હતું કે કેમ તે હજી સુધી કાંઇ જણાયું નથી.

દાંડી ગામની વસ્તી થોડા મધ્યમ વર્ગના કુટુંબો મળીને ૩૦–૪૦ ઘરોની છે, જેમાં કોળીઓ વગેરેનાં ઘરોનો પણ સમાવેશ થઇ જાય છે કેટલાક સાથે વાત કરતાં જણાયું હતું કે પહેલાં તો દરિઆનું પાણી ગામની એક બાજુએ આવતું અને તે ખાડાઓમાં ભરાતાં મીઠું થતું પરંતુ તે હવે બંધ થયું છે. આથી તેઓ બીજો ગમે તે પાક બને તો કરે છે, પણ તેઓ જણાવે છે કે તેમાં તેમને કાંઇ ખાસ ફાયદો નથી. જો દરીયાનું પાણી લેવા દેવામાં આવતું હોય, તો આ જગ્યાએથી ઘણું સારૂં મીઠું બનાવી શકાય. અને અમારી કમાણીમાં વધારો થાય.

તપાસ કરતાં જણાયું હતું કે દાંડી જતાં રસ્તામાં આવતાં આટ ગામ પાસેના કેટલાક ખાબોચીયામાં પણ મીઠાંના સ્વચ્છ બરફ

જેવા થરો જામેલાજ હોય છે. અને જો મીઠાં ઉપર માટી નાંખવામાં આવતી ના હોય તો દરિઆ કિનારેથી પણ સુંદર, સ્વચ્છ બરફ જેવું મીઠું સહેલાઇથી પકવી શકાય તેમ છે. કેટલેક સ્થળે તો સ્વચ્છ મીઠાંના થરો બાઝેલા પણ જણાય છે.

## ફોટોગ્રાફરોનો દરોડો

જાણે કે દાંડીમાં કાંઇ કાંઇ કળાના નમુનાઓ ના ભર્યા હોય, તેમ તેના ફોટાઓ લેવા, ફોટોગ્રાફરોની અવરજવર પણ ત્યાં શરૂ થઇ ચુકી છે. અને પોલીસ થાણું, સત્યાગ્રહ છાવણી વગેરે સ્થળોના ફોટાઓ લેવામાં આવે છે.



# કુરૂક્ષેત્ર દાંડી

---

## યુધ્ધને આગલે દિવસે

## મહાત્માજીનું દાંડી ખાતે ભાષણ



## સુરત જીલ્લાના લોકોને દારૂ ત્યાગનો બોધ

### પરદેશી વસ્ત્રો કરતાં તો લંગોટી સારી

દાંડી, તા. ૫ મી એપ્રીલ

મહાત્માજી દાંડી પહોંચશે કે કેમ તે વિષે જે અનેક તર્ક વિતર્કો ચાલી રહ્યા હતા, તેનો છેવટે અંત આવી ગયો છે. અને સત્યાગ્રહી સૈન્યના સરદાર મહાત્માજીએ પોતાના સૈનિકો સાથે આજે સવારના એ તિથંરૂ૫ થઇ પડેલા દાંડી ગામમાં પ્રવેશ કર્યો હતો. જે સમયે તેમનો અપૂર્વ સત્કાર થયો હતો અને સાંજ સુધી નવસારીથી દાંડી સુધી ભારે માનવમેદની ઉલટી રહી હતી. અમદાવાદ, મુંબઇ, સુરત, પુના વગેરેથી પણ ઘણા લોકો આજે દાંડી તરફ ઉલટી પડયા હતા.

મહાત્માજી કાર્યક્રમ મુજબ સાંજના ૭ વાગે દાંડીમાં ભાષણ આપનાર હોવાથી તે દેવવાણી સાંભળવા લોક ઘેલું બની ગયું હતું.

અને મિટિંગનો સમય થતાં અગાઉ તો આ ૩૦ ઝુંપડાઓનું ગામડું દસ હજાર માણસોથી ચીકાર ભરાઇ ગયું હતું !

બરાબર ૭ વાગતાં ખુલ્લું મેદાન કે જ્યાં સભા રાખવામાં આવી હતી ત્યાં મહાત્માજી, શ્રીમતી સરોજીની નાયડુ, શ્રી અબ્બાસ તૈયબજી તથા ડો. સુમન્ત મહેતા વગેરે સભામાં આવી પહોંચ્યાં હતા. મહાત્માજીનું વદન તો હંમેશનાં જેવું હસ્તુંજ જણાતું હતું અને પોતાની બેઠક પર જગ્યા લીધા પછી, તકલી ઉપર કાંતવાનું શરૂ કરી દીધું હતું.

શ્રી ખરેએ સભાનું કામ રઘુપતી રાઘવ રાજારામની ધુનથી શરૂ કરાવ્યા બાદ મીસ તૈયબજીએ પણ એક ગીત ગાયું હતું.

બાદ શ્રી. કલ્યાણજીએ જણાવ્યું હતું કે જે ધન્ય દિવસની વાટ આખું હિન્દ જોતું હતું તે દિવસ હવે આવી પહોંચ્યો છે. અને એ સ્વતંત્રતાનું કામ આ જીલ્લામાંથી આરંભાય તે એક આશીર્વાદ છે. અને તે માટે આખા જીલ્લાના નકશાનો નાશ થઇ જાય તો પણ કાંઇ વાંધો નથી. ઇશ્વર આ લડતને આશીર્વાદ આપે એમ બધા ઇચ્છે છે. ઇશ્વર આ દાંડી અને જીલ્લા ઉપર કીર્તિનો કળશ રાખે એવી પ્રભુ પ્રાર્થના છે.

## દાંડીમાં ગાંધીજીનું પ્રથમ પ્રવચન

દાંડીબંદર આવવા હું જયારે સાથીઓને લઇ સાબરમતીથી નીકળ્યો, ત્યારે હું અને મારા સાથીઓ અહિ પહોંચી શકશું એમ મારા મનમાં ખાતરી તો નહોતી. સાબરમતીમાંજ મને પકડવાની અફવા તો ચાલતી જ હતી. સરકાર સાથીઓને કદાચ દાંડી લગી

પહોંચવા દે પણ મને તો નહિ જ પહોંચવા દે એમ હું માનતો હતો. તેમાં કોઇને મારી અધુરી શ્રદ્ધાની ગંધ આવે તો તેનો ઇનકાર નહિ કરૂં. અહીંઆ હું પહોંચ્યો છું તેમાં શાન્તિનો અને અહિંસાનો પ્રભાવ ઓછો નથી, તેનો પ્રભાવ જગતવ્યાપી છે. સરકારને આ બાબતમાં ધન્યવાદ જોઇએ તો લઇ શકે છે, કારણકે એકેએકને પકડી લેવાની શકિત સરકારના હાથમાં છે. એમ છતાં આ શાંતિસેનાને પકડવાની હિંમત નથી ચાલી એમ કહેવામાં પણ સરકારની સ્તુતિ જાય છે; એવી સેનાને પકડતાં તેને શરમ લાગી.

જે કૃત્યને પાડોશીઓ નિંદે તે નિંદવાલાયક કામ કરતાં પણ માણસ શરમાય તો તે શભ્ય માણસ છે.

જગતની નિંદાથી શરમાઇને પણ જો અમને સરકારે નથી પકડયા તેટલે અંશે પણ તેમને ધન્યવાદ ઘટે છે.

આવતી કાલે મીઠાના કરનો સવિનય ભંગ થશે એને પણ સાંખી લેશે કે નહિ તે નોખો સવાલ છે. અને ન પણ સાંખી લે. પણ સરકારે આ ટુકડી વિષે જે ધીરજ અને શાંતિ રાખ્યાં તે વિષે તો તે ધન્યવાદને પાત્ર ગણાશે.

આખા હિંદુસ્તાનમાં વ્યાપક સવિનય ભંગ ચાલે અને તેને સાંખી લે તેમાં જ મીઠાના કાયદાનો નાશ છે. જ્યારે મીઠાના કાયદા તોડવાનો સંકલ્પ થયો, અને થોડાઘણા માણસોએ પણ સ્વાધીનતા ન મળે ત્યાં સુધી જાનને જોખમે પણ એ કામની પાછળ મંડયા જ રહેવું છે એવી પ્રતિજ્ઞા લીધી ત્યારથી જ એ

મીઠાનો કર ગયો છે તે વિષે મારા મનમાં લેશમાત્ર પણ શંકા નથી.

આ સવિનય ભંગ સરકાર સાંખી લેશે તો ખચીત માનવું કે સરકારે આ કર વહેલો મોડો કાઢી નાખવાનો નિશ્ચય જ કર્યો છે. આવતી કાલે મને યા સાથીઓને પકડે તો મને આશ્ચર્ય નહિ થાય. દુઃખ તો નહિ જ થાય. જે વસ્તુને વહોરવા નીકળ્યા હોઇએ ને મળ્યા પછી દુઃખ માનીએ તો નાદાની ગણાય.

મને પકડે અને ગુજરાત–હિંદુસ્તાન–ના પ્રખ્યાત નાયકોને પકડી લે તોયે શું ? જ્યાં આખી પ્રજા ઉખડી પડે અને જાગૃત થાય ત્યાં નાયકની જરૂર જ રહેતી નથી, એવા વિશ્વાસ ઉપર આ લડતનું મંડાણ રચાયું છે. જે લાખો માણસોએ અમારી કુચ દરમ્યાન અમને આશીર્વાદ આપ્યા છે અને મારાં ભાષણો સાંભળ્યા છે તેમાંના ઘણા આ લડત ઉપાડવા તૈયાર રહેશે અને તેનું જ નામ વ્યાપક સત્યાગ્રહ કહી શકાય.

આપણે તો હવે સરકાર થાકે ત્યાં સુધી જ્યાંજ્યાં બની શકે ત્યાંત્યાં મીઠું આપણા પૂર્વજો જે પ્રમાણે બનાવતા હતા, તે પ્રમાણે ઘેરઘેર બનાવીને ઠેરઠેર વેચવું છે અને એટલી હદ સુધી કે સરકારની વખારમાં જે મીઠું પડયું છે તે નકામું થઇ પડે. જો દેશમાં પ્રજા-જાગૃતિ ખરેખરી થઇ હશે તો મીઠાનો કાયદો નહિજ રહે.

આપણે જ્યાં જવું છે તે બહુ દુર છે. આપણી યાત્રાનું ધામ હાલ તો દાંડી થયું છે. પણ ખરૂં ધામ તો સ્વતંત્રતા દેવી છે

તેનાં જ્યાં સુધી દર્શન થયાં નથી ત્યાં સુધી આપણા મનમાં અશાન્તિ રહેવાની. સરકારને પણ શાંત રહેવા નહિ દઇએ.

જે પટેલોએ રાજીનામાં આપ્યાં છે, તેમણે તે પુરવાર કરી આપવાં જોઇએ, અને સ્વતંત્રતાની સ્થાપના ન થાય, ત્યાં સુધી આ સરકારની સલામી ભરવી હરામ છે એમ માનવું જોઇએ.

જે બીજાં કામ હાલ ચારપાંચ દિવસથી ગણાવી રહ્યો છું, તેનો અમલ પણ જલાલપુર તાલુકામાં તરતોતરત થવો જોઇએ. દારૂ પીવામાં સુરત જીલ્લો પ્રખ્યાત છે. અને તેમાંયે આ તાલુકો વધારે પ્રખ્યાત છે. એ તાલુકામાં જ્યારે આજે આત્મશુદ્ધિનો પવન વાઇ રહ્યો છે, ત્યારે દારૂતાડીના સદંતર નાશ કરવો એ મુશ્કેલીનું કામ નથી. અને જે ખજુરાના પાંદડેપાંદડે પાપ પ્રગટ થઇ રહેલું છે, જેમાં આપણા નાશપૂરતી જ કિંમત રહેલી છે. અને ઝાડ આપણને ઝેરસમાન છે તે તમામ ઝાડો જમીનદોસ્ત થવાં જોઇએ.

દાંડીની અંદર વિદેશી વસ્ત્ર પહેરીને કોઇપણ આવશે તો મને ગમશે નહિ. દાંડીને આપણે યાત્રાનું ધામ કે પૂર્ણ સ્વરાજનો કિલ્લો બનાવવા ઇચ્છતા હોઇએ, તો બધાય ખાદી પહેરીને જ આજે. હું જાણું છું કે દેશના ખાદીભંડારોમાં ખાદી ખુટવા આવી છે, તેથી લાંબા સાડી કે ધોતિયાં ન મળે તો માત્ર લંગોટી પહેરીને આવશો, તોય તમને સભ્ય માણસ તરીકે આવકાર મળશે. અને તેમ છતાં જો કોઇ વિદેશી કાપડ પહેરનારા આવશે, તો મારે દાંડીનાં નાકા ઉપર સ્વયંસેવકો બેસાડવા પડશે અને તેઓ તમને પગે લાગીને પહેરવા વીનવશે. અને તેમ કરતાં દુઃખ થશે. એને થપ્પડ મારશો તો પણ એ સત્યાગ્રહીઓ તમારી થપ્પડ સહન કરશે.

**આ દાંડીની પસંદગી મનુષ્યની નથી, પણ ઇશ્વરની જ છે. જ્યાં હજારો માણસો અગવડથી જ આવી શકે, જ્યાં પહોંચવા માટે સ્ટેશનથી દસ માઇલ દુર આવવું પડતું હોય, પગપાળા ચાલનારને કાદવકીચડની ભરેલી ખાડી ઓળગવાની રહી હોય, એવા ખુણે પડેલી જગ્યાએ સત્યાગ્રહનો મોરચો કેમ મંડાતો હશે? પણ સાચી વાત જ એ છે કે આ લડત જ સહન કરવાની છે.**

તમે તો નવસારીથી દાંડીના આખાયે રસ્તાને પાણીનાં ઠેરઠેર પરબ માંડી જતમાં વિખ્યાત કરી મૂકયો છે. આ લડતમાં તમારી સંમતિ ન હોય, આશીર્વાદ ન હોય તો આ કામ શા માટે ઉપાડુ?

દાંડીને હરમ અથવા પાકપવિત્ર ભૂમિ સમજી આ જગ્યાએ જુઠું ન બોલાય, પાપ ન કરાય, એવી ભાવનાથી દરેકે પ્રવેશ કરવો જોઇએ. તમે સાચાં સેવક અને સેવિકાઓ થઇને આવશો અને સરકાર ગમે તેટલો ડર બતાવે તોપણ મીઠાના કાયદાનો સવિનય ભંગ કરશો, અને બીજાં દર્શાવેલાં કામ ઉપાડી લેશો તો સપ્તાહમાં જ સ્વરાજનો કાયદો ઘડાશે. ઇશ્વરની શકિતથી એક દિવસમાં પણ જે આપણો જન્મસિદ્ધ હક છે તે મળી શકે.

## બ્રિટિશ કાયદો

દરેક વ્યક્તિનું શરીર પવિત્ર છે એમ બ્રિટિશ કાયદો શીખવતો હોવાથી હું બ્રિટિશ રાજ્ય પર મોહિત થયો હતો. એ કાયદા પ્રમાણે માણસ મહા ખુની હોય તો પણ તેને સિપાઇ મારી શકતો નથી,

એ ખુનીને જીવતોજ સિપાઇએ કોર્ટમાં હાજર કરવો જોઇએ. જેલની બહાર ચોરીનો માલ પણ ઝુંટવી લેવાનો સિપાઇને અધિકાર નથી. પણ અત્યારે તો ઊંધો ન્યાય ચાલે છે. મારી મુઠીમાં મીઠું છે કે કાંકરા એનો ન્યાય કરનાર પોલિસ શી રીતે હોઇ શકે ?

દરેક મનુષ્યનું ઘર એ કિલ્લો છે. આપણું શરીર પણ એક જાતનો કિલ્લો છે અને એ કિલ્લામાં મીઠું આવ્યા પછી ઘોડાઓ માથે ફરી વળે તો પણ મીઠું નીકળે નહિ. કાંડુ કપાય પણ મીઠાની મૂઠી ન છૂટે એવું મનોબળ આજથી કેળવવું જોઇએ.

ઘરપ્રવેશ કરે તે જંગલીપણું કહેવાય. મારા હાથમાં ધુળ લીધી છે કે મીઠું તેનો ન્યાય તો ન્યાયાધીશ કરે છે. અંગ્રેજના કાયદામાં શરીર પવિત્ર મનાય છે. દરેક અમલદાર ન્યાયાધીશ થઇ ઘરપ્રવેશ કરતો થઇ જાય, તોતો તે લૂંટારાનો ધંધો થયો કહેવાય.

પણ હિંદુસ્તાનના અમલદારો અંગ્રેજી કાયદાઓને પણ જરૂર પડયે તોડીને ધોળાધોળી શરબત કરીને પી જાય છે, અને ૧૮૧૮ ના કાયદા મુજબ બધા કાયદાઓ પર પાણી ફેરવી શકે છે.

## ગુજરાતનું કર્તવ્ય

હવે એક પછી એક નેતાઓ પકડાવા લાગ્યા છે. અને આ લડતમાં તો જે વધારેમાં વધારે દુઃખ સહન કરે એ મુખી થઇ શકે છે. એ ધોરણે બહાર રહેલા માણસોમાંથી એક સરદાર થઇને આ લડત આગળ ચલાવી શકે છે.

આ લડત એક માણસની નથી પણ કરોડોની છે. બેચાર માણસ લડીને જો સ્વરાજ જીતી શકતા હોય તો દેશની હકૂમત પણ એ

બેચાર માણુસો ચલાવતા થઇ જાય, તેથી આ સ્વરાજની લડતમાં તો કરોડો માણુસોએ પોતાનો ભોગ આપી, કરોડોને લાભદાયી થાય એવું સ્વરાજ મેળવવાનું છે.

દેશના મોટા નેતાઓને સરકાર એક પછી એક ઉપાડતી ચાલી છે. અને આપણે તેમને પગલે ચાલવા તૈયાર હોઇએ, અને એમણે બતાવેલો ધર્મ પાળી શકતા હોઇએ, તો તો હસી શકીએ છીએ. નહિ તો શરમાવું જોઇએ. નેતાઓ ગયા અને હવે આપણો વારો આવ્યો છે એમ માનવું જોઇએ.

ગુજરાતના અને ગુજરાત બહારના આટલા બધા નેતાઓ જેલમાં ગયા. કેટલાય સ્વયંસેવકો મીઠું સાચવતાં ઘાયલ થયા છે. અને ક્યાંક ક્યાંક કેટલા તો માર ખાઇ બેભાન પણ થયા છે. છતાં તેની અસર મારા ઉપર થઇ નથી. આજે મારી છાતી પત્થર જેવી થઇ ગઇ છે. આ લડતમાં હજારો અને લાખો માણુસોનો ભોગ આપવો પડે, તો તે માટે પણ હું તૈયાર થઇ ગયો છું. જ્યાં હજારોને જેલમાં મોકલવા માટે ઉદ્યમજ માંડયો હોય, ત્યાં તેમને કોઇ લઇ જાય તો રડવા બેસાય છે? આ તો ચોપટના દાવ રમતાં ધાર્યા પાસા પડે છે, તેમાં રડવાનું કે હસવાનું શું હોય? એ ઇશ્વરની કૃપા છે. અને જે ચમત્કારો ચાલી રહ્યા છે તેનું તટસ્થ રહી નિરક્ષણ કરીએ.

તેરમી પછી આ છાવણી ઉપર મીઠાના અનેક કાયદા તોડવા છતાં સરકાર નજર નહિ રાખે તો તેને વિખેરી નાખશું, અને તેરમી પછી બીજે ક્યાંય જઇશું. પણ આ યોજનાનો બધો આધાર સરકારની નીતિ ઉપર રહે છે. હમણાં તો સરકાર જેમ પિરસે તેમ ખાઇ શકાય.

તમે હજુ સુધી મીઠું કાઢવા ન ગયા હો તો આખું ગામ ભેગું થઇ ને જજો. અને મુઠીમાં મીઠું ભરી લેજો અને મારા હાથમાં ૬ કરોડનું મીઠું લઇ જાઉં છું એમ જાણજો. સરકાર દર વર્ષે ૬ કરોડ રૂપિઆ મીઠાવાટે આપણી પાસેથી ખાઇ જાય છે.

તમે આજે સરકારી મીઠું ન ખાવાની પ્રતિજ્ઞા લઇ શકો છો.. તમારા ઘરના આંગણે તો મીઠાની ખાણુ પડી છે.

## ૧૨૪ અ. કલમ

રોહતકમાં લાલા શ્યામલાલ નામના બહાદુર ત્યાગી સેવક છે. તેમણે ૧૯૨૧ના અસહકારના આંદોલનમાં વકીલાત છોડી હતી. પણ ફરી ઓટ વખતે વકીલાત શરૂ કરી હજારો રૂપિયા જમા કર્યા. પણ લાહોરની મહાસભા પછી ફરીથી તેમનું હૃદય પીગળ્યું અને આશ્રમમાં આવવા માટે આજીજી કરી. આ સત્યાગ્રહી કૂચમાં પણ આવવાને તેમણે ઇંતેજારી બતાવી. પણ આ સોનામહોરને દોકડામાં કેમ વટાવું ? એટલે મેં ફરી તેમને રોહતક મોકલ્યા. અને તેમના લખવા મુજબ અહિંસાનું અમૃતપાન કરી સત્ય અને અહિંસાની કિંમત પ્રથમ કરતાં વધારે જાણી તેમણે વિદાય લીધી. અને હવે હું અહિંસાને કદી છોડીશ નહિ, અને આશ્રમને કદી બેવફા નહિ થઇશ એવી પ્રતિજ્ઞા લીધી. એ લાલા શ્યામલાલને બેવફાદારીના ગુહના સારૂ પકડવામાં આવ્યા છે.

બેવફાદારીને ધર્મ માનનાર મારા 'યંગ ઇંડિયા'ના લખાણ જેવું કંઇક તેમણે ભાષણ કર્યું હશે. પ્રથમ તો જે માણસ સલ્તનતનો હરેક ક્ષણે નાશ થાઓ એવી પ્રાર્થના કરી રહેલ છે. અને નાશ

કરવા પ્રયત્ન પણ કરી રહેલ છે તે માણસને મને ૧૨૪ અ કલમ લાગવી જોઇએ. પણ સાચી વાત તો એ છે કે જે બંડ કરીને કે દારૂગોળો વાપરીને સલ્તનતનો નાશ કરવા ઇચ્છે તેને જ ૧૨૪ અ લાગી શકે. પણ જે અહિંસા અને સત્યને માર્ગે સહન કરીને સલ્તનતનો નાશ ઇચ્છતો હોય, તેને એ લાગુ ન જ પડે. પણ હું ક્યાં ન્યાયાધીશ છું મારી તો બેરિસ્ટરી પણ છીનવાઇ ગઇ છે.

જો તમારે શાંતી અહિંસાનો દાવો સિદ્ધ કરવો હોય તો તમારો ધર્મ છે કે તમારે અહિં કોઇને કાંઇ કરવું છે, એમ સમજીને આવો. જો આ સ્વરાજ્યના યુદ્ધમાં દેખા કરીને આવીએ તે ઠીક નથી. તમાશગીર થવું હોય તેને માટે તો સુરત, નવસારીમાં અનેક નાટકશાળાઓ પડેલી છે.

આપણે પાપી હોઇએ તો પણ અહિં પાપ કરવા નથી માગતા એવું અહિ કરીએ. હું આવતી કાલે અલોપ થયો હોઇશ તો આ મારી સાથેના ધોળી દાઢીના માણસ મારી જગ્યા લેવાના છે. અને જો તમે તેમને, સરદારને, કે હિન્દુસ્થાનને શોભાવવા માગતા હો, તો આટલું તો કરજોજ.

આડંબર કરવા ખાદી પહેરનારાઓને પણ હું જાણું છું. પણ કહું છું કે સાચા સૈનિક થઇને આવો તો ઘણું કાર્ય કરી શકશો. સરકારનો ભય છોડીને નીકળી પડશો અને બ્હેનો પોતાનો બોજો ઉંચકી લેશે તો આ ૭ દિવસમાં આપણને કશીએ બીક નથી રહેવાની. તે વખતે સ્વરાજ્ય આપણા હાથમાં આવી ગયું છે એમ માની લેજો.

આ સાત દિવસમાં આપણે ત્યાં હોઇશું તો પણ હું અને

તમો પ્રભુને પ્રાર્થના કરો કે આ સાત દિવસમાં આપણને જોઈએ છે તે મળી જાઓ, અને તે માટે શક્તિ આપો.

બાદ વંદેમાતરમ્ ગવાયા બાદ સભા વિસરજન થઈ હતી.

# મીઠાંના કાયદાનો ભંગ કેમ કરવામાં આવશે ?

## દાંડી ખાતે મોટા પાયા પર તૈયારી

દાંડી, તા. ૫ મી એપ્રીલ

મહાત્મા ગાંધીજી અને તેમની ટુકડી આવતી કાલે મીઠાના કાયદાનો કેમ ભંગ કરશે તેને લગતી ચોક્કસ બાતમી હવે મળી છે.

સમુદ્રના જળને તપાવવા બે મોટા તવાઓ અને કેટલુંક બળતણ છાવણીએ લાવવામાં આવ્યું છે.

સરકાર કાયદાના આ ચોક્કસપણે થતા અનાદર પર કાંઇ ધ્યાન દેશે નહિ તો મીઠું ઘણા મોટા પાયા પર તૈયાર કરવામાં આવશે.

સ્વયંસેવકો સવાર સાંજ દરરોજ મીઠું પકવશે, જ્યારે બાકીના સમયે તેઓ કાંતવા વગેરેનું કાર્ય કરશે.

સત્યાગ્રહની લડત આવતી કાલે ગુજરાતમાં ૮ મથકોએ આરંભાશે.

આવતી કાલની લડતમાં આશરે ૨૦૦૦ સ્વયંસેવકો ભાગ લેશે.

## શ્રીમતી સરોજીની સાથે મસલત

એવું માનવામાં આવે છે કે શ્રીમતી સરોજીની નાયડુને અત્રે બોલાવવાનું કારણ સત્યાગ્રહી સ્ત્રીઓની મારફતે દારૂનિષેધની હીલચાલ ચોક્કસપણે કેમ આગળ વધારવી, તે વિષેના પ્લાનો તેમની સાથે ચર્ચવાનું છે. તે વિષેની વધુ સુચનાઓ થોડા વખતમાં બહાર પડવાની વકી છે.

## દાંડીમાં સભા

સવિનય ભંગની મહાન લડતના આ પ્રસંગે ગાંધીજીએ દાંડી ખાતે આજે સાંજે મળેલી એક સભા સન્મુખ ઘણું અગત્યનું ભાષણ કર્યું હતું. પ્રેક્ષકોની અને નજદીકના ગામડાંઓના માછીમારોની એક મોટી સંખ્યા ત્યાં હાજર હતી. ગામડાંની બ્હેનોએ સુમધુર સ્વરે રાષ્ટ્રીય ગીતો ગાઇ હાજર રહેલાઓના ઉત્સાહમાં વધારો કર્યો હતો.

સભાના કામની શરૂઆત મીસ અબાસ તઇઅબજીના ગાયનથી થઇ હતી.

### ‘ જીલ્લો ભોગો આપવા તૈયાર છે ’

જીલ્લાના કાર્યકર્તા શ્રી. કલ્યાણજીએ ગાંધીજીને આવકાર આપતાં જણાવ્યું હતું, કે તેનું એક સ્થળ સત્યાગ્રહની લડતનાં મંડાણ માટે પસંદ કરવામાં આવ્યું છે. ગાંધીજીને હું ખાતરી આપું છું, કે દેશને છુટાપણું મેળવી આપવા માટે ભોગો આપવા જીલ્લો તૈયાર છે.

## મહાત્માજીનું ભાષણ

મહાત્માજીએ દીલ હચમચાવી નાંખનારૂં ભાષણ કરતાં જણાવ્યું હતું, કે ‘ સાબરમતીથી નીકળ્યો ત્યારે મને મુદ્દલે ખ્યાલ ન હતો, કે મને અને મારા મિત્રોને અમારા મુકામે પહોંચવા દેવામાં આવશે. એવી મજબુત અફવા ફેલાઇ હતી, કે સાબરમતીથી નીકળતાંજ મને પકડવામાં આવશે. કયારેક હું ધારતો હતો, કે સરકાર મારા મિત્રોને દાંડી જવા દેશે, પણ મને જવા નહિ દે. હું એટલુંજ કહીશ કે અહિંસા અને સત્યના બળની અસર સરકાર પર થઇ છે. તે બળ

બધે વ્યાપક છે. તે બળેજ અમોને દાંડીએ આણ્યું છે. હું જાણું છું કે સરકાર મને પકડવા પૂરતી બળવાન છે. પણ આમ બળવાન છતાં તેના માટે જગત શું મત બાંધે છે તે માટે ઘણી તીવ્રતા ધરાવે છે.

આગળ ચાલતાં તેમણે જણાવ્યું કે મીઠાને લગતા કાયદાના સંબંધમાં હિંદ આખાએ બધે સવિનયભંગની લડત ઉપડશે સરકારે અત્યાર સુધી ધારણ કરી રાખેલી રાજનીતિ તે ચાલુ રાખશે કે કેમ તે હવે જોવાનું રહે છે. જો આખા હિંદમાં બધે સવિનયભંગ થાય, અને સરકાર જો તેને અટકાવી ન શકે, તો તેટલી હદે આપણી ફતેહ ગણું છું. તમે આ નિશ્ચયપૂર્વક માની લેજો, કે નીમકનો કાયદો ગયો છે. પોતાનો અમલ ચલાવવા ઇચ્છતી સરકારે પોતાના કાયદાનો ભંગ સહી લેવો ન જોઇએ. તે કાયદાનો અનાદર કરવાના પરિણામે જો કોઇ સત્યાગ્રહીને પકડવામાં આવશે, તો તેને ખેદ થશે નહિ. હું માનું છું કે આ એક કુદરતી પરિણામ છે. સૌએ એ યાદ રાખવું ઘટે છે, કે આ લડત એવી ખાતરીથી ઉપાડવામાં આવી છે, કે નીમકના કાયદાનો ભંગ કરવા દ્વારા તુરંગે જતા આગેવાનોની પુઠે લાખો લોકો તુરંગે જશે. જો સરકાર કાયદાના ચોક્કસ ભંગની સામે કોઇ પગલું નહિ લે તો ગેરકાયદેનું મીઠું દરેક હિંદીના ઘરમાં પકવવામાં આવશે. આ પુરવાર કરશે કે નીમકનો કાયદો આ દેશમાંથી અદ્રશ્ય થયો છે. આ લડત, સ્વરાજની મોટી લડત, કે જે લડવા આપણે પ્રતિજ્ઞા કરી છે, તેની માત્ર એક શરૂઆત છે. જો દેશમાં પુરતી જાગ્રતી આવશે, તો આના જેવા ગેરકાયદેના કરોનો સ્હેલાઇથી નાશ થશે. આ યાદ રાખજો કે આપણે હિંદમાં પૂર્ણ સ્વરાજ સ્થાપવાનુ છે. જે પટેલોએ પોતાના રાજીનામાં આપ્યાં

છે, તેમણે આવતી કાલથી કામ પર જતાં અટકવું. રાષ્ટ્રીય સ્વમાનનો પ્રશ્ન સામો આવી ઉભો ત્યાં સમજુતીઓ ન હોય. પટેલો હવે પોતાના ઓધા સ્વરાજ સરકારના અમલ દરમ્યાન લેશે.

## દારૂનિષેધની જરૂર

ગાંધીજીએ આ પછી દારૂનિષેધનું પ્રચાર કાર્ય ઉપાડી લેવાની તાકીદે જરૂર હોવા પર ભાર મેલ્યો હતો. તે કાર્ય ઉપાડી લેનારાઓને પણ હું કહીશ કે આ દાખલામાં પણ તમારે હિંસાનો ઉપયોગ ન કરવો. આ પણ અહિંસાથી થાય તેમ છે તે વિષે મને કશો પણ શક નથી.

લોકોને ઉદ્દેશીને તે પછી તેમણે કોઈએ તાડી પણ ન પીવી તે વિષેનો ઉપદેશ આપ્યો હતો.

## વિદેશી કાપડ તજો

જલાલપુરના ગામડીઆઓને ઉદ્દેશતાં તેમણે ભાર મેલીને જણાવ્યું હતું, કે તમારી વચ્ચે એવો એક પણ શખસ હોવો ન જોઈએ, કે જે વિદેશી કાપડ પહેરતો હોય.

છેલ્લે તેમણે જણાવ્યું કે આપણે સત્ય અને અહિંસાના શસ્ત્રોથી લડવાનું છે, અને મારી ખાતરી છે કે આપણે જીતીશું.

શ્રી. કલ્યાણજીભાઈએ બાદ જણાવ્યું હતું કે જુદા જુદા શખસો તરફથી ગાંધીજીને અનેક ભેટો મળી છે.

## સત્યાગ્રહીઓનો બીજો બેચ

મહાત્માજીના પુત્ર મી. રામદાસ ગાંધી ૧૮૨ સત્યાગ્રહી સ્વયંસેવકો

સાથે બારડોલી ખાતેથી સુરત આવી પુગ્યા છે. બારડોલી ખાતેથી વૉલન્ટીયરોનો એક બીજો બેચ રાત્રે આવી પૂગવાની વકી છે.

શ્રી. જમનાલાલ બજાજનાં નાના પુત્ર કમલનયનને પહેલા બેચમાં દાખલ કરવામાં આવ્યા છે.

# સરકારની સહિષ્ણુતા માટે મહાત્માજીનાં અભિનંદન

## પણ ખરો હૃદયપલટો ક્યાં છે?

કેમ્પ દાંડી તા. ૫ મી એપ્રીલ,

દાંટીમાંથી સત્યાગ્રહ શરૂ કરતા પહેલાં મહાત્માજીએ મુંબઇ સમાચારના નીચેનું નીવેદન આપ્યું છે:–

ઇશ્વરનો હું આભાર માનું છું કે અમે સ્વરાજની લડતનું પહેલું પગલું વટાવી આવ્યા છીએ. સરકારે રસ્તામાં કોઇ પણ પ્રકારની દખલ નથી કરી એ માટે તેને અભિનંદન ઘટે છે.

હું એમ માનવા જેટલો મુર્ખ નથી કે સરકારે પોતાનું બળ ગુમાવી દીધું છે. મને ખબર નથી કે જ્યારે અસંખ્ય માણુસો કાયદાનો ભંગ કરશે ત્યારે સરકાર આવી સહિષ્ણુતા જાળવી શકશે કે કેમ? તે આવી સહિષ્ણુતા જાળવી શકશે તો એનો અર્થ એ થશે કે તે જગતના અભિપ્રાયથી બીહે છે. જગત શાંતિમય સત્યાગ્રહ સામે મનસ્વી દમન નહિ સાંખે. હું ઇચ્છું છું, કે સરકારમાં ખરો હૃદયપલટો થયો હોય. પણ સરદારની અને સેનગુપ્તાની ધરપકડ પછી અને વડી ધારાસભામાંની સરકારી વલણુ પછી, હું એમ માની શકતો નથી.

ઇશ્વરની ઇચ્છા હશે. તો આવતી કાલે રાષ્ટ્રીય સપ્તાહના પહેલા દિવસે અમે મીઠાના કાયદાનો ભંગ કરીશું જેઓ તૈયાર હોય. તેઓ બધા કાલથીજ આવો ભંગ દેશભરમાં આદરી શકે છે.

# કુરૂ ક્ષેત્ર દાંડી

## છેલ્લો યુદ્ધનો પહેલો ધસારો

દાંડી, તા. ૬ ઠ્ઠી એપ્રીલ

આજે સવારની પ્રાર્થના પછી મહાત્મા ગાંધીજી પોતાના ૮૪ સૈનિકો અને ગુજરાત વિદ્યાપીઠના ૧૦ સ્વયંસેવકો, જેઓ કુચમાં સામેલ હતા. અને જેમને સ્વયંસેવકોની ટુંકડીમાં લઇ લેવામાં આવ્યાં હતા, તથા અમદાવાદના શેઠ પુંજાભાઇ જેમને મહાત્માજીની આ ટુંકડીમાં લઇ લેવામાં આવ્યા છે, તેઓ બરાબર ૭ વાગે સમુદ્ર સ્નાન કરવા નીકળ્યા હતા. તે ટુકડી સાથે લોકોનું પણ એક મોટું ટોળું હતું. મહાત્માજી પુર ગંભીરાઇથી ધીમે પગલે ચાલતા હતા.

મહાત્માજીએ અને સ્વયંસેવકોએ મહાત્મા ગાંધીકી જયના ભારે ઘોષો વચ્ચે સ્નાન કર્યું હતું.

મહાત્માજી અને તેમના સ્વયંસેવકો આ પછી નીમકના કાયદાનો ભંગ કરવા આવ્યા હતા. મહાત્માજી, શ્રી. અબાસ તૈયબજીના પુત્રીના ખભે હાથ ટેકવી ચાલતા હતા. અને તેમની જોડે શ્રીમતી સરોજની નાયડુ પણ હતાં

મહાત્માજી અને તેમના સ્વયંસેવકોએ કિનારે કુદરતી રીતે પથરાયલું મીઠું બરોબર ૮–૩૦ વાગે ઉચકી લીધું હતું.

શ્રીમતી નાયડુએ મહાત્માજીને નીમકના કાયદાના ભંગ કરનાર તરીકે સંબોધીને અભિનંદન આપ્યું હતું.

## પોલિસની ગેરહાજરી

ગાંધીજી અને તેમના સ્વયંસેવકોએ નીમકના કાયદાનો આ રીતે ભંગ કર્યો, ત્યારે કોઇપણ પોલિસ સીપાઇ ત્યાં દેખાયો ન હતો.

## ગાંધીજીનું નિવેદન

નીમકના કાયદાનો ભંગ કર્યા પછી મહાત્મા ગાંધીએ તરતજ છાપા જોગું નીચલું નિવેદન બહાર પાડયું હતું:-

મીઠાના કાયદાના ભંગની પ્રાથમિક વિધી પૂરી થઇ છે. ત્યાં મીઠાંના કાયદા હેઠળ પોતા સામે કામ ચલાવવાનું જોખમ વ્હોરતાં જે કોઇ પણ ખુશી હોય, તેના માટે તેને જ્યાં પણ મીઠું બનાવવાની સગવડ હોય ત્યાં તે બનાવી શકે છે. મારી સલાહ છે કે કાર્યકર્તાઓએ દરેક ઠેકાણે મીઠું બનાવવું અને જ્યાં સ્વચ્છ મીઠું કેમ બનાવવું તેની ખબર હોય, ત્યાં તેમણે તેમ કરવું. ગામડાની પ્રજાને તેની સુચનાઓ આપવી. અને તેજ વેળાયે તેમને કહી દેવું કે તેમ કર વામાં તમો તમારી સામે કાયદા પ્રમાણે કામ ચલાવવાનું જોખમ વહોરો છો. બીજા શબ્દોમાં ગામડાંની પ્રજાને મીઠાનો કાયદો ભંગ કરવા માટે તે કાયદો શું છે, તે કેમ ભંગ કરવો અને તે ભંગ થતું અટકાવવા સરકારે કયા નિયમો કર્યા છે, તેની પૂરે પૂરી માહિતી આપી દેવી.

આ પ્રસંગે પોલિસ ઉપરાંત આબકારી ખાતાનો પણ, એકેય માણુસ હાજર ન હતો.

# કુરૂક્ષેત્ર દાંડીમાં કાયદાના ભંગ પછી ગાંધીજીનું ભાષણ

દાંડી, તા. ૬ ઠી એપ્રીલ

રવિવારે સાંજે દાંડીમાં જાહેર સભામાં પ્રવચન કરતાં મહાત્મા ગાંધીએ પોલિસ અમલદાર મી. આટીયા, જેમણે આટ ખાતે એકઠા કરવામાં આવેલા પ્રતિબંધક મીઠાનો નાશ કર્યો હતો. તેમણે સ્વયંસેવકો પ્રત્યે બતાવેલા વિવેક માટે તેમને અભિનંદન આપતાં જણાવ્યું હતું, કે જો મીઠા વેરાનો કર રદ કરવામાં આવશે તો હું વાઇસરૉયના ઘુંટણીએ પડીશ, અને સરકારને અભિનંદન આપીશ. ગાંધીજીએ આવતી કાલથી સર્વને પ્રતિબંધક મીઠું પકાવવાની, ખરીદવાની અને ઉપયોગમાં લેવાની, અપીલ કરતાં જણાવ્યું હતું કે જે દાંડીમાં આવનારાં માણસો ખાદી ખરીદવા શકિતવાન ન હોય, તો તેમણે લંગોટ મારી આવવું.

## સુંદર શરૂઆત

મહાત્માજીએ વધુમાં જણાવ્યું કે મીઠા વેરાના કાયદાના આજના ભંગની સુંદર શરૂઆત થઇ છે. સરકારને જોઇએ તો આપણને પકડે કે ન પકડે. આપણે તો આપણી ફરજ બજાવવાની છે. પ્રભુને અંતઃકરણમાં રાખીને અત્રે આજે લડતની શરૂઆત કરી છે. અને હું આશા રાખું છું કે આખું ગુજરાત તેમ કરશે. સરકારે અત્રે મીઠાનો નાશ કર્યો હોવાથી, વકી રાખ્યા મુજબનું કુદરતી મીઠું હું એકઠુ કરી શકું તેમ નથી. મારા સ્વયંસેવકોને અને મારા જેવા વૃધ્ધ પુરુષને સરકારે વિચિત્ર સ્થિતિમાં મૂકયો છે. પણ આંટ ખાતે તેમને બધા મીઠાનો નાશ કરવાની ફરજ પડી છે. સ્વયંસેવકો પ્રત્યે

અખત્યાર કરેલી વિવેકી વલણ માટે હું અમલદારોને અભિનંદન આપું છું. સ્વયંસેવકો જ્યાં અહિંસાત્મક અને શાંત હોય, ત્યાં તેઓ બીજું શું કરી શકે? તેમણે સરકારને ચેતવણી આપી છે, કે તેઓ કોઇના શરીર પર હાથ દઇ કે કોઇના ઘરમાં પ્રવેશ કરી શકે તેમ નથી. જો સરકાર મીઠું ખુંચવી લેવાનું શરૂ કરશે તો સરકારને માટે તે મુસ્કેલ થઇ પડશે. રોહતક ખાતે લાલા સ્યામલાલને ૧૨૪ મી કલમ હેઠળ પકડવામાં આવ્યા છે. જો કોઇ પણ માણસ એ કલમ હેઠળના આરોપનો અપરાધી હોય, તો તે હું છું, અને મનેજ સરકારે પહેલો પકડવો જોઇએ. આથી તમારે એમ ન માનવું, કે ધરપકડ માટે હું ઉતાવળો બન્યો છું. હું ગુજરાતને અપીલ કરૂં છું, કે તેણે શાંતિ અને અહિંસાની પ્રતિજ્ઞાને ચુસ્ત વળગી રહેવું આવતી કાલથી દરેક, જ્યાં જ્યાં મીઠું જડી આવે ત્યાંથી લેવા છુટા છે. તેમણે મીઠા વેરો આપતા નથી એમ સમજીનેજ ચાલવું. સરકાર મીઠા વેરો રદ કરશે, ત્યારેજ હું તેને અભિનંદન આપીશ. અને ત્યારે સરકાર ભલે મારી સાથે લઢે!

હું જાણું છું કે મીઠાવેરો રદ કરવાની વાઇસરોયને સત્તા છે. પણ તે પોતે તે સત્તાનો ઉપયોગ કરશે નહિ.

## મીઠાનું વેચાણ

ભાષણ પુરૂં થયા પછી, સવારે ગાંધીજીએ એકઠું કરેલું બે તોલા મીઠું વેચવામાં આવ્યું હતું. અને તે અમદાવાદના મીલમાલીક શેઠ રણછોડલાલે રૂ. ૫૨૫ માં લીધું હતું.

# પહેલો ભાગ સમાપ્ત.

ભારતનું ઘડતર પણ નીચેને શિરનામે મળશે.

# યુવતી સૌભાગ્ય રત્ન.

## હિન્દુ સ્ત્રી સમાજ માટે અતિ ઉત્તમ ઉપયોગી પુસ્તક.

પ્રજાના ભવિષ્યની ઉન્નતિનો મુખ્ય આધાર સ્ત્રીઓ ઉપરજ છે માટે સ્ત્રીઓને સદ્દગુણી બનાવવાનો મંત્ર દેખાડનારૂં આ એકજ પુસ્તક છે.

આર્ય સન્નારીઓને પોતાના ધર્મનું ભાન થાય અને તેઓ પોતાનું જીવન સન્માર્ગે ગુજારે, એવા શુભ હેતુથી આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે. આ પુસ્તકની અંદર ઇશ્વર સ્તુતી, સુવાસિની ધર્મ, સતી લક્ષણ, રજસ્વલા ધર્મ, ગર્ભિણી સ્ત્રી ધર્મ, વિધવા ધર્મ, તુલસી પૂજા વિધિ, વગેરે સાદી સરલ ભાષામાં આપવામાં આવ્યો છે એટલુંજ નહિ પણ સતી સાવિત્રી ચરિત્ર, પતિભક્તિ સ્તવનઃ કૌશિક તાપસી આખ્યાન, અનસૂયા અભ્યુદય; ભોગવતી ભાગ્યોદય અને સતી સુલોચનાનું આખ્યાન એવું તો સરસ લખવામાં આવ્યું છે, કે એક જડ હૃદયની સ્ત્રી, હોય તો પણ આ એક આખ્યાન વાંચે તો પોતાના પતિ પ્રત્યે તન, મન અને ધનથી પતિવ્રત શું છે તે સમજી પોવાના પતિની સેવા કરે છે.

આ પુસ્તકની ઉપયોગિતા અને લોકપ્રિયતા એટલી બધી વધી છે, કે જેની ત્રીજી આવૃતિ બહાર પાડવામાં આવી છે. અને શ્રીમંત સરકાર શ્રી ગાયકવાડ સરકારે લાયબ્રેરીઓ તથા કન્યાશાળાઓ માટે મંજુર કરેલું છે.

આ પુસ્તકમાં ૨૯૮ પાના તથા મજબુત પાકુંપુઠું સોનેરી નામ કિં. માત્ર ૧૨ આનાજ રાખવામાં આવી છે.

આખી મુંબઈમાં; હિન્દુધર્મનાં ધરેક ધાર્મિક પુસ્તકો મળવાનું મોટું મથકઃ—

## પંડિત નારાયણ મુલજી પુસ્તકાલય

૨૨૯, કાલબાદેવી રોડ, ઝવેર બાગ, મુંબઇ, ૨.

રાષ્ટ્રિય નવરાત્ર રાસ. કર્તા રા. પાદરાકર. કિં. ૦-૪-૦

હમારા પુસ્તકાલય તરફથી પ્રસિદ્ધ કરેલાં અને હમારે
ત્યાં મળતાં પુસ્તકોનું

# સૂચિપત્ર.



પંડિત નારાયણ મૂલજી પુસ્તકાલય.
માલીકઃ—
રાજગુરૂ પંડિત રવિશંકર જયપ્રારામ ઍન્ડ સન્સ
૨૨૯ કાલકાદેવી રોડ. ઝવેરબાગ,
મુંબઈ નં. ૨.

સંવત ૧૯૮૫ ]   [ સને ૧૯૨૯.

## જરૂરી સૂચનાઓ.

૧ આ સૂચિપત્રમાં નહિ દર્શાવેલાં કોઇ પણ ધાર્મિક ગુજરાતી પુસ્તકો પણ કિફાયત ભાવે અમારી પાસે મળી શકશે; તૈયાર નહિં હોય તેવાં પુસ્તકો મંગાવીને પણ મોકલવામાં આવશે.

૨ ગ્રાહકોએ પુસ્તકો મંગાવતી વખતે પોતાનાં શિરનામાં ચોકખા અક્ષરથી અને સંપૂર્ણ લખવાં.

**૩ પુસ્તકો મંગાવતી વખતે ઓર્ડરની સાથે પચીસ ટકા ડીપોઝીટ અગાઉથી મોકલવા, તેમજ જવાબ માટે રીપ્લાય કાર્ડ લખવો.**

૪ એક રૂપીયાથી ઓછી કિંમતના પુસ્તકો વી. પી.થી મોકલતા નથી માટે પોસ્ટેજ સાથે ગણીને તેટલી કિંમતની પોસ્ટન. ટીકીટો અગાઉથી બીડવી.

જદુરામ રવિશંકર ત્રિવેદી,
મેનેજીંગ પ્રોપ્રાયટર.

પંડિત નારાયણ મૂલજી પુસ્તકાલય
કાલબાદેવી રોડ ઝવેરબાગ મુંબઈ નં. ૨

ધી "ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ"માં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપ્યું છે.
કાળાઘોડા પાસે, બેઇક-હાઉસ લેન, કોટ. મુંબઇ

